શ્વસુર ગૃહે વાસ કરતી પરંતુ પતિપ્રેમથી વંચીત એવી કોડભરી, સુશીલ વાગ્દત્તા નારીના કુટુંબપ્રેમ અને આત્મ-વિલોપનના, નિસ્વાર્થ ત્યાગની સળંગ નવલકથા

# વાગ્દત્તા

[ ભાગ ૧-૨ સાથે ]


કર્તા

પ્રભાવતીદેવી સરસ્વતી

અનુવાદક :

[ સ્નેહ અને સમર્પણ, પારૂ, અભિમાન, વિ.ના અનુવાદક ]

મોહનલાલ ચુનીલાલ ધામી



એન. એમ. ઠક્કરની કુાં.

બુકસેલર્સ. પબ્લિશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબઈ-૨



મારા પરમ મિત્ર શ્રી. ઉ. ન. ઢેબરનાં

— પ્રિય અને આદર્શ પત્ની —

સ્વ. બહેન શ્રી મનહરબાળા બેનની

કરુણ મંગલ શહાદતને શ્રદ્ધાંજલી

મોહનલાલ ધામી

# બે બોલ

શ્રી પ્રભાવતી દેવી સરસ્વતી બંગ સાહિત્યનાં રત્ન છે. બંગાળી સાહિત્યમાં ત્યાગ, ચારિત્ર્ય, વિશુદ્ધ જીવન અને સંસ્કારની ભાત પાડતી ઘણી કથાઓ તેમણે લખી છે. એમની ભાવવાહી કળા પર બંગાળી જનતા ગર્વ લે છે.

ગૂજરાતી સાહિત્યમાં શ્રી પ્રભાવતી દેવીની ' સ્નેહ અને સમર્પણ ' નામની એક આદર્શ કથા આ અગાઉ આપી છે અને જનતાએ એનો ભાવ ભર્યો સત્કાર કર્યો છે.

આ કથા એવી જ ભાવવાહી અને આદર્શ છે. ત્યાગ, ચારિત્ર્ય, પ્રેમ, નારીના પ્રાણની ભવ્યતા, ગૃહ જીવનમાં નારીના હૈયાના ધબકારા, પશ્ચિમની કેલવણીનાં દુષ્પરિણામ, એક નારીના પ્રાણની મર્મ વેદના, નારીનું પરમ મંગલ સ્વરૂપ અને જીવન વહેણનાં અનેક પછડાટ આ કથામાં એકાદ કવિતા સમા વારંવાર નજરે ચડે છે. સાથો સાથ એક માતાનો પ્રેમ અને એક વ્યથાથી ઘેરાયેલા વૃદ્ધ દાદાનું વાત્સલ્ય આ કથાને કોઈ પવિત્ર ઓપ ચડાવે છે.

બહેનો અને માતાઓ નાના મોટા દરેકને માટે આ કથા ખૂબ જ પ્રેરણાદાયક છે.

મને આશા છે કે ગુજરાતનાં નરનાર આ કથા પ્રત્યે મમતા ભરી નજરે જોશે.

વીર ઔષધાલય
રાજકોટ
૧૭–૪–૪૮
રામનવમી

**વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી**

૧

"જ્યોતિ......"

દાદાનો ગંભીર અવાજ જ્યોતિર્મયના કાન પર અથડાયો. તે પોતાના ખંડમાં બેઠો બેઠો એક પુસ્તકના પાના ઉથલાવી રહ્યો હતો.

દાદાના આહ્વાનને ટાળવાનું સાહસ તેનામાં નહોતું. તેથી તે એકદમ પુસ્તક ઉંચું મૂકી ઊભો થઈ ગયો.

પિતામહ બિહારીલાલ મુખોપાધ્યાય તેજસ્વી પુરુષ હતા. એવો કોઈ પણ માણસ નહોતો કે જે તેમનાથી ન બીતો હોય. જ્યોતિર્મય દાદાથી બહુ ડરતો હતો. કોઈ દિવસ તે દાદાની વાતને ટાળી શક્યો નહોતો. દાદાના મોઢે કોઈ પ્રકારની વાત કે વિરોધ કરવાનું તેનામાં સાહસ પણ નહોતું

બિહારીલાલ પોતાના ખંડમાં એક બિછાના પર મોટા તકીયાને અઢેલીને બેઠા હતા. સામે અંબરી તમાકુથી ભરેલો હુક્કો પડ્યો હતો; તે તરફ તેમની નજર નહોતી.

જ્યોતિએ દરવાજા બહારથી ડોકું કાઢીને એક વાર જોયું, દાદાના ચહેરાનો ભાવ કેવો છે. બિહારીલાલનો ચહેરો સ્વાભાવિક રીતે ગંભીર જ રહેતો, તેમના ચહેરા પર હાસ્ય કોઈ વાર જ આવી જતું. લોકો કહેતા, આ જમિનદારની કળા છે. પણ કળા હો કે પ્રકૃતિ હો, સહુ તેમની સામે સંકુચિત બની જતા હતા.

જ્યોતિર્મયે ધારીને જોયું, આજ દાદાનો ચહેરો કંઈક વધારે ગંભીર છે,—વિશાળ લલાટ પર કેટલીક રેખાઓ પણ ખેંચાણી છે. તેમનું આહ્વાન હંમેશના જેવું સાધારણ નહોતું. એમાં એવું કંઈક

હતું કે જે મગજમાં ઘોળાયા કરે. કોઇ અપરાધીને બોલાવવાનો હોય, તે રીતે આ સાદ હતો.

દાદાનો ખાસ નોકર રાખાલદાસ ઓરડામાં દાખલ થતો હતો, દરવાજા પાસે જ્યોતિને અચકાતા ભાવે ઉભેલો જોઇને તે સમજ્યો કે દાદા બીજો સાદ નહિ કરે, ત્યાં સુધી જ્યોતિભાઈની જડતા દૂર નહિ થાય. તેણે પોતે જ જ્યોતિની જડતા દૂર કરવા જરા ઉંચા સ્વરે કહ્યું: "લ્યો, જ્યોતિભાઈ તો અહીં ઊભા છે. અંદર ચાલો, બાપુ ક્યારના આપની રાહ જોઈ રહ્યા છે."

જ્યોતિના મનમાં થયું, રાખાલના મજબુત ખભા પર એક ઠોંસો લગાવી દઉં, પરંતુ તેમ કરવાનું તેનામાં સાહસ નહોતું. માથું નીચું નમાવીને તે ધીરેધીરે અંદર દાખલ થયો.

માલિકને ઉંડા વિચારમાં પડેલા જોઇને રાખાલે કહ્યું: "બાપુ, તમાકુ બળી જાય છે......"

બિહારીલાલ સ્વસ્થ થતાં બોલ્યા: "હા...લઉં છું. જ્યોતિ આવ્યો છે?"

જ્યોતિર્મય વિનયપૂર્વક સામે ઊભો રહ્યો.

રાખાલે કહ્યું: "આ રહ્યા બચુભાઇ..."

બિહારીલાલે પૌત્રના મોઢા સામે જોતાં કહ્યું: "ઓહ...તું ક્યારે આવ્યો છે તે હું જાણી શક્યો નહિ. અહીં બેસ, એક વાત કહેવાની છે. કંઇ ખાસ કામ તો નહોતો કરતો ને?"

જ્યોતિએ વિનયપૂર્વક કહ્યું: "ના, એક પુસ્તક જોતો હતો."

"આધુનિક યુગની કોઇ નોવેલ હશે..."

દાદાની ભ્રકુટી કંઇક વક્ર થઈ.

જ્યોતિર્મયે તરત કહ્યું: "ના દાદા, મારા અભ્યાસનું પુસ્તક હતું. મને નોવેલ વાંચવાનો શોખ નથી."

ખુશી થવા છતાં તે ભાવ દાદાના ચહેરા પર ખીલ્યો નહિ. તેઓ બોલ્યા: "સારૂં......આજની નબળી નવલકથાઓ વાંચીશ નહિ, એથી મનમાં કચરો એકઠો થાય છે. એ બધી વાર્તાઓથી જુવાન છોકરાઓનાં હૈયાં બગડી જાય છે, એ લોકો પોતાના જીવનને એકાદ નવલકથા જેવું માની લે છે. ભેગો શા માટે રહ્યો છે......, બેસ."

સંકુચિત ભાવે જ્યોતિર્મય એક તરફ બેસી ગયો.

દાદા એવા ને એવા ગંભીર વદને હુક્કો પીવા લાગ્યા. દિવાલ પરની ઘડિયાળ ટક ટક કરી રહી હતી, મિનિટનો કાંટો આગળને આગળ વધતો હતો. આમને આમ ઘણી વાર સુધી બિચારા જ્યોતિર્મયને ચુપચાપ બેસી રહેવું પડયું; એ સિવાય કોઇ માર્ગ પણ નહોતો.

જ્યારે હુક્કાની તમાકુ સાવ બળી ગઇ, અને ધુમાડો નીકળવો બંધ થયો, ત્યારે દાદાએ હુક્કાની નળીને એક બાજુ મૂકી. તીવ્ર નજરે જ્યોતિ સામે જોતાં કોઇ પણ પ્રકારની ભૂમિકા કર્યાં વગર તેમણે પ્રશ્ન કર્યો: "મેં સાંભળ્યું છે કે તું વિલાયત જાય છે?"

આ વાત ઘણી ખાનગી હતી. મિત્રો વચ્ચે ચર્ચાતી હતી, પરંતુ મિત્રોની દિવાલ ભેદીને આ વાત અહીં દૂરના ગામડામાં દાદાના કાનસુધી કેવી રીતે પહોંચી તે એક આશ્ચર્ય હતું. સુયોગ મળ્યો હતો, મિત્રોનો ઉત્સાહ હતો, સાહસ કરીને આ વાત હજી સુધી તેણે ઘરમાં કરી નહોતી, વખતે ધમાલ થઇ પડે અને તેની આશા નષ્ટ પામી જાય.

વિશ્વવિદ્યાલયમાં તેણે ઉચ્ચ સન્માન મેળવ્યું હતું, વિશ્વવિદ્યાલય તરફથી જ તેને વિલાયત મોકલવાનો હતો.

દાદાને આ વાતથી રોષ ચડશે. પણ તે કેટલા દિવસ સુધી

રહેશે ? બે દિવસ સુધી આ રોષ રહેશે, પછી તેઓ ભૂલી જશે. દાદાના બે દિવસના રોષ ખાતર શું આવો સુયોગ જ્યોતિએ જતો કરવો ?

શિક્ષણનો આવો સુયોગ તે છોડી શકે તેમ નહોતો; કારણ કે તેના અંતરમાં જ્ઞાનની તૃષ્ણા પ્રબળ હતી.

આ વાત કહેવાની હતી, પણ આ રીતે નહિ. દૂર રહીને પત્રદ્વારા જણાવવાથી ભય ન રહે, જ્યોતિએ આવો જ સંકલ્પ કર્યો હતો. આજ રૂબરૂમાં આ પ્રશ્ન સાંભળવો પડશે અને તેનો ઉત્તર આપવો પડશે, તે વિચારથી જ્યોતિને પસીનો વળવા માંડ્યો. માથું નમાવીને તે વિચારવા લાગ્યો, કયા વિશ્વાસઘાતકે આ સમાચાર અહીં મોકલ્યા હશે? બિહારીલાલ તેના ઝાંખા પડી ગયેલા ચહેરા સામે જોઇ રહ્યા હતાં. જ્યારે જ્યારે જ્યોતિ દાદા સામે જોવા ગયો, ત્યારે દાદાની તીવ્ર નજર જોઇને તેનું માથું નમી પડ્યું હતું.

બિહારીલાલે કહ્યું: "મારી વાતનો ઉત્તર કેમ નથી આપી શકતો જ્યોતિ, શું વાત સાચી છે ?"

શું કહેવું તે જ્યોતિ નક્કી કરી શકતો નહોતો. જીવનમાં કોઈ દિવસ તે અસત્ય બોલ્યો નહોતો, આજે પણ સત્યને અસત્યના આવરણ પાછળ છૂપાવી શકે તેમ નહોતો. તે નમેલા વદને બેસી રહ્યો, કપાળ પર પરસેવાનાં બિંદુ વળી ગયાં, ને કશો ઉત્તર આપી શક્યો નહિ.

"જ્યોતિ......"

એકાએક તીવ્ર કઠોર વાણીના બદલે આવું શાંત કોમળ આહ્વાન એક જ મુખેથી સાંભળીને વિસ્મય સહિત જ્યોતિએ ઉંચુ જોયું. દાદાના ચહેરા પરની ભયાનક ગંભીરતા એક જ પળમાં અદૃશ્ય થઇ ગઈ હતી, એના બદલે શાંત કોમળતા વિરાજી રહી હતી.

"તું શું પાગલ થયો છે જ્યોતિ? તું વિલાયત જવાનો છે એવું મોઢેથી કહે, તોપણ તારા અંતરમાં એવો ભાવ કદી પોષાયો ન હોય, એમ હું માનું છું. આજ કોઈ અજ્ઞાત માણસનો પત્ર વાંચીને હું ભારે વિસ્મયમાં પડી ગયો છું, આવું શું કદી બની શકે? હિન્દુ બ્રાહ્મણના ઘરનો તું પુત્ર, વિધવા માતાની એકની એક આશા, આ વૃદ્ધ દાદાની આંખની રોશની, મારા વંશનું ગૌરવ, મારા શ્રાધ્ધનો અધિકારી...શું તારા દ્વારા આવું કાર્ય કદી થઈ શકે ભાઈ! એક વાર તારા મોઢેથી કહે, આ વાત ખોટી છે. તરંગને વશ બનીને કોઈ વાર મોઢા પર આવી વાત આવે તોપણ તારે કહેવી નહિં."

વૃદ્ધ જોતા હતાં—ઉમ્મરલાયક પૌત્રને—દબાવવાથી પોતાનું માન જવાની સંભાવના છે, કૌશલથી કાર્ય કરવું જોઈએ.

સમુદ્રપાર જવાથી અહિન્દુના દેશમાં રહેવું પડે અને હિન્દુ જાતિનું પતન થાય, આવી માન્યતા દેશના ઘણા વૃદ્ધ માણસોના મનમાં દૃઢ થયેલી છે, એ વાત જ્યોતિર્મય બરાબર જાણતો. અને આ બધી રૂઢીના કારણે જ તેનામાં હિન્દુ ધર્મ પ્રત્યે શ્રદ્ધા નહોતી રહી.

જ્યોતિએ કહ્યું : "વિશ્વવિદ્યાલય તરફથી મને મોકલવાની વાત થાય છે, વિજ્ઞાન શિખવા માટે......"

ડોસા એકદમ બેઠા થઈને દીપ્ત સ્વરે બોલી ઉઠ્યાઃ "ચુલામાં જાય તારૂં વિશ્વવિદ્યાલય! જે છોકરો સારો હોય તેને જ વિલાયત મોકલવો જોઈએ એવો કોઈ નિયમ હોઈ શકે નહિ. તમારા બધાના મનમાં એવું ઠસી ગયું હોય છે કે વિલાયત ગયા વગર યથાર્થ શિક્ષણ મળી શકતું નથી, આ શું સાચું છે? જે માણસ થવા ઇચ્છે છે, તે દેશના શિક્ષણથી જ માણસ બની શકે છે, એવો મારો વિશ્વાસ છે. દાખલા તરીકે વિદ્યાસાગર, બંકિમ, હેમચંદ્ર વગેરે. તું શું એમ કહી શકે છે, આ લોકો વિલાયત નથી ગયા માટે યથાર્થ

શિક્ષણ પામી શક્યા નથી ? તમે બધા એમ જ કહેશો–વિલાયત ગયા વગર સંપૂર્ણ ભાવે જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી, પણ આ માન્યતા પાયા વગરની છે. એક વાત નક્કી છે કે વિદેશમાં ગયા પછી માણસ વિલાસ અને વિકૃત સંસ્કૃતિ લઈ આવે છે. આપણા દેશમાં વિલાયત જઈ આવેલા હજારો કાળા સાહેબો રહે છે, મને બતાવ એ લોકોએ કયા પ્રકારનું વિશેષ જ્ઞાન મેળવ્યું છે ? એ લોકો જો હંમેશા પચાસ રૂપિયા કમાઈ શકતા હોય, તો હંમેશા સો રૂપિયા ખર્ચ કરે છે. આ ઉપરથી જ સમજાઇ જાય છે કે એ લોકોએ કેટલું અને કેવું જ્ઞાન મેળવ્યું છે. એ લોકો વધારામાં એ શિખ્યા હોય છે કે, દેશને... ખાસ કરીને દેશવાસીઓને ઘૃણાની નજરે નિહાળે છે. એક સમયે જે લોકો ગામડામાં રહેતા હતા, તે લોકો થોડો સમય શહેરમાં રહીને જે રીતે ગામડા પ્રત્યે સુગ રાખે છે, ગામડાના હવાપાણી તેઓને અસહ્ય થઈ પડે છે...તે રીતે વિલાયતથી પાછા ફરેલાઓ દેશ પ્રત્યે ઘૃણા કરે છે. એ લોકો આ દેશના પૈસાથી જીવે છે, પોતાનો વિલાસ આ દેશના નાણા પર ભોગવે છે, છતાં દેશ ઉપર મોટો ઉપકાર કરતા હોય તે રીતે રહે છે. દેશના આચાર વ્યવહાર પ્રત્યે એ લોકોને આંતરિક સુગ હોય છે. વિદેશી આચાર વ્યવહાર પાછળ પાગલ બનતા હોય છે. એ લોકો આગળ ધર્મ એ બાળકોના રમકડા જેવી વસ્તુ હોય છે, ભગવાનની મૂર્તિને એ લોકો પુતળું માને છે–પત્થર માને છે. દેવમૂર્તિ સમક્ષ માથું નમાવવું તો દૂર રહ્યું, મોઢું વિકૃત કરીને ચાલ્યા જાય છે. બ્રાહ્મણના પુત્રો જનોઈનો ત્યાગ કરતાં જરાયે અચકાતા નથી. આહાર વિહારમાં અને વ્યવહારમાં તેઓ એકાદ અંગ્રેજ કરતાં પણ સવાયા બને છે ! અનુકરણપ્રિય બંગાળીઓ જ્યાં સુધી પોતાની જાતને કાબુમાં નહિ રાખી શકે, ત્યાંસુધી ઘરનો ત્યાગ કરીને બહાર જવું તેઓ માટે અન્યાયયુક્ત છે. તેથી જ કહું છું, જો કોઈપણ દિવસ તું વિલાયત જવાનું ઇચ્છે, તો એટલું માની રાખજે, હું કદીપણ અનુમતી આપીશ નહિ."

દાદાના લાંબા પ્રવચનમાં જ્યોતિર્મયે જરાયે વિરોધ ન કર્યો, વાત પુરી થવા છતાં પણ તે કશું બોલ્યો નહિ, જે રીતે ચુપચાપ બેઠો હતો, તે રીતે બેસી રહ્યો,

બિહારીલાલે કંઈક થાકીને તકીયા પર ઓઠીંગણ દેતાં કહ્યું: " તારા પર મેં કેટલી આશા રચી છે, તે તું ક્યાંથી સમજે જ્યોતિ ? હું તો વૃદ્ધ થયો છું, ક્યારે મરી જઈશ તે નક્કી નથી. મોટી આશા સાથે તારા બાપને અને કાકાને માણસ બનાવ્યા હતા, મેં જાતે બંનેના શિક્ષણનો ભાર લીધો હતો, યોગ્ય શિક્ષણ આપવામાં મને સફળતા મળી હતી. એક બી. એ. થયો હતો, એક એમ. એ. થયો હતો. પણ એના સંસ્કારનું માપ આ ડીગ્રીઓમાં નહોતું. બંને ભાઈઓ સંસ્કૃતના અને ધર્મશાસ્ત્રના પુરા અભ્યાસી હતા. આજકાલના જુવાનો માફક એ ભાઈઓ ધર્મકથાઓને ગંજેરીની કલ્પનાઓ નહોતા માનતા. પણ ભગવાને મારા સામે દયા દ્રષ્ટિ ન કરી. તને ત્રણ વર્ષનો મૂકીને મારો મોટો પુત્ર ગુજરી ગયો...ત્યારપછી તારા કાકાએ ચિર વિદાય લીધી. આ બધો શોક, આ બધું દુઃખ માત્ર તારી સામે જોઈને હું ભૂલી ગયો છું. "

એક દીર્ઘ નિશ્વાસ તેઓ કોઇપણ ઉપાયે રોકી શકયા નહિ.

વ્યથિત સ્વરે જ્યોતિ બોલ્યો: " દાદા, મને ક્ષમા કરો, હું જઈશ નહિ. "

શાંત સ્વરે બિહારીલાલે કહ્યું; " આવું જ મનમાં રાખજે ભાઈ, તારા સિવાય આ વૃદ્ધનો આશ્રય કોઇ નથી એ કદી ભૂલીશ નહિ. હવે હું ક્યાંસુધી જીવવાનો છું ? લગભગ સીત્તેર વર્ષ થવા આવ્યાં, આતો જૂના જમાનાનાં હાડ છે, તે હજીસુધી જીવી રહ્યો છું. યાદ રાખજે, મને પીંડ તારે જ આપવાનો છે, મારા મોઢામાં તારે જ અગ્નિ મૂકવાનો છે, તારા સિવાય મારે બીજું કોણ હતું ? ત્યારે હવે તું જા...બીજી કશી વાત નથી. "

નમેલા વદને જ્યોતિર્મય બહાર ચાલ્યો ગયો. બિહારીલાલે રાખાલ સામે આનંદભર્યા વદને જોતાં કહ્યું: "હુક્કાની એક ચલમ ભરી લાવ રાખાલ! જોયુંને, પેલો કાગળ કોઈએ ખોટો જ લખેલો. જ્યોતિ બ્રાહ્મ થશે અને બ્રાહ્મકન્યા સાથે લગ્ન કરી વિલાયત જશે આવું કદી બની શકે? હું અગાઉથીજ જાણતો હતો, જ્યોતિના કોઈ દુશ્મને આવો કાગળ લખ્યો હશે. અભ્યાસમાં જ્યોતિ એટલો હુશીયાર છે કે, તેની ઈર્ષ્યા કરનારા ઘણા હોય. એવા કોઈ ઈર્ષાળુએ જ કાગળ લખ્યો લાગે છે."

પરમ શાંતિથી તેઓ હુક્કો પીવા લાગ્યા.

૨

બંગાળના કુલીન કુટુંબોમાં પુરુષો એકથી વધુ સ્ત્રીઓ પરણતા હતા. બિહારીલાલના પિતાશ્રી પણ સાત આઠ સ્ત્રીઓ પરણ્યા હતા: પરંતુ બિહારીલાલે આ કૌલિન્ય જાળવ્યું નહોતું. તેઓ એક જ વાર પરણ્યા હતા. તેમને બે પુત્રો થયા હતા. જ્યોતિર્મયનો બાપ પ્રકાશ સૌથી મોટો પુત્ર હતો અને નાનો પુત્ર પ્રતાપ હતો. નાનાને ઇભા નામની એક કન્યા હતી.

જ્યોતિર્મયની માતા ઈશાની અત્યારે આ ઘરમાં ગૃહિણીપદે હતી, ઇભાની માતા અહીં રહેતી જ નહોતી.

પ્રતાપના લગ્ન કલકત્તામાં થયાં હતાં; તેની પત્ની જયંતિ એક કેળવાયેલી સ્ત્રી હતી. પરણીને પ્રથમવાર ગામડામાં આવી ત્યારે તે કંટાળી ગઇ હતી, એટલું જ નહિ પણ એના કંટાળાએ ઘરમાં મોટી અવ્યવસ્થા ફેલાવી દીધી હતી, આ જોઇને બિહારીલાલે પુત્રવધૂને પિયર મોકલાવી દીધી......ફરી તેડાવી જ નહોતી. ઇભાનો જન્મ કલકત્તામાં થયો હતો. એ સમાચાર જાણીને બિહારીલાલના હૈયામાં આનંદ થયો હતો, છતાં તેઓ પૌત્રીને જોવા ખાતર પુત્રવધૂને અહીં બોલાવી શક્યા નહોતા. આ માટે પ્રતાપે અન્ય કોઇની મારફત પિતા આગળ વાત મૂકાવી હતી, પરંતુ બિહારીલાલે પ્રતાપને બોલાવી કહ્યું હતું: "મારા ખાતર તારી પત્નીને અહીં બોલાવવાની જરૂર નથી પ્રતાપ, તું તો જાણે છે કે વહુમાને ગામડું ગમતું નથી, આ ઘરમાં તેને ખૂબ જ કષ્ટ લાગે છે. ભગવાનની ઇચ્છા હશે તો કોઇવાર હું તારી કન્યાને જોઈ શકીશ, એ માટે વ્યગ્ર થવાની

આવશ્યકતા નથી. તું વારંવાર ત્યાં જતો રહેજે અને એ લોકોની સંભાળ રાખતો રહેજે. મારી પૌત્રીને હું મારા ખોળામાં રમાડી શકતો નથી એ બાબતનું મને જરાયે દુઃખ નથી."

દુઃખ છે કે નહિ, તે પ્રતાપ બરાબર સમજતો હતો. અસહ્ય વેદનાથી હૈયું ફાટી જાય તો પણ પિતા કોઇને જણાવાદે તેમ નહોતા એ વાત પ્રતાપ જાણતો હતો. પિતાનું દર્દ જોઇને પ્રતાપે ફરી કોઈવાર પત્નીને અહીં તેડાવવા સંબંધી વાત કરી નહિ; પરંતુ તે ઇભાને એકવાર અહીં લાવ્યા વગર રહી શક્યો નહિ.

ચાર વર્ષની ઇભાને એક દિવસ માટે પ્રતાપ રામનગર લાવ્યો હતો. કમળના ફુલ જેવી પૌત્રીને વૃધ્ધે હૈયા સરસી જડી લીધી હતી. આનંદ અને હર્ષથી વૃદ્ધના નયનો સજળ બની ગયાં હતાં.

પિતાના હૈયામાં રહેલો સ્નેહ જોઇને પુત્રનો પ્રાણ પુલકિત બની ગયો. તે બોલ્યોઃ "બાપુ, ઇભા ભલે અહીં રહે. મારાં ભાભી તેને બરાબર સાચવશે અને જ્યોતિ સાથે તેને મજા પડશે."

એક નિસાસો નાખીને બિહારીલાલે કહ્યુંઃ "ના પ્રતાપ, મારાથી આવો અન્યાય ન થઇ શકે. એક નાના બાળકને માથી વિખુટું પાડવાનું સાહસ મારામાં નથી. તું ઇભાને તેની મા પાસે લઇજા. મોટી થયા પછી જો ઇભા સ્વેચ્છાએ અહીં આવવા માગશે, તો જરૂર આવી શકશે."

પ્રતાપે કહ્યુંઃ "બાપુ, ઇભાને ત્યાં કેવા પ્રકારનું શિક્ષણ મળશે એ આપ જાણો છો, છતાં ત્યાં મૂકવાનું શા માટે કહો છો? એ લોકોના ઘરના આચાર વિચાર જૂદા પ્રકારના છે, શિક્ષણ પણ જૂદા પ્રકારનું છે, એ ઘરના સંસ્કારો વડે ઘડાયેલી ઇભા આપણા ઘરમાં

નહિ ભળી શકે, એ વાત આપ પણ જાણો છો. ઇલા હજી બાળક છે, અત્યારથી એ લોકો સાથેનો સંસર્ગ છોડાવશું તો આપણે ઇલાને યોગ્ય શિક્ષણ આપી શકીશું. એ લોકોના સંસર્ગમાં ઘડાયા પછી પરિવર્તન કરી શકાશે નહિ. ત્યાં રાખવાથી ઘરનું રત્ન પરાયું બની જશે !"

બિહારીલાલે શાંત સ્વરે કહ્યું: "બેટા, ભગવાનની એવી જ ઇચ્છા હશે, તો હું કે તું કોઇ રોકી શકશું નહિ. વળી માતાના ખોળામાંથી બાળકને છીનવી લઈ મારી પાસે રાખુ એવો હું નિર્દય કે નિષ્ઠુર નથી. તારો બાપ લાગણી શૂન્ય નથી એટલું તું યાદ રાખજે."

ત્યાર પછી પ્રતાપ ઇલાને તેની માતા પાસે મૂકી આવ્યો.

પ્રતાપે પોતાની પત્નીને રામનગર લાવવા માટે ફરી બે ચાર વાર પ્રયત્ન કરી જોયો હતો, પરંતુ જયંતિ કોઈ પણ ઉપાયે ગામડામાં આવવા રાજી ન થઈ, ઇલાને મોકલવા પણ સંમત ન થઈ. અપમાન અને દુઃખથી દુભાયેલા પ્રતાપે જાતે જ પત્ની પાસે જવું આવવું બંધ કર્યું.

કેટલાક વરસ પછી પ્રતાપ કઠિન રોગમાં સપડાયો. તે વખતે પ્રતાપની ના હોવા છતાં બિહારીલાલે પુત્રવધૂને સમાચાર મોકલ્યા. બે દિવસ પછી જયંતિ જે દિવસે કન્યાને લઈને રામનગર આવી પહોંચી, તે દિવસે પ્રભાતે પ્રતાપ આ સંસારમાંથી ચાલ્યો ગયો હતો. એનું શબ ત્યારે સ્મશાનમાં હતું. બિહારીલાલ પૌત્રને સાથે લઈને પુત્રનો અંતિમ સંસ્કાર કરવા ગયા હતા. આ વાત વિચારતાં પણ હૈયું ફાટી જતું.........બંને આદર્શ અને સંસ્કારી પુત્રો ચાલ્યા ગયા......મરવા જોગ વૃદ્ધ બાપ બચી ગયો.........બંને પુત્રોના અંતિમ સંસ્કાર એના જ હાથે કરવા પડ્યા !

આ વાતને હજી ચાર જ વર્ષ થયાં છે. જ્યોતિ કોલેજમાં ભણતો હતો પ્રતાપની ઈચ્છા હતી, જ્યોતિને આદર્શ અને સંસ્કારી મનુષ્ય બનાવવો, પણ નિષ્ઠુર કાળે તેની ઈચ્છા પુરી ન થવા દીધી.

તે દિવસે સંધ્યા પછી અગ્નિદાહનું કાર્ય પૂર્ણ થઈ ગયું, વૃદ્ધ બાપ કોઈ પણ ઉપાયે ઘેર આવવા પગ ઉપાડી શકતો નહોતો; જ્યોતિર્મય દાદાને સંભાળીને લઈ આવ્યો હતો. ઘેર પહોંચ્યા પછી બિહારીલાલ ગથારીમાં પટકાયા હતા......!

બીજે દિવસે સવારે તેમણે સાંભળ્યું કે પુત્રવધૂ અને પૌત્રી આવેલ છે. તેમના માથામાં જ્વાળા પ્રગટી ઉઠી! તેઓ આવેશથી બોલી ઉઠયાઃ "વહુમા, એ લોકોને મારા ઘરનો ત્યાગ કરીને ચાલ્યા જવાનું કહી દો; હું પ્રતાપની વહૂનું મોઢું જોવા ઈચ્છતો નથી, એની સાથે મારે કોઈ જાતનો સંપર્ક રહ્યો નથી."

ગરમ મિજાજની જયંતિ અભિમાનથી રડતી રડતી તરત પુત્રીને લઈને જવા તૈયાર થઈ. જ્યોતિર્મયની માતાએ તેનાં બંને હાથ પકડી શાંત સ્વરે કહ્યું: "તું આ શું કરે છે બેન? દાદાજીની વાત સાંભળી રોષપૂર્વક કયાં જવા તૈયાર થઈ છે? શું એમનું માથું અત્યારે ઠેકાણે છે?.........આવા સમયે કોઇનું મગજ ઠેકાણે રહી શકતું હશે બેન? જેમની ઉમ્મર સીત્તેર જેટલી થવા આવી છે... વૃદ્ધાવસ્થામાં તેમના હૈયા પર પુત્ર વિયોગનો ઘા પડ્યો છે......હજી પોતાના વહાલા પુત્રને અગ્નિદાહ આપીને ચાલ્યા આવે છે...... એમના મનની સ્થિતિ અત્યારે કેવી હશે? આવા શોકમાં તો માણસ પાગલ થઈ જાય બેન! એકવાર એમની અવસ્થા સામે જો...પછી રોષ કરવો હોય તો કર."

જયંતીએ આંખના આંસુ લૂછતાં લૂછતાં કહ્યું: "કાંઈ એમના પુત્ર જ નથી ગૂજરી ગયા, મારા સ્વામી ગયા છે......ઈલુના બાપ

ગયા છે. શોક કંઇ એમને એકલાને નથી, અમને પણ છે...એકવાર આ વાત ન વિચારવી જોઇએ ? બેન, મને અહીં રહેવાનું કહેશો નહિ; આ રીતનું અપમાન સહન કરીને બીજું કોઈ રહી શકે — હું રહી શકું નહિ. મારે હવે શું રહ્યું છે......એમના જવાથી બધા ચાલ્યા ગયા છે. દીકરીને લઇને ગમે ત્યાં પડી રહીશ. વિધવાને શી ચિંતા છે......એક મુઠી ભાત મળી રહેશે."

ઈશાની કશું બોલી શકી નહિ, મૌન ભાવે સજળ નયને દેરાણી સામે જોઇ રહી.

સહુની વિનંતિનો તિરસ્કાર કરીને નાહ્યા—જમ્યા વગર જયંતી તરત જ કન્યાને લઇને બળદ ગાડીમાં બેસી ગઇ. ઈશાની એ આર્તસ્વરે કહ્યું: "બેન આટલી ઉતાવળ શા માટે ? અત્યારે તને સારા નરસાનો વિચાર નથી આવી શકતો, પરંતુ સમય જતાં તારે આ માટે પસ્તાવું પડશે."

જયંતિએ આંસુ લૂછતાં શુષ્ક સ્વરે કહ્યું: "ના બેન, આ માટે મારે કદી પસ્તાવુ નહિ પડે. અહીં રહેવા કરતાં ન રહેવું તે જ યોગ્ય છે."

આ ઘટના પછી ચાર ચાર વર્ષ આવ્યાં ગયાં છે. જ્યોતિર્મય અત્યારે ચોવીસ વર્ષનો યુવાન છે, ઇલા પંદર વર્ષની યુવતી છે. જ્યોતિર્મય કલકત્તામાં એક બોર્ડિંગમાં રહેતો. ત્યાંથી ઇલાના મામાનું ઘર નજીક હતું. લગભગ તે હંમેશ ઇલાને મળતો. પુત્રવધૂ પર વિરક્ત થઇને બિહારીલાલે ઇલા સાથેનો સઘળો સંબંધ દૂર કર્યો હતો, પણ જ્યોતિર્મય દૂર કરી શક્યો નહોતો, કારણ ઇલા પ્રત્યે તેના પ્રાણમાં મમતા હતી. ખરેખર ઇલાને જે જોતાં તે ઇલા પ્રત્યે મમતા રાખ્યા વગર રહી શકતો નહિ.

ઈલાના મામા મોટા ડાક્તર હતા. તેઓ વિલાયતથી પોતાના નામ પાછળ એમ. ડી. ની ડીગ્રી લઈને દેશમાં આવ્યા હતા. એમને બે કન્યા અને એક પુત્ર હતાં. પુત્ર રવીન્દ્ર જ્યોતિર્મયની હેડીનો હતો. આ વખતે બંને સાથે પરિક્ષા દેવાના હતા, પરીક્ષા પુરી થયા પછી રવીન્દ્ર વિલાયત જવાનો હતો.

પ્રોફેસર સુરેશમિત્ર જ્યોતિર્મયને ખૂબ ચાહતા હતા, ઘણીવાર સહાય પણ કરતા હતાં. તેઓ નિષ્ઠાવાન બ્રાહ્મ હતાં. વિજ્ઞાનમાં જ્યોતિર્મયનો વધુ પડતો આગ્રહ જોઈને, તેઓજ તેને વિલાયત મોકલવાનો પ્રબંધ કરી રહ્યા હતા.

વિલાયત જવા માટે સુરેશબાબુ કરતાં પણ તેમની પત્ની અને કન્યા દેવયાની જ્યોતિર્મયને ખૂબ ઉત્સાહીત કરી રહ્યા હતાં. દેવયાની કોલેજના બીજા વર્ષમાં હતી. જ્યોતિર્મય ઘણીવાર સુરેશબાબુના ઘેર જતો અને દેવયાનીને અભ્યાસમાં મદદ કરતો.

આ બ્રાહ્મ પરિવારનો ઉત્સાહ મેળવીને જ્યોતિર્મયના મનનો સંકોચ દૂર થઈ ગયો હતો. સુરેશબાબુ સમજાવતા હતા, આટલું જ્ઞાન મેળવ્યા પછી ગામડામાં કદી પણ સારી રીતે રહી શકાશે નહિ. આ સત્ય જ્યોતિર્મય પણ સમજ્યો હતો અને તેના પ્રાણમાં ગામડાના જીવન પ્રત્યે ધૃણા જન્મી ચૂકી હતી. તેને પોતાના પિતા યાદ નહોતા; કારણ, એ વખતે તે કેવળ બે વર્ષનો જ હતો. પરંતુ કાકાનો પરિચય તેને સારો હતો. પ્રતાપ બી. એ. થયો હતો, તેનું હૃદય નિર્દોષ હતું. ગામડામાં રહીને ગામડાનું કલ્યાણ કરવાનું તેમણે વ્રત લીધું હતું.

વિલાયત જવાની વાત તે આટલા દિવસથી અહીં આવ્યો હોવા છતાં દાદાને કહી શક્યો નહોતો. દાદાની પ્રકૃતિ તે જાણતો

હતો. દાદા આગળ કોઇ પ્રકારની દલિલ નહિ ચાલે અને તેમના નિર્ણયને કોઇ ટાળી શકશે નહિ, તે વાત જ્યોતિર્મય બરાબર સમજતો હતો. તેમાંય બ્રાહ્મ લોકો પ્રત્યે દાદાને ભારે ઘૃણા હતી; તેઓ હિન્દુ જાતિને જ જગતની સર્વશ્રેષ્ઠ જાતિ માનતા હતાં.

આવા કઠિન વિચારક સમક્ષ દરેકનું માથું નીચું નમી પડતું, કશી ચર્ચા કરી શકાતી નહોતી. એટલે દાદાના મનની ધારણાઓને ફેરવવાનો પ્રયત્ન જ્યોતિર્મય કરી શક્યો નહોતો.

# ૩

નદી કિનારે ફરીને જ્યોતિર્મય ઘર તરફ જતો હતો. ધરતી પર સંધ્યાની ચાદર લપેટાઇ ગઈ હતી. પંચમીના ચંદ્રનો ક્ષીણ પ્રકાશ હજી ધરતીને સ્પર્શી શક્યો નહોતો. આકાશના પટમાં બે ચાર નક્ષત્રો ડોકીયાં કરી રહ્યા હતાં. નક્ષત્રો પણ હજી પુર બહારમાં ખીલ્યાં નહોતાં. સંધ્યાનો મધુર વાયુ ફુલોની મૃદુ સુવાસ સાથે ચારે દિશામાં વિહરતો હતો. ગ્રામનારીઓ પોતાના ઘરમાં શંખ વડે મંગળ ધ્વનિ કરતી હતી. જાતજાતના શંખ ધ્વનિથી ગામનું નીરવ વાતાવરણ કંઇક ઉર્મિલ થયું હોય તેમ જણાતું હતું.

જ્યોતિર્મયનું મન આજ ચિંતાના બોજ તળે દબાઇ ગયું હતું. તેની સુખશાંતિ જાણે નષ્ટ થઇ રહી હતી. દાદાના મોઢેથી આજ જે વાત સાંભળી હતી, તે વાતે તેના ઉત્સાહને સાવ દબાવી દીધો હતો.

ગામમાં આવવાના માર્ગ પર બંને બાજુએ વાડો હતી, એ વાડો ધીરે ધીરે અંધકારના પડદા સમી બની રહી હતી. પંચમીનો ચંદ્ર જ્યારે અસ્ત થશે ત્યારે આ અંધકાર પોતાની પાંખમાં ધરતીને સમાવી લેશે એમ દેખાતું હતું.

જ્યોતિર્મયની આંખ સામે પ્રકૃતિનું અનંતરૂપ ઉછળી રહ્યું હતું, છતાં તેનો પ્રાણ એ રૂપને સ્પર્શી શકતો નહોતો. એની આંખ સામે આજ સઘળું જડ બની ગયું હતું, વિશ્વની નવિનતા મરી પરવારી હતી. તેના અંતરની આશા રડી રહી હતી. તેનું મન કરુણ ભાવે પોકારી રહ્યું હતું–' ન થયું...કશું પણ ન થયું. સઘળી આશાઓ

એળે ગઈ. સંસારના અન્ય માણસો માફક હું પણ એક સામાન્ય માનવી બની ગયો. જીવનનો વિકાસ રૂંધાઈ ગયો...માનવતા નવસર્જનના હિંડોળે ન ઝૂલી શકી.'

ચાલતાં ચાલતાં તેના મનમાં થયું 'અહિંથી હું કલકત્તા જઈશ, ત્યારે મિત્રોને કેવી રીતે મારૂં મોઢું બતાવી શકીશ ? સુરેશબાબુની પ્રેરણાએ મારા પ્રાણમાં નવજીવન પુર્યું હતું...એ નૂતન આશા વડે મારૂં હૈયું ભરપુર બની ગયું હતું...વિલાયતથી આવ્યા પછી દેવયાની સાથે લગ્ન કરી શકાત...જીંદગી અનંત સુખથી સફળ થાત... પણ...'

વિદેશયાત્રાની આશા પાછળ દેવયાની ન હોત તો જ્યોતિર્મયને નિરાશાનું આટલું દુઃખ ન થાત. તેના મનમાં એક વાત વસી ગઈ હતી, દેવયાની સાથે લગ્ન ન થાય, તો જીંદગી દુઃખ ભર્યા કરુણ સ્વપ્ન સમી બની જાય. જીંદગીને બચાવવા ખાતર વિલાયત ગયા વગર કોઈ ઉપાય નહોતો.

દાદાની સ્પષ્ટ વાણી સાંભળવા છતાં તેના મનમાં એક હળવી આશા જાગી હતી. તેણે વિચાર્યું, સઘળીવાત માને કહેશે. મા જો પુત્રના હૃદયનું દર્દ સમજી શકશે, તો જરૂર દાદા સાથે આ પ્રશ્ન ચર્ચી લેશે. દાદા કોઈ પણ સંયોગોમાં માની વાત ઠેલી શકશે નહિ: કારણ કે તેઓ ઇશાની દેવીની વાત કોઈ દિવસ અમાન્ય કરતા નથી. સાત વર્ષની ઇશાની સાથે પુત્રના લગ્ન કરીને તેઓ તેને ઘેર લાવ્યા હતા. પિયરમાં કોઈ ન હોવાથી ઇશાની અહીં જ રહી હતી. તે નાનપણથી જ અતિ શાંત સ્વભાવની હતી. બહુ વાતો કરવી તેના સ્વભાવથી વિરુદ્ધ હતું.

એ ગમે તે હો, પરંતુ જ્યોતિર્મયની તે મમતામયી જનની હતી. એકનાએક પુત્રનું જીવન બરબાદ નહિ થવાદે, એ જ્યોતિર્મય જાણતો હતો.

ઘેર આવીને તે સીધો મેડી પર ગયો. ઈશાની એ સમયે ગૃહમંદિરમાં ઠાકોરજી સામે સંધ્યા પૂજન કરી રહી હતી.

ખાલી અટકાવેલા બારણા પાસે ઉભા રહીને જ્યોતિર્મયે કહ્યું: " મા..."

ઈશાનીએ પૂજન કાર્ય પતાવી દીધું હતું; તેણે અધ ખૂલ્યા દ્વાર તરફ જોયું. પુત્ર ઉભો હતો. સંકેતથી ઘડીક રાહ જોવાનું કહીને ઇશાનીએ ભગવાનને નમસ્કાર કર્યા. " ગૃહદેવતા શ્રીધર સમક્ષ મનથી પ્રાર્થના કરી. ઠાકુર મારા માટે મેં કોઈ દિવસ કોઇ પ્રકારની પ્રાર્થના કરી નથી, જ્યોતિ ખાતર હંમેશ આપની સામે પ્રાર્થના કરૂં છું. આજ પણ એના ખાતર આપ સમક્ષ પ્રાર્થના કરૂં છું ભગવંત, એના મનને પાછું વાળો, એને ઉચ્છ્રંખલ થવા દેશો નહિ, એના પ્રાણને સંયમી બનાવો પ્રભુ ! આજ સુધી એના દીર્ઘજીવન માટે વિનંતી કરતી હતી, તેના અભ્યાસની સફળતા માટે પ્રાર્થના કરતી હતી—એના ધર્મ ખાતર કોઈ દિવસ પ્રાર્થના કરી નથી—આજ એ માટે પ્રાર્થના કરૂં છું, દયામય ! એને એની માતાના હૈયામાંથી છીનવી લેશો નહિ...એને અન્ય પ્રવાહમાં ખેંચાવા દેશો નહિ. એ તમારા ભક્તનો વંશધર છે, એ જો તણાઇ જશે...ધર્મ હીન બની જશે, તો પ્રભુ, આપની પૂજા નહિ થાય. "

ગૃહદેવતાની પૂજા નહિ થાય—એ વિચાર આવતાં જ ઈશાનીની આંખો સજળ બની ગઇ. શું વંશનો દીવડો આ રીતે સહુને દુઃખ આપીને પરાયો બની જશે ? પ્રભુ, તમે તો જાગૃત દેવતા છો... ભગવંત, જો પોઢી ગયા હો, તો જાગૃત થજો...જાગૃત થજો... તમારો ભક્તવંશ ભૂંસાઈ ન જાય.

હા...ભૂંસાઇ ન જાય તો બીજું શું ? બ્રાહ્મણ પુત્ર થઈને તે જનોઇનો ત્યાગ કરશે, કાયસ્થ કન્યા સાથે લગ્ન કરશે. મ્લેચ્છના દેશમાં જઇને કદાચાર કરશે. એવું થશે તો વડવાઓ એના હાથની

અંજલી કેવી રીતે સ્વીકારશે ? ભગવાન શું એની પુજા સ્વીકારશે ? એનો પિતામહ ધર્મત્યાગી થઇ શકતો નહિ. આ બધી વાતો મનમાં આવતાં માનું હૈયું દબાઇ જાય છે."

છેડાવતી આંસૂ લુંછીને સોનાના સિંહાસન પર બિરાજેલા શ્રીધર સામે જોઇને માએ કહ્યું; " પ્રભુ, પાગલ બાળકના મનની ગતી પાછી વાળજો. "

પૂજા સમાપ્ત કરીને ઇશાની બહાર આવી. જ્યોતિર્મય ત્યાં નહોતો. એક દાસીએ કહ્યું: " બચુભાઇ અગાશી પર ગયા છે."

માને પ્રાર્થના કરતાં વાર લાગવાથી જ્યોતિર્મય ભારે કંટાળી ગયો હતો, પત્થરના એક ટુકડા સામે લોકોને મનમાં આટલી શ્રદ્ધા ક્યાંથી આવતી હશે ? માની આવી શ્રદ્ધા જોઇને જ્યોતિર્મયને દુઃખ થતું, એ બિચારો પ્રતિમાને કેવળ પત્થરનો ટૂકડોજ માનતો હતો. ભગવાન આવા સામાન્ય પત્થરના પૂતળામાં પુરાઇ રહે નહિ. જે સમગ્ર વિશ્વની નાની મોટી પ્રત્યેક વસ્તુઓમાં બિરાજે છે, તે શું એક પત્થરના ટૂકડામાં પૂરાઇ રહે ? આ બધું દીવા જેવું સ્પષ્ટ હોવા છતાં લોકો પત્થરના દેવને પૂજે છે, શણગારે છે. નવરાવે છે, ઘણું ઘણું કરે છે. તે જ્યારે નહાનો હતો, ત્યારે સહુની દેખાદેખીથી તે પણ આ પત્થરના પુતળાને મહાન શક્તિશાળી માનતો અને એને ન નમીએ તો મોટી અશાંતિ ઉભી થાય તેવું સમજતો. પરંતુ આજ વિજ્ઞાનની આલોચના પરથી તે સમજી શક્યો છે, ભગવાન નામનું કોઇ પ્રાણી નથી, આ બધું જૂનવાણી માણસોની કલ્પનાનું સર્જન છે, તેઓએ વાયુને રૂપ આપ્યું છે, જળને રૂપ આપ્યું છે, ચંદ્ર, સૂર્ય, અગ્નિ વગેરેને પણ રૂપ આપ્યું છે, પ્રાકૃતિક નિયમ પ્રમાણે જે બન્યું છે, તે બની રહ્યું છે. અને બન્યા કરશે; આટલા ખાતર ભગવાનને માનવા એ મોટો અન્યાય છે અને આવો અન્યાય જગતમાં હિન્દુ જાતિ સિવાય કોઇએ પ્રસાર્યો નથી.

વર્તમાન સંસ્કૃતિના આવા બધા વિચારોના અંગે જ્યોતિર્મય પુરેપુરો નાસ્તિક બની ગયો હતો. ઘરમાં ગૃહમંદિર હોવા છતાં, દાદા તેમજ માનો અપૂર્વ સ્નેહ મળ્યો હોવા છતાં અને ઘરના સંસ્કારો મળવા છતાં તે સાવ વિપરિત વિચારનો બની ગયો હતો. અધ્યાપક સુરેશ મિત્રને ઘેર આ સંબંધી એક દિવસ ભારે વિવાદ જામ્યો હતો, સુરેશબાબુનો મત કંઈક આવો હતો, પરંતુ તેમનાં પત્નિ–કન્યાનો મત આથી જૂદો હતો. દેવયાનીએ સ્પષ્ટ ભાવે કહ્યું હતું: "ઈશ્વર નથી એ વાત ન કહેશો જ્યોતિબાબુ, કારણ આપ એવું કશું મેળવી શકયા નથી, જે દ્વારા સહેલાઈથી સિદ્ધ કરી શકાય કે ભગવાન નથી. આપનું આવું સાહસ જોઈને મને આશ્ચર્ય થાય છે, જે કુટુંબમાં આપ ઉછર્યા છો, તે કુટુંબમાં તો ઘોર મૂર્તિ પૂજા ચાલે છે...એ સંસ્કાર આપના મનમાંથી ભૂંસાય કેવી રીતે? આપ આપની જાતને નાસ્તિક તરીકે ઓળખાવવા આટલી હદે જશો એમ હું નહોતી માનતી. જ્યોતિબાબુ આટલી હદે જશો નહિ, નહિ તો કોઈ સમયે આપ ભાંગી પડશો. હા, આપ મૂર્તિપૂજા ન માનો તે બરાબર છે. માટી, પત્થર કે એવા ઉપાદાનમાં ભગવાન છે એવું આપ ન માનો તે વ્યાજબી છે. પરંતુ આપને એટલું તો સ્વીકારવું જ પડશે પ્રકૃતિના પડદા પાછળ એવી એક શક્તિ જરૂર છે, જેનું અસ્તિત્વ આપણે સમજી શકીએ છીએ... પકડી શકતા નથી. એટલે આપે એ શક્તિને ભગવાનની શક્તિ માનવી પડશે. ભગવાન પ્રત્યેક વસ્તુમાં બિરાજે છે."

દેવયાનીના મંતવ્ય સામે જ્યોતિર્મય મૌન રહ્યો હતો, છતાં તે પોતાના વિચારોને છોડી શક્યો નહોતો. ઘેર પૂજન આદિ કાર્યમાં તે કદી પણ વિરોધ કરી શકયો નહોતો. ઘરમાં જે લોકો જે કંઈ કહેતા–તે વગર બોલ્યે સાંભળી લેતો. મા આગળ કોઈ દિવસ તેના વિચારોની છાયા દેખાઈ જતી, ત્યારે મા તેને પાગલ કહીને જતો કરતી, પુત્રની વાત માના મનમાં કોઈ દિવસ વસી નહોતી.

આજ સ્વર્ણ સિંહાસન પર બિરાજેલી મૂર્તિ પ્રત્યે વિષ ભરી નજર કરીને જ્યોતિર્મય ત્રીજા મજલાની અગાશી પર ચાલ્યો ગયો.

અગાશી ફરતી છાતી સુધીની દિવાલ હતી. દિવસના ભાગમાં ઓઓ આવીને દિવાલોમાં કરેલાં જાળીયાં વાટે બહારનો ભાગ જોઈ શકતી હતી. કોઇ પણ સ્ત્રીને મોઢું બહાર દેખાડવાનો અધિકાર નહોતો.

અગાશી પર એક તરુણી ઉભી હતી, અગાશીની દિવાલના ટેકે ઉભી રહીને તે દૂર દૂરની નદી તરફ જોઇ રહી હતી. પંચમીનો ચંદ્ર અત્યારે પશ્ચિમ તરફ ઢળી ગયો હતો, તેનો પ્રકાશ હજી પણ સ્વપ્ન માફક ધરતી પર છવાયો હતો. અંધકાર શિકારી વાઘ માફક લપાઇને બેઠો હતો, ધરતીનો ગ્રાસ કરવા માટે તૈયાર થઇ રહ્યો હતો.

નદીના જળ ઉપર અસ્ત થતા ચંદ્રના કિરણો હજી પણ ઝળહળતાં હતાં. નદી એકધારા સૂરે ગીત ગાતી વહી રહી હતી. એ સૂર નિસ્તબ્ધ રાત્રિએ અતિ મધુર જણાતો હતો. તરુણી મુગ્ધ નયને જોઈ રહી હતી......એકાએક પાછળ જ્યોતિર્મયનો અશાંત પદરવ સંભળાતાં ચમકીને તેણે મોઢું ફેરવ્યું. તેણે આશા નહોતી કરી, જ્યોતિર્મય આ સમયે આ રીતે અહીં આવી ચડશે. અત્યંત સંકુચિત ભાવે સાડીનો છેડો સરખો કરીને તે એક તરફ ખસી ગઇ.

જ્યોતિર્મય તરુણીને જોતો સ્થિર ભાવે ઉભો રહ્યો. પાછા ચાલ્યા જવા માટે તે પગલું ઉપાડે તે પહેલાં જ તેની બાજુમાંથી તરુણી ઝડસડાટ દાદર ઉતરીને ચાલી ગઈ.

આ તરુણીને જ્યોતિર્મયે અગાઉ બે વાર મા પાસે બેઠેલી જોઇ હતી.

પોતાને જોઈને તે સંકોચ પામતી હતી, એવું તે જાણી શક્યો હતો.

છતાં તેણે વિસ્મિત ભાવે તરુણીને ચાલી જતી જોઈ. ત્યાર પછી હળવા પગલે તે અગાશીના એક ખૂણા પાસે ગયો અને આસપાસ નજર કરી નીચે બેસી ગયો; માનસિક થાકના કારણે બેસી શકાયું નહિ, એટલે તે ખુલ્લી અગાશીમાં આડે પડખે થયો અને બંને હાથ વતી મોઢું ઢાંકી ગંભીર વિચારમાં ડૂબી ગયો.

૪

"આ શું જ્યોતિ, કશું પાથર્યા વગર નીચે કેમ સૂઈ ગયો છે? કોઈને કહ્યું હોત, તો શું શેતરંજી ન આપી જાત?"

મા કોઈને શેત્રંજી લાવવાનો આદેશ કરે તે પહેલાં જ જ્યોતિર્મય બોલી ઉઠયોઃ "રહેવા દો મા, આમ મજા પડે છે. ઝાઝી વાર નથી રહેવું, હમણાં જ નીચે ચાલ્યો જઇશ. તમે અહીં બેસો."

ઇશાનીએ કહ્યું: "અગાશીમાં કાંકરી પડે છે, શરીરને ખૂંચશે ભાઈ."

જ્યોતિર્મયે હસીને કહ્યું; "કશું નથી ખૂંચતું મા, તમે અહીં બેસો, હું તમારા ખોળામાં માથું રાખીને ઘડીક સૂઈ રહું."

માએ બેસીને પુત્રનું માથું ખોળામાં લીધું; ધીરે ધીરે માથા પર હાથ ફેરવવા માંડ્યો. જ્યોતિર્મય શાંત ભાવે પડ્યો રહ્યો. આજ સાંજે વાત માને કહેવાનો વિચાર કર્યો હતો તે વાત મા આગળ કેવી રીતે મૂકવી તે વિચારવા લાગ્યો.

માએ શાંત સ્વરે કહ્યુંઃ "ચાંદો આથમી ગયો છે, અંધકાર વળી રહ્યો છે જ્યોતિ, મારા ઓરડામાં ચાલને!"

"ના મા. અહીં તમારા ખોળામાં શાંતિ મળે છે. નીચેનો કોલાહલ ગમતો નથી. અહીં કોઇ જાતનો કોલાહલ નથી, ખૂબ મજા આવે છે."

માએ તેના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યુંઃ "સારું ત્યારે ઘડીક સૂઈ રહે."

જ્યોતિર્મયે મા સામે નજર કરી તો મા એક ધ્યાને તેના સામે જ જોઈ રહ્યાં હતાં. તેણે નજર ફેરવીને પ્રશ્ન કર્યો: "મા એક વાત કેટલાય દિવસથી પૂછવાનું વિચારી રહ્યો છું, પણ ભૂલી જાઉં છું. જે છોકરી તમારી પાસે આવીને રહી છે......"

વચ્ચે જ માએ કહ્યું: "તું એને નથી ઓળખતો જ્યોતિ, પણ તેં નામ સાંભળ્યું છે, એનું નામ સીતા."

જ્યોતિર્મયે કહ્યું: "એ હું જાણું છું. પરંતુ તે અહીં શા માટે આવી છે મા, શું એને કોઇ નથી?"

એક દીર્ઘ નિશ્વાસ નાખી વેદના ભર્યા સ્વરે માએ કહ્યું: "કોઈ હોય તો અહીં આવીને રહે ખરી? બિચારીએ બધું ગુમાવ્યું છે, તારા દાદા એને અહીં લઇ આવ્યા છે."

સીતાનો અલ્પ પરિચય તે જાણતો હતો, આજ મા પાસેથી પૂરો પરિચય તે મેળવી શકયો.

વિનય ચટ્ટોપાધ્યાય પ્રકાશના અભિન્ન મિત્ર હતા. બંનેનો પ્રેમ અથાગ અને અતુટ હતો. એ પ્રેમની વચ્ચે બંનેમાંથી કોઇની સ્ત્રી પણ આવી શકતી નહોતી. જૂના જમાનાની કહાણી પ્રમાણે બંને મિત્રો વચ્ચે એક વાત હતી. જેને પુત્ર થાય તે બીજાની કન્યા સાથે પરણાવે. પ્રકાશનાં લગ્ન બિહારીલાલે અભ્યાસ કાળમાં જ કર્યાં હતાં. વિનયે અભ્યાસ પુરો કર્યા પહેલાં લગ્ન કર્યાં નહોતાં. પ્રકાશ જ્યારે મરણ પામ્યો, ત્યારે જ્યોતિર્મયની ઉમ્મર બે ત્રણ વરસની હતી, વિનય ત્યારે પરણ્યો નહોતો. ત્યાર પછી ત્રણ વર્ષે વિનય પરણ્યો અને દોઢેક વર્ષ પછી સીતાનો જન્મ થયો. જ્યોતિર્મય કરતાં સીતા સાત આઠ વર્ષ નહાની હતી.

મૃત્યુકાળે પ્રકાશે પોતાની પ્રતિજ્ઞા પિતાને, ભાઇને અને પત્નીને કહી હતી. પ્રતાપે આ છોકરીને જ્યોતિની પત્ની તરીકે માની લીધી હતી.

સીતા જ્યારે નહાની હતી, ત્યારે તેની માતા મરી ગઇ હતી. વિધુર થયા પછી વિનયે ફરી વાર લગ્ન ન કર્યાં અને પ્રતાપના કહેવા પ્રમાણે કન્યાને શિક્ષણ આપવામાં મન પરોવ્યું. આજકાલના જુવાનો ભણેલી પત્ની પસંદ કરે છે, જ્યોતિર્મય પણ એમાનો જ છે. જૂના વિચારના બિહારીલાલે આવા શિક્ષણનો વિરોધ કર્યો હતો, પરંતુ પ્રતાપે એમને સમજાવીને શાંત પાડયા હતા.

જે દિવસે સીતા મેટ્રીક પાસ થઇ, તે વરસે વિનય પરલોકવાસી થયો. તે કલકત્તામાં કોઇની ઓફિસમાં કામ કરતો હતો, આવક કરતાં ખરચ વધારે હતું. દેશમાં ફઇબા વગેરે જે કોઇ હતા, તે મદદ માગ્યાં કરતાં હતાં અને વિનય બધાને યથાશક્તિ સહાય કરતો હતો આવી સ્થિતિમાં મરતી વખતે દેણા સિવાય કશું મૂકી ગયો નહિ. બિહારીલાલને જ્યારે આ સમાચાર મળ્યા, ત્યારે તરત તેમણે દિવાનને કલકતા મોકલી દીધો અને વિનયનું બધું દેણું ચુકાવી સીતાને અહીં લઇ આવવા કહ્યું હતું. આ બનાવ ફક્ત ત્રણ મહિના પહેલાં બન્યો હતો. જ્યોતિર્મય કલકત્તામાં રહેતો હોવા છતાં કશું જાણી શકયો નહોતો. પોતાના પિતા અને વિનય ચટ્ટોપાધ્યાય વચ્ચે થયેલી વાત તેણે સાંભળી હતી, પરંતુ તે વાત તેણે હસવામાં ઉડાડી દીધી હતી. તે માનતો હતો કે વીસમી સદીમાં આવી પ્રતિજ્ઞાઓ કે વચનો હોય જ નહિ. આ વખતે અહીં આવ્યા પછી તેણે આજની ગાફક બેચાર વાર પળ પુરતી સીતાને જોઇ હતી, શરમના અંગે તે સીતાને ધારીને જોઇ શકયો નહોતો. સીતા સાથે પોતાના લગ્ન કરવાનાં છે અને એટલા જ માટે તેને અહીં રાખવામાં આવી છે, આ વિચાર મનમાં આવતાં તેનો પ્રાણ વિદ્રોહી બની જતો. તે એક અનાથબાળા છે એટલા માટે મા અને દાદા તેના પર દયા કરી શકે છે, પરંતુ જ્યોતિર્મય સાથે લગ્ન કરી શકે એવું કદી ન બની શકે. લગ્ન કંઇ એવી વસ્તુ નથી કે ગમે તે રીતે ઢીંગલા ઢીંગલીને જોડી શકાય.

જ્યોતિર્મયના મનમાં થયું-સીતાને એકવાર જોઇ છે, ત્યારે સીતાની ઉમ્મર ઘણી નહાની હતી. આજ સીતાની વાત નીકળતાં તે સમયની સીતાની આકૃતિ મનમાં જાગૃત થઇ. જ્યોતિના મનમાં થયું, 'ના...કોઈકાળે સીતા સાથે મારા લગ્ન થઈ શકે નહિ.'

ઇશાની અન્ય દિશા તરફ જોઇ રહી હતી, વિચારવામાં પડેલા જ્યોતિર્મયે એક નિશ્વાસ નાખ્યો. એ નિશ્વાસનો શબ્દ સાંભળીને માએ નજર ફેરવી. એ વખતે ચારે દિશાઓ અંધકારથી ઉભરાઇ રહી હતી; નક્ષત્રોનો સામાન્ય પ્રકાશ આકાશની ચાદરને ભીંજવી રહ્યો હતો.

ઇશાનીએ કહ્યું: "અંદર ચાલ જ્યોતિ, અંધારૂં વધતું જાય છે."

જ્યોતિર્મયે કહ્યું: "અંધકાર ઘણો સરસ લાગે છે મા, પ્રકાશ જોઇને આંખો જાણે ખેંચાય છે...એથી તો અહીં અંધકારમાં બેસવા આવ્યો છું."

માએ કહ્યું: પ્રકાશથી આંખો ખેંચાતી હોય તો દાકતરને શા માટે નથી બતાવતો?"

જ્યોતિએ હસતાં હસતાં કહ્યું: "દાકતરને દેખાડું તો કહેશે ચશ્મા લે...આંખો ખરાબ ન હોય તો પણ ચશ્મા લેવાં પડે. તમે ગભરાશો નહિ મા, મારી આંખો બગડી નથી."

માએ કહ્યું: "તો તો સારૂં, ભગવાન તને સાજો નરવો રાખે. ધર્મમાં તારૂં મન સ્થિર રહે અને દરેક રીતે તારી ઉન્નતિ થાય એવી હું પ્રાર્થના કરૂં છું. તારા સિવાય મારે બીજું કોણ હતું જ્યોતિ? તને સુખરૂપ જોઇને મારી આંખો મીંચાય એટલે બસ."

તેમનો સ્વર ગળગળો થઈ ગયો.

નીચેથી એક અતિ મધુર સાદ સંભળાયો: "મા...!"

ઇશાનીએ કહ્યું: "સીતા બોલાવે છે. રોજ સંધ્યા પછી તે મને કોઇને કોઇ પુસ્તક વાંચી સંભળાવે છે. હમણા રામકૃષ્ણદેવના જીવનચરિત્રનું વાંચન ચાલે છે. તું પણ આવને જ્યોતિ! ઘડીક સાંભળજે."

જ્યોતિર્મયે બેઠા થતાં કહ્યું: "તમે સાંભળો મા, મને કોઇના જીવનચરિત્ર વાંચવા–સાંભળવાનો જરાયે શોખ નથી. મારે તમને કેટલીક વાતો કહેવી હતી, પણ પછી કહીશ."

ઉઠતાં ઉઠતાં ચિંતિતભાવે ઇશાનીએ કહ્યું: "શું તું એકલો અહીં અંધકારમાં બેસી રહીશ?"

જ્યોતિર્મયે હસતાં હસતાં કહ્યું: "હું અંધકાર કે ભૂત પ્રેતથી નથી ડરતો, એ તો તમે જાણો છો. તમે જાઓ, હું હમણા જ નીચે આવું છું."

જતાં જતાં ઇશાનીએ કહ્યું: "બહુ મોડું ન કરતો."

"હું હમણા જ આવું છું."

મા ચાલી ગઇ.

# ૫

બપોર પછી પોતાના ખંડમાં છાયાની આડે પડખે સૂતી હતી. ગઈ રાતે તેણે એક ખરાબ સ્વપ્ન જોયેલું હોવાથી તેનું મન ભારે ચિંતામાં પરોવાયું હતું. એ ચિંતા દૂર કરવા તેણે આજ સવારે પૂજામાં વધારે સમય લીધો હતો, પણ ચિંતા દૂર નહોતી થઈ... આંસુ વડે પૂજાના ફુલ ભીનાં થઈ ગયાં હતાં. ચિંતાતુર મનને અન્ય બાબતમાં વાળવા આજ તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, પરંતુ સ્વપ્નની વાત કોઈપણ ઉપાયે ભૂલાતી નહોતી. મનમાં થતું, આ તો જે વાતો વારંવાર વિચારી રહી છું, તેજ વાતો સ્વપ્નમાં આવી છે. છતાં સંતોષ નહોતો થતો; મનમાં થયા કરતું, પાછલી રાતનું સ્વપ્ન કદી ખોટું નથી પડતું.

કોઇપણ ઉપાયે મનની ચિંતા દૂર નહોતી થતી; ચિંતાને દૂર કરવા જતાં વધારે વેગથી ચિંતા મનને ઘેરી વળતી.

તેનું ઝાંખુ વદન જોઈને સીતાએ ઘણીવાર કારણ માટે પૂછેલું, પરંતુ તે સ્વપ્નની વાત કહી શકી નહોતી, કહેવા જતાં તેનો કંઠ રૂંધાઈ જતો હતો.

સીતા દાદાના માથા પર હાથ ફેરવતી હતી. આ તેનું હંમેશનું કાર્ય હતું. બિહારીલાલ તેનાથી અપરિચિત નહોતા; વરસમાં બે ત્રણ વાર તેઓ કલકત્તા જતા અને તેમને સીતાનું આતિથ્ય સ્વીકારવું પડતું. સીતા પણ બાલ્યકાળમાં પિતાની સાથે અહીં ઘણીવાર આવતી, મોટી થયા પછી પણ તે બે ત્રણવાર અહીં આવી હતી. મોટી થયા પછી જ્યોતિર્મય સાથે ખાસ પરિચય નહોતો રહ્યો.

અગાઉ નાની વયમાં તે જ્યોતિ સાથે રમતી, સંકોચ વગર વાતો પણ કરતી. પિતાના મૃત્યુ સમયે જ્યોતિ સાથે પોતાના લગ્ન થવાનાં છે, એ જાણીને તે શરમથી ભારે સંકુચિત બની ગઇ હતી. ત્યારપછી આશ્રય ખાતર તેને અહીં આવવું પડ્યું. લજ્જા વડે તેનું હૈયું એ વખતે ભરાઇ ગયું હતું.

તે હવે જ્યોતિર્મય સામે આવી શકતી નહોતી, વાત કહેવી તો દૂર રહી. જ્યોતિર્મયે આથી આરામનો શ્વાસ લીધો હતો. આ વખતે ઘેર આવીને સીતાને જોતાં જ તેની આંખો સ્થિર થઇ ગઇ હતી. આ વખતે જ તે જાણી શક્યો હતો, કે દાદા તેના હાથમાં સીતાને સોંપવા માગે છે. આથી તે ખૂબ ડરતો ડરતો ચાલતો, વખતે લગ્નની વાત ઉભી થાય અને એ વાતમાં પોતાને ભાગ લેવો પડે.

સીતાએ ધીરે ધીરે એક પછી એક ઘરનાં સઘળાં કામ પોતાના હાથમાં કેવી રીતે લઇ લીધાં, તે કોઇ જાણી શક્યું નહિ. ઇશાનીના હંમેશનાં કેટલાક કાર્ય—પૂજાની તૈયારી જ રસોઇની તૈયારી—આ બધાં કામ સીતા અગાઉથી તૈયાર કરી વાળતી. આ સિવાય બીજાં કેટલાંક નવાં કામ પણ આવી પડ્યાં હતાં—માથા પર હાથ ફેરવાવ્યા વગર બિહારીલાલને ઉંઘ નહોતી આવતી. જમતી વખતે ઇશાની બેસે તે નહોતું ચાલતું. સીતાને બેસવું પડતું, અને સીતા આગ્રહ કર્યા વગર જમાડે નહિ તો દાદાનું પેટ ભરાતું નહોતું. સંધ્યા સમયે નિયમિત ભાવે રામાયણ, મહાભારત, રામકૃષ્ણકથામૃત, ભક્તિયોગ વગેરે વાંચવું જ જોઇએ, નહિ તો સંધ્યા સુખરૂપ જતી નહોતી. સીતા નહોતી આવી ત્યારે આ બધું એમને એમ ચાલ્યું જતું હતું.

સીતા ખૂબ જ શાંત પ્રકૃતિવાળી હતી. તે જાજી વાતો કહી શકતી નહોતી, પરંતુ તેના સુંદર અધર પર સર્વદા હાસ્ય રમ્યા કરતું હતું. ઘરનાં દાસદાસીઓ પણ આ ત્રણ માસમાં સીતા પ્રત્યે ખૂબ જ

મમતા રાખતાં થઇ ગયાં હતાં, અને આ બધું સીતાના ઉદાર સ્વભાવનું પરિણામ હતું. તે મુખ્ય રસોડામાં સહાય કરતી, બધાને સરખી રીતે ખોરાક આપતી, કોઈને ભોજનમાં કચવાટ રહેતો જ નહિ. રાખાલ આ તરુણી પર ખૂબ જ મમતા રાખતો હતો. એક દિવસે આ તરુણી જ આ સંસારની ગૃહિણી બનશે એ વાત તે દરેકને કહેતો હતો.

સીતા વગર બિહારીલાલને એક પળ માટે પણ ચાલતું નહોતું. સીતાનું નિરૂપમ સૌન્દર્ય, શિક્ષણ, વિનય, લજ્જા વગેરે બિહારીલાલ માટે ગર્વ સમાન હતું. તેઓ પોતાના બેઠકીયાઓ સામે ગર્વપુર્વક કહેતાઃ "જોયુંને, મારો પ્રકાશ ભારે વિચક્ષણ હતો; બરાબર આવું જ થશે એમ ધારીને તેણે જન્મ પહેલાં જ સગપણ નક્કી કરી નાખ્યું હતું. સીતા વગર મારે જરાય ચાલતું નથી, એતો તમે જોઇ શકો છો. મારી સીતામાં એકલું રૂપ નથી, રૂપ કરતાં ગુણ વધારે છે. મારા અંધકારભર્યા ઘરને તેણે પોતાના હાસ્ય વડે ઉજ્વળ બનાવી દીધું છે."

દાદાને નિદ્રાધિન કરી, ઓરડાનું દ્વાર અટકાવી સીતા બહાર નીકળી. ક્ષમા દાસી વાસણનો ખડકલો લઇને બાજુમાંથી જતી હતી, એકાએક દિવાલ સાથે વાસણ અથડાતાં ઝણઝણાટ કરતાં નીચે પડી ગયાં. ક્ષમા એકદમ વાસણ એકઠાં કરવા લાગી. સીતાએ તેને મદદ કરતાં કરતાં કહ્યું: "બપોર વખતે જરા સાવધાનીથી આવજા કરવી જોઇએ. દાદાને સારી ઉંઘ આવી ગઇ છે, નહિ તો આ અવાજથી તેઓ જાગી જાત."

ક્ષમા વાસણ લઇને તરત ચાલી ગઇ. બિહારીલાલના ખંડનો દરવાજો જરા ઉઘાડી સીતાએ જોયું, તેઓ સૂતા હતા, વાસણના ખડખડાટથી તેમની નિદ્રા ભાંગી નહોતી. નિશ્ચિત થઇને તેણે દ્વાર અટકાવ્યું.

ઇશાની કંઇક તંદ્રાવશ બની હતી, વાસણના અવાજથી તંદ્રા ચાલી ગઇ હતી. સીતાએ ખંડમાં પ્રવેશ કર્યો કે તરત ઇશાનીએ કહ્યું: "શું પડયું મા?"

સીતાએ બાજુમાં બેસતાં પડખા પર હાથ મૂકીને કહ્યું: "ક્ષમા વાસણ લઇને જતી હતી, બિચારીના હાથમાથી પડી ગયાં. આપની નિંદ્રા એથી ઉડી ગઇ લાગે છે, દાદાની ઉંઘ ન ઉડી, એ તો ઘસ-ઘસાટ ઉંઘે છે."

ઇશાનીએ સીતાનો હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું: "આવા ફુલ જેવા હાથના સ્પર્શથી દાદાને આવેલી નિંદ્રા શું સહજમાં ચાલી જાય? રહેવા દે...મારો વાંસો પંપાળીશ નહિ, હજી દાદાની સેવા કરીને ચાલી આવે છે...ઘડીક આરામ લે."

"ના મા, આ તે કંઇ સેવા કહેવાતી હશે? બે ઘડી હાથ ફેરવ્યો એમાં શું?"

ઇશાનીએ હસીને કહ્યું: "સારૂં, તું ઘડિક વિસામો લે, આડે પડખે થવું ન ગમે તો મારી સામે બેસીને તારો રૂમાલ ભર. હું ઘડીક સૂઇ જઉં."

એક ખાદીના રૂમાલમાં સીતાએ ફુલ ભરવા શરૂ કર્યાં હતાં, એ ફુલો ખૂબ જ સુંદર ભરાતાં હતાં. શાળામાં તે ભરતગુંથણનું કામ શીખી હતી. અહીં ત્રણ માસથી આવીને તે કેવળ ઘરકામમાં જ ગુંથાયેલી નહોતી રહેતી, અવકાશ મળતો ત્યારે આવાં કામ પણ કરતી હતી. દાદા પાસે સારા રૂમાલ નહોતા એટલે કેટલાક રૂમાલ તૈયાર કરી આપવાનું તેણે સ્વીકાર્યું હતું, આ રૂમાલ તેમાંનો જ એક હતો.

સીતા ભરવાનો સામાન લઇને ઈશાની પાસે બેઠી. ઇશાની તેનું ભરત જોતી જોતી સૂઇ ગઈ.

સીતા શાંત ચિત્તે રૂમાલમાં ફુલ ભરવા લાગી.

"મા..."

ચમકીને સીતાએ ઉંચે જોયું, દ્વાર પાસે જ્યોતિર્મય ઉભો હતો. સીતાને બપોરવેળાએ પણ મા પાસે બેઠેલી જોઇને તે ભારે વિરક્ત બની ગયો. આશ્ચર્ય! કોઇપણ સમયે મા એકાંતમાં મળી શકતાં નથી. આ છોકરી કોણ જાણે કયાંથી આવીને માને ઘેરી વળી છે, મા જાણે છોકરીના પંજામાં સપડાઇ ગયાં છે.

છતાં તે ઉભો રહ્યો–તેના મનમાં હતું સીતા પોતાને જોઇને ચાલી જશે.

સીતા ભરતનું કામ સંકેલીને એકદમ ઉઠવા જતી હતી, ઈશાનીની નિદ્રા ઉડી જતાં, તેમણે વિસ્મયથી સીતા સામે જોતાં કહ્યું: "કેમ ઉભી થઇ સીતા?"

ઉત્તર ન મળતાં તેમણે દરવાજા તરફ જોયું તો જ્યોતિર્મયને ઉભેલો જોયો. કહ્યું: "જ્યોતિ આવ્યો છે...સારૂં એને જોઇને તારે શા માટે ચાલ્યા જવું જોઇએ મા?" મા પાસે આવવાનો એને જેટલો અધિકાર છે, એટલો જ અધિકાર મા પાસે બેસવાનો તને પણ છે. હું કંઇ એની એકલાની મા નથી, તારી પણ છું. તું તારે તારૂં ભરતકામ કર. જ્યોતિ આ તરફ બેસશે, એના માટે એક આસન પાથરી દે."

પોતાના હાથે તૈયાર કરેલું એક આસનીયું સીતાએ સામીબાજુ પાથર્યું, અને પોતે સંકોચ સહિત ઈશાની પાસે બેસી ગઇ.

જ્યોતિર્મયે આસન પર બેસતાં બેસતાં જરા અચકાઇને કહ્યું: "મારે તમને એક વાત કરવી હતી મા! એ વાત અન્ય કોઇ સાંભળે એવી મારી ઇચ્છા નથી...વાત ખાનગી છે."

સીતાએ એકવાર ઇશાની સામે જોઇને ઉઠવાનો પ્રયત્ન કર્યો પણ ઇશાનીએ તેનો હાથ પકડતાં કહ્યુંઃ "એવી કોઇ ખાનગી વાત નથી જ્યોતિ, જે સીતા સામે ન કહી શકાય. તું તારે સંકોચ વગર કહે."

જ્યોતિર્મયે નીચી દૃષ્ટિ રાખીને ધીરે ધીરે કહ્યુંઃ "એ બરાબર છે મા, સીતા આગળ તમારે કોઇ ખાનગી વાત ન હોઇ શકે...પણ એવી કોઇ વાત હું કોઇની હાજરીમાં તમારી સમક્ષ વગર સંકોચે કહી શકું...એવું કેમ બની શકે ?"

સીતાનો ચહેરો શરમથી લાલ થઇ ગયો, તે એકદમ ઉઠીને બહાર ચાલી ગઇ.

ઇશાનીએ તીક્ષ્ણ નજરે પુત્ર સામે જોઇને કહ્યુંઃ 'એવી કઇ ખાનગી વાત છે જ્યોતિ, જે મારા સિવાય કોઈ સાંભળી પણ ન શકે ?"

હૈયાની વાત મોઢા પર કેટલીય વાર આવીને પાછી વળી જતી, પણ કહ્યા વગર ચાલે તેમ નહોતું. આટલે સુધી આગળ વધ્યા પછી પાછા વળી શકાય નહિ, એમાં એને પોતાને જ સહવાનું હતું.

તેણે એક વાર મા સામે નજર કરી. મા સ્થિર નજરે પુત્ર સામે જોઇ રહી હતી. જ્યોતિર્મયે સંકોચનો ત્યાગ કરી દૃઢ સ્વરે કહ્યુંઃ 'તમે પરાઇ કન્યા સીતાને ઘરમાં રાખી છે, અને તેને શા માટે પરણાવતા નથી, તે હું સમજી શકતો નથી. મારી આશા રાખીને એના લગ્ન ન કરતાં હો, તો ભૂલ કરો છો; કારણ, હું તેના સાથે કોઇ કાળે લગ્ન કરી શકીશ નહિ."

જ્યોતિર્મયની સ્પષ્ટ અને સરલ વાત સાંભળીને ઇશાની તેના સામે જોઈ રહી. તેણે કલ્પના પણ નહોતી કરી, કે પુત્ર આ રીતે મા સામે સ્પષ્ટ રીતે વાત કરશે. તેણે કહ્યુંઃ " તું શું કહેવા માગે

માગે છે, તે હું બરાબર સમજી શકતી નથી જ્યોતિ, જે કહેવું હોય,–જરા સ્પષ્ટ કરીને કહે. ”

સંકોચ દૂર થયા પછી વાત કહેવામાં કશું નડતું નથી. જ્યોતિર્મયે કહ્યું: “ મેં તો સ્પષ્ટ જ કહ્યું છે, હું સીતા સાથે લગ્ન નહિ કરી શકું. ”

ધવાયેલી માતાએ સ્થિર નજરે પુત્ર સામે જોઇને કહ્યું: ‘ એની સાથે શા માટે લગ્ન કરવાની ના પાડે છે.... શું એનામાં કોઈ પ્રકારની ખોડખાંપણ છે ! ”

જ્યોતિર્મયે કહ્યું: “ ના મા, એટલા ખાતર હું ના પાડું છું એમ નથી. તમે તો જાણો છો...દાદા સમક્ષ હું કદી વાત કરી શકતો નથી. એટલે તમને કહું છું–તમે દાદાને કહો. ”

“ હું આ વાત તેમને નહિ કહી શકું જ્યોતિ,–આ વાત કહેતાં મારૂં મોઢું નહિ ખૂલે. તારા બાપુએ મરતી વખતે દાદાને જે કહ્યું હતું, તે દાદા કોઇ પણ સંયોગોમાં કર્યા વગર રહેશે નહિ. તું જાણે છે કે તારા પિતાની એ પ્રતિજ્ઞા હતી...! દાદા કોઈ પણ ઉપાયે મરનારની પ્રતિજ્ઞા સાચવશે. મારી વાત કરતો હો, તો હું પણ મરનારની આજ્ઞાનું પાલન...” કહેતાં કહેતાં ઇશાનીનો કંઠ રૂંધાઇ ગયો.

જ્યોતિર્મયે શાંત સ્વરે કહ્યું: “ સીતાના લગ્ન ખાતર તમે કોઇ જરા પણ ચિંતા કરશો નહિ મા. તમે અનુમતિ આપશો તો હું મુરતીયો શોધી આપીશ. મારો એક મિત્ર નિખિલેશ ઘણો લાયક છે, તેને હું સમજાવીશ. હું કોઇ કારણના અંગે લગ્ન કરી શકીશ નહિ મા, આ માટે મને માફ કરો. ”

તેના બંને નયનો ભીનાં થઇ ગયાં.

માનું હૃદય નરમ બની ગયું. તેણે પુત્ર સામે પ્રેમભરી નજર

કરતાં કહ્યું: " ક્યા કારણે તું સીતા સાથે પરણવા નથી માંગતો એ વાત તું મને કહી શકીશ જ્યોતિ ? "

" હું સઘળી વાત તમને કરીશ મા. તમારી આગળ મેં કદી કોઈ વાત છૂપાવી નથી, આજ પણ નહિ છૂપાવું. હું વિલાયત જવાનો છું એ વાત..."

વ્યગ્રભાવે ઇશાનીએ કહ્યું: " તો શું એ વાત સાચી છે ? તેં મને હજી સુધી એ વાત કહી જ નથી ! "

" ના, મા નથી કહી, કહેવાનું સાહસ નહોતું તેથી જ પણ મેં નક્કી કર્યું હતું, તમને સઘળી વાત જણાવીશ, કારણ તમને કહ્યા વગર તમારા આશીર્વાદ લીધા વગર મને કોઈ કાર્યમાં સિદ્ધિ ન મળે યાદ કરો, મેં તમને અગાઉ એક વાર સીતા સાથે લગ્ન કરવાની ના કહી હતી, પણ તમે મારી વાત પર ધ્યાન નહોતું આપ્યું. આજ સંકોચ છોડીને સ્પષ્ટ કહું છું-સીતા સાથે હું લગ્ન નહિ કરી શકું. હું કબુલ કરું છું, સીતા દરેક વાતે સુયોગ્ય છે. પણ મા, હું સીતાને યોગ્ય નથી. "

ઇશાનીએ પુત્રના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું: " તું એને યોગ્ય નથી, એવી વાત ન કરીશ ભાઈ. હું જાણું છું-સીતા માટે જો કોઈ પણ યોગ્ય સ્વામી હોય, તો તે તું જ છે. તારા મગજમાં અનેક કલ્પનાઓ ભમતી લાગે છે. તું એ બધી જતી કર. એથી તું પણ દુઃખી થઈશ અને અમને પણ દુઃખી કરીશ. હિન્દુ ધર્મનો ત્યાગ કરી બ્રાહ્મધર્મનો સ્વીકાર કરી, કોઈ બ્રાહ્મ કન્યા સાથે લગ્ન કરીને..."

" આ વાત તમે કાઢી છે, તો હું એને પુરી જ કરી દઉં મા, કહેતાં કહેતાં જ્યોતિનો કંઠ રૂંધાવા લાગ્યો. તેણે મનની જડતા દૂર કરી કહ્યું: " આ વાત લગભગ સાચી છે મા, મને ક્ષમા કરો... હું તમારો અભાગી પુત્ર છું, તમને ખૂબ જ કષ્ટ દઈ રહ્યો છું. "

માના ખોળામાં મોઢું રાખીને તે ગળગળા સ્વરે બોલ્યો: "તમે કોઈ દિવસ મને અસત્ય બોલવાનું શીક્ષણ નથી આપ્યું મા, અને હું કદી અસત્ય બોલ્યો નથી ! જો હું વિલાયત નહિ જઈ શકું, તો કોઇ કાળે દેવયાની સાથે લગ્ન કરી શકીશ નહિ. આમ થશે તો મારૂં જીવન સાવ બરબાદ થઇ જશે."

ન છૂટકે આજ તેણે મા આગળ પોતાના ગુપ્ત પ્રેમની વાત કરી નાખી. તેના વિલાયત જવા પાછળ શું રહ્યુ છે, તે જાણીને માતા કંઇક હેબતાઈ ગઇ.

ઘણીવાર સુધી ઈશાની કશું બોલી શકી નહિ, તેની નજર દિવાલ પર ટીંગાડેલી રાધાકૃષ્ણની છબી પર સ્થિર થઇ હતી. હૃદય વચ્ચે આર્તભાવે પ્રાણુ રડી રહ્યો હતો. આ કેવી પરીક્ષા આવી પડી પ્રભુ ? એક તરફ પુત્રના જીવનની બરબાદી...શું કોઇ મા આ સહી શકે ? બીજી બાજુ પણ ભીષણ દશ્ય... કેવી ભયાનક કલ્પના !

ઇશાની વધુવાર છબી સામે જોઇ શકી નહી; તેની આંખો બંધ થઈ અને ધીરે ધીરે એ આંખોમાંથી આંસુ ટપકવા માંડયાં. જ્યોતિર્મય માના શાંત ખોળામાં મોઢુ છૂપાવીને રડી રહ્યો હતો. આનંદ અને વેદના બન્નેનો વેગ તેના હૈયામાં નાચી રહ્યો હતો.

"જ્યોતિ......"

ચમકીને જ્યોતિર્મયે મા સામે જોયું.

ગળગળા સ્વરે ઇશાની બોલી: "મને હવે કશી વાત ન કહીશ ભાઈ. મારી સઘળી આશાનો અંત આવી ગયો છે, હું જોઇ શકી છું. મારા સામે ગાઢ અંધકાર ફેલાઈ રહ્યો છે. ભગવાને મારી કેવી કસોટી કરવા ધારી હશે......"

બન્ને હાથ વડે તેમણે પોતાનું મોઢું ઢાંકી દીધું.

જ્યોતિર્મયે ઉત્તેજીત ભાવે કહ્યું: "ભગવાન શું કરવાના હતા મા ? નારાયણ કશું દેતા નથી. દેવાના પણ નથી, કશું કરતા નથી; કરવાના પણ નથી ! કારણ કે ભગવાનનું નામ હોવા છતાં ખરી રીતે એવું કોઇ છે જ નહિ, આ બધી તમારી મિથ્યા કલ્પનાઓ છે."

ઈશાનીનો ચહેરો વિકૃત થઇ ગયો, તેણે વિકૃત સ્વરે કહ્યું: "આવી વાત મોઢા પર ન લાવીશ જ્યોતિ. સઘળો વિશ્વાસ ગુમાવીને તું નવા પ્રવાહમાં તણાઇ રહ્યો છે, પ્રવૃત્તિના દમન માટે આવશ્યક સંયમની મુડી તારી પાસે નથી રહી. ઘર છોડીને બહાર તરફ નજર રાખી પાગલ માફક દોડી રહ્યો છે, પરંતુ અસલ વસ્તુ તારા પગતળે પીસાઇને માટીમાં મળી રહી છે. તારી સામે સુશીતલ જળ હોવા છતાં તું મૃગજળ પાછળ તારી તૃષા છીપાવવા દોડી રહ્યો છે, મને નથી ખબર તારી તૃષા ક્યારે છીપાશે! સોનું છોડીને કથીરને લેવા ન જા......પોતાના માણસને છોડીને પરાયાને પોતાના કરવા ન જા. તું યાદ રાખજે લોહીનું આકર્ષણ એ સાચું છે, બીજું બધું મોહ-મય છે. દુનિયાના કોઇ માણસો તારા નહિ બને. કોઇ પોતાનું આપીને તને ભરપુર નહિ બનાવે...સહુ લેવા ઇચ્છે છે, તારી પાસે હશે ત્યાં સુધી લેશે...પછી તને ફેંકી દેશે. જો તને ઉચ્ચ શિક્ષણ ન આપ્યું હોત, તો તું તારા ધર્મને—તારા ભગવાનને આ રીતે અવિશ્વાસથી જોત ખરો ? તારૂં ઉચ્ચ શિક્ષણ તારા જીવનમાં જરાયે સફળતા ન આપી શક્યું, તને ઉન્નતિના પંથે ન લઇ જઇ શક્યું...હું જોઇ શકી છું, તને દિવસે દિવસે અધઃપતન તરફ તારૂં શિક્ષણ ખેંચી રહ્યું છે. જે શિક્ષણ પોતાના ધર્મને અને પોતાના સંસ્કારને દૂર કરી દે... પોતાના સ્વજનોને પરાયા બનાવી દે..., તે શિક્ષણને તું કદાચ ઉચ્ચ કહી શકે......હું કહી શકું નહિ... કદી કહી શકું નહિ.

જે શિક્ષણ પુત્રને માતાના ખોળામાંથી છીનવી લ્યે, વૃદ્ધ દાદાના

એક માત્ર અવલંબનને..." કહેતાં કહેતાં ઈશાનીનું હૃદય ભરાઈ આવ્યું. તે ઉઠીને બહાર ચાલી ગઈ.

આજ ઘણો આઘાત લાગવાથી તે આટલી વાત કહી શકી હતી, જે તેના સ્વાભાવમાં હતું નહિ. કોઇ દિવસ કોઇના સામે તે આંસુ દેખાડી શકતી નહોતી, લોકો સામે રડી પડવું તે એને મન શરમની વાત હતી. જ્યોતિર્મયની વાત સાંભળી તેના હૈયા પર ભારે આઘાત લાગ્યો હતો. પ્રથમ તો તે સ્તબ્ધ બની ગઇ હતી, પછી હૈયાની વેદના વાણી વાટે બહાર ઉછળી પડી હતી. આંસુ નહોતા પાડવાં છતાં તેનાથી રોકી શકાયાં નહોતા.

અભિમાન અને દુઃખથી તેનું હૃદય સો સો ટુકડા થઇ રહ્યું હતું. એ દેવયાની કોણ છે, એનામાં એવી કેટલી શક્તિ છે? શું તેનું મોહાકર્ષણ એટલું પ્રબળ છે કે જેની સામે મા, સ્નેહમય દાદા, ધર્મ બધું તુચ્છ બની ગયું છે! શું દેવયાનીને મેળવવા માટે જ્યોતિર્મય મા, દાદા અને ધર્મનો ત્યાગ કરવા તૈયાર થયો છે!

હાય રે પુત્ર! આટલા જ માટે શું માતા હૈયામાં વેદના અને વ્યથાનો અનુભવ કરી રહી છે! પુત્રનો પત્ર મળતાં બે દિવસનો વિલંબ થતો, એટલે માતા ભગવાનના ચરણમાં કેટલીય પ્રાર્થનાઓ કરતી! શા માટે? પુત્ર તો એ કશું જોતો પણ નથી! મા કરતાં દેવયાનીને વધારે ચાહે છે!

"નારાયણ," ઇશાની બહારના વરંડા પાસે ઢબ દઇને બેસી ગઈ. હૈયાના અનંત હાહાકારથી ખળભળતા આંસુ તેના નયનમાંથી નીતરવા લાગ્યા.

૬

કલકત્તાથી અધ્યાપક સુરેશ બાબુનો તાકીદનો પત્ર આવેલો હોવાથી જ્યોતિર્મય આવતી કાલે વહેલી સવારે અહીંથી જવાનો હતો.

છેલ્લા કેટલાક દિવસોથી ઈશાનીના ચહેરાનું પરિવર્તન થઈ ગયું હતું, તેનું હાસ્ય જાણે સાવ મરી ગયું હતું. આ માટે સીતાએ ઘણી વાર પુછ્યું હતું, પરંતુ ઈશાનીએ તબીયત બરાબર ન હોવાનું કારણ બતાવી સીતાના મનનું સમાધાન કર્યું હતું,

આજ આખો દિવસ તેણે નીરવ ભાવે ઘરકામ કર્યું હતું, જ્યોતિર્મયનો સરસામાન પણ તેમણે જ પોતાના હાથે તૈયાર કરી દીધો હતો. સંધ્યા વખતે કામકાજમાંથી નિવૃત્ત થઈ, સ્નાન કરી તે ઠાકુરઘરમાં ગઈ હતી, હજી સુધી બહાર નીકળી નહોતી.

આવતી કાલે સવારે કલકત્તા જવું જ પડશે. અહીં રહીને પરાધિનતાનું કપરૂં દુઃખ આઠે પ્રહર સહવું પડતું હતું, એ દુઃખમાંથી છૂટકારો આવતી કાલે મળશે, છતાં જ્યોતિમર્યના પ્રાણમાં મુક્તિનો આનંદ નહોતો. આજ પોતાનું આ ગામડું. માનો આશ્રય, પરિચિત વ્યક્તિઓનો સંબંધ વગેરે છોડીને જવું પડશે એ કલ્પનાથી તેનું હૃદય વ્યથા અનુભવી રહ્યું હતું. તેના મનમા થતું,–ફરીવાર પોતે અહીં આવી શકશે નહિ, આ જાણે તેની છેલ્લી વિદાય છે. ગામડાના હૈયા પર હંમેશની માફક પ્રભાતે નૂતન સૌન્દર્ય જાગશે, વાયુ આવીને લીલાં વૃક્ષ પત્રો પર હીલોળા લેશે, પંખીઓ મુક્ત ગીતો

વડે દીશાઓને રળીયામણી બનાવશે, ઉષાના કિરણો ચારે તરફ સ્વર્ણરજ વેરશે, પરંતુ પોતે આ બધું જોઈ શકશે નહિ.

આજ શુદી ચૌદશની રાત છે, લગભગ પૂર્ણ ચંદ્ર ગગનની અટારીએ ઝળહળી રહ્યો છે, તેનો ઉજ્વળ પ્રકાશ ચારે દિશાએ વેરાઇ રહ્યો છે. આજ ઘર હસી રહ્યું છે, ગામ હસી રહ્યું છે, રસ્તાઓ હસી રહ્યા છે, ઝાડ લતા ફુલ બધા હસે છે, દૂર વહેતી નદીના પટ પર પણ પ્રકાશનું તોફાન જામી પડયું છે. આજ બધે પ્રકાશ છે, જેને જેને ચંદ્ર સ્પર્શે છે, તે તે હસે છે.

જ્યોતિર્મયના પ્રાણમાં આનંદ નહોતો. મરેલા મનથી અને ઉદાસ દૃષ્ટિએ તે કેવળ જોઇ રહયો છે. દૂર દૂર કોઇ ખેડુતની ઝુંપડીમાંથી બંસરીનો નાદ વાયુમાં રમતો રમતો અહીં સુધી આવી રહ્યો છે. એ સૂર જાણે અતિ કરુણ,... રડી રડીને કોઇને વિદાય આપી રહયા છે. ચિરપરિચિત આ બધું...બધું રહેશે, કેવળ પોતેજ નહિ રહે! કેટલે દૂર કયાં પોતે ચાલ્યો જશે એ કોણ જાણે છે? અંતરમાં કોઇ આઘાત કરી રહ્યું હતું, કોઈ સાદ કરીને કહેતું હતું: 'જોઇલે...જોઇલે...ફરી વાર આ સ્વર્ગ જોવા નહિ મળે.'

આ કોના શબ્દો? ઓ! અંતરવાસી તમે કોણ છો, આ શબ્દો કેવી રીતે કહો છો તેનું ઘર અહીં છે, તેની મા અહીં છે તેના દાદા અહીં છે,–તેનું પોતાનું જે કંઇ છે તે સઘળું અહીં છે, સઘળાનું વિર્સજન કરીને તે જશે–કયાં જશે...કેમ જશે?

પણ ન જાય તોયે સર્વસ્વ જવાનું છે. તેની દેવયાની, એ કોઇ બીજાની બને,–જ્યોતિર્મય આ કેવી રીતે સહન કરે? જેને પોતે વાંછી રહયો છે, જે તેના ખાતર રાહ જોઈ રહેલ છે, તેને શું આવી રીતે ગુમાવી દેવી?

જ્યોતિર્મયે પોતાના અંતર સામે જોયું. દેવયાની વિહોણા જીવન વડે તે કેવી રીતે જીવી શકે? કોઈ આશા નથી, ઉન્નતિ

નથી...જીવતા મડદા માફક જીવવું એ અસહ્ય છે.

ફાગણનો મધુમય વાયુ—નીચે બાગમાં ખીલેલાં ફુલોની સૌરભ સાથે ચારે તરફ ઘૂમી રહ્યો હતો. નીચે સીતાના ખંડમાંથી સીતાર રણઝણી ઊઠી. સીતારના સ્વર સાથે એક અતિ કોમળ સૂર ઓતપ્રોત બની ગયો તે કંઠ સ્વર સીતાનો હતો.

સીતા ગાતી હતી,

જતબાર આલો જવાલાતે ચાઇ
નિભે જાય બારે બારે;
(આમાર) જીવને તોમાર આસન
ગંભીર અંધકારે *

અતી કરુણ સૂરે સીતા ગીત ગાઇ રહી હતી. એ સૂર તેના આંસુ વડે પલળીને કંપતો કંપતો ઊંચે જઇ રહ્યો હતો, કંપતો કંપતો નીચે આવતો હતો.

સીતાર ઘરમાં ઘણા સમયથી પડયો હતો. ખાસ શોખથી પ્રતાપે ખરીદ્યો હતો. આ સીતારનો ઉપયોગ તે પણ વધુ સમય કરી શકયો નહોતો. જ્યોતિર્મય ઘેર આવતો, ત્યારે કોઇ કોઇ વાર સીતારને વાચા આપતો. તે માત્ર સીતાર બજાવતો હતો, તેને સંગીત અતિ પ્રિય હોવા છતાં તે ગાઈ શકતો નહોતો.

ગામડાની સંધ્યાએ વિદાય લીધી હતી, રાત્રિનો પાલવ વિસ્તરી રહ્યો હતો, જ્યોત્સનાના પ્રવાહમાં સીતાનો મધુર કંઠ અતિ સુંદર લાગતો હતો. જ્યોતિર્મય આડે પડખે પડયો પડયો એક ચિત્તથી ગીત સાંભળી રહ્યો હતો.

* જેટલી વાર દીવડો ચેતવું છું તેટલી વાર—વારવાર—ઓલવાઈ જાય છે; મારા જીવનમાં તમારૂં આસન ગંભીર અંધકાર વચ્ચે સ્થાપેલું છે.

જે લતાટી આજે શુકાયે છે મૂલ,
કુંદી ધરે જાર નહિ ફલ ફુલ,
આમાર જીવને તબ સેબા તાઈ બદ્દવાય ઉપચારે. ×

ગાતાં ગાતાં તેના નયનોમાંથી ડબડબ આંસુ ઝરવા લાગ્યાં, ઇશાની ન જોઈ જાય એટલા ખાતર મોઢું નમાવીને તેણે આંસુ લૂછી નાખ્યા.

થોડે દૂર એક આસનપર બેસીને ઇશાની ગાન સાંભળી રહી હતી. તેના હૈયામાં બાંધેલી વેદના ગીત સાંભળીને ખુલી ગઇ હતી અને આંખવાટે વરસી રહી હતી.

આ ગાનના પ્રત્યેક શબ્દો પાછળ જાણે કોઇ ગુપ્ત વેદના ભરી પડી છે. પ્રભુ, ભાગ્યમાં શું આવું જ લખ્યું છે? અંતરનો દીવડે પ્રગટાવવા જતાં વારંવાર શા માટે ઓલવાઇ જાય છે? તમારૂં આસન અંધકારમાં શા માટે પથરાયું છે? અંધકારમાં મારગ કેવી રીતે સુઝશે? ફળફુલને મૂળ વગરની લતા કોનો આશ્રય ગ્રહણ કરી શકશે? વેદનાના ઉપચાર વડે કરાતી સેવા શું વ્યર્થ જશે?

જૂદી જૂદી રીતે બે ત્રણવાર એકનું એક ગીત ગાઇને સીતા મૌન થઇ; સીતાર સ્તબ્ધ બન્યો.

આંખો લૂછતાં લૂછતાં ઇશાનીએ કહ્યું: "સીતા!"

સીતાએ સજળ નયને સામે જોતાં ભીના સ્વરે કહ્યું: "શું મા?"

"તું આવું ગીત શા માટે ગાય છે મા, આ ગીત તારે માટે

× જે વતા છે તેના મુળ સૂકાઈ ગયાં છે, જેનામાંથી છાબ ભરીને ફળફુલ મળી શકે તેમ નથી, તમારી સેવા માટે મારા જીવનનો વેદના ભર્યો ઉપચાર વ્યર્થ થઇ રહ્યો છે.

યોગ્ય નથી આ ગીતમાં મારા જ અંતરની વ્યથા ભરી છે. જેનું સર્વસ્વ ચાલ્યું ગયું છે, જેના ઘરબાર બધુ અંધકારમય બની ગયું છે, એના માટેનું આ ગીત છે. આ કાંઇ તારા જેવી તરુણીના ઉપયોગનું ગીત નથી. તારી સામે ઉજ્જવળ પ્રકાશથી ભરપુર બનેલું ભાવિ પડયું છે, તું એવું જ કાંઇ ગીત ગા. આવું ગીત ફરી કોઇવાર ગાઇશ નહિ આ સૂર તારા મોઢાને નથી શોભતો. મનને બળ મળે અને પ્રાણને પ્રેરણા મળે એવું જ કોઇ ગીત ગા."

અન્ય દિશામાં જોતાં સીતા બોલી : "બીજું કયું ગીત ગાઉં મા, મને બીજું કોઇ ગીત આવડતું નથી."

કોઇ ન જાણે એવો નિસાસો નાખીને તેણે સીતારને વાચા આપી.

ઇશ્રાનીએ ભર્યા સ્વરે કહ્યું : "સહુને શોભતું હોય તે જ શોભે. મારા હૈયામાં ભારે વ્યથા છે, તેથી વાત કરતાં વ્યથા જ ઉછળી પડે. મારી ચારે દિશાઓનો પ્રકાશ બુઝાઇ ગયો છે મા, મારી પાછળ અંધકાર, આગળ અંધકાર, ઉપર નીચે બધે અંધકાર છવાયો છે, આવા ગાઢ અંધકાર વચ્ચે હું એકલી ઉભી છું, અંધકારમાં સાવ પરેશાન થઇ ગઇ છું, છતાં મને કોઇ પ્રકાશની રેખા દેખાતું નથી, કોઇ માર્ગ ચીંધતું નથી. એવું કોઇ નથી જે મારો હાથ પકડીને મને દોરી જાય. વારંવાર બંને હાથે હૃદય દબાવીને આર્તભાવે પોકારું છું,—"નારાયણ હવે કેટલી પરીક્ષા કરશો ! મારી સર્વ શકિત નાશ પામી ગઇ છે, હવે નહિ ભગવાન, હવે તો મારું આ ક્ષુદ્ર જીવન એકદમ પુરું કરી દો-હવે મને અંધકારમાં ડુબાડી રાખોમાં."

હૈયાની વેદનાએ ઉછાળો માર્યો હોવાથી, તે વધુ બોલી શકી નહિ.

થોડીવાર પછી એક નિસાસો નાખી વેદનાને દૂર કરવાનો પ્રયત્ન કરતાં ઇશાનીએ કહ્યું: "પણ તું શા માટે અંધકારની કલ્પના કરે છે સીતા ? તારે માટે તો અંધકાર પાછળ રહી ગયો છે તારી સામે પ્રકાશમય ભવિષ્ય પડયું છે ! તું એના સામે જ જો તારા હૈયાને એ પ્રકાશ વડે ભરી દે. તું શા માટે ભુતકાળ સામે નિહાળે છે ?"

શા માટે ? આ પ્રશ્નનો ઉત્તર આપવા જતાં પણ આપી શકાતો નથી, સીતાના અધર કંપી ઉઠયા. એકદમ નજર ફેરવીને તેણે સામેની બારી વાટે દેખાતી ચાંદની તરફ જોયું. આંખમાં આંસુ ભરાઇ ગયાં હતાં, જાણે હૈયાની વાદળી વરસી રહી હતી.

દાસીએ આવીને સમાચાર આપ્યા, "બાપુજી બેનબાને બોલાવે છે હમણાંજ આવે."

ફાટી ચીરીનાખે એવી વેદનામાં આનંદનું ગીત કેવી રીતે ગાવું એ સીતા વિચારી રહી હતી. આતો જાણે તાંડવખેલની વર્ષામાં વસંતને આહ્વાન કરવા જેવું હતું. દારૂણ તાપથી સૂકાઇને ખરી પડતાં પત્ર પુષ્પોને પરાણે હરીયાળાં રાખવા જેવું હતું. આ શું બની શકે ? જે ફુલ સૂકાઇ ગયાં છે તેને સંજીવિત કરવા એ કાર્ય માનવીનું નથી.

દાદા બોલાવે છે એ સાંભળીને સીતા કંઇક રાજી થઇ. સીતાર નીચે મૂકીને ઉભી થતાં તે બોલી: "પહેલાં દાદા પાસે જઇ આવું આ, નહિ તો ચીડાશે. પછી આવીને ગીત ગાઇશ."

ઝાંખા હાસ્યની ક્ષણિક રેખા વદન પર લાવીને ઇશાની શુષ્ક કંઠે બોલી: "પછી આવીને તું શું ગાઇશ તે હું બરાબર જાણું છું. દાદાએ તને કટાણે બોલાવી છે, એટલે જરૂર કંઇકનું કંઇક બન્યું હશે. અને તું તરત છૂટી શકીશ એ પણ અશક્ય છે, સારૂં, તું જા......હું ઘડીક સૂતી છું."

સીતાએ કહ્યું: " અત્યારમાં સૂઈ રહેવા જાઓ છો મા, જ્યોતિભાઇના વાળુનું..."

" એને વાળુની ઘણીવાર છે. તે હમણાં નહિ જમે, આજ મારૂં શરીર પણ બરાબર નથી, થોડીવાર સૂઇ જઇશ તો શાંતિ મળશે તું જો મને સૂઈ ગયેલી જુએ તો જગાડજે, "

તે પોતાના ખંડ તરફ ગઇ, સીતા દાદાના ખંડ તરફ ગઈ.

ચાંદનીથી ભરેલી અગાશીમાં જ્યોતિર્મય ઉભો હતો, તે નીચે ઉતરતો હતો, તેની નજર દાદાના ખંડ તરફ જતી સીતા પર ગઈ. સીતાએ પણ એકવાર એ તરફ જોઇને નજર વાળી લીધી.



## ૭

ઓસરી અને ચોક બંને વટાવીને જઈએ ત્યારે બિહારીલાલનું શયનગૃહ આવે. આ શયનગૃહમાંથી બહારની બેઠકમાં અને અંતઃપુરમાં બંને સ્થળે જઈ શકાતું, છતાં શયનગૃહનો સંબંધ કોઈ સાથે નહોતો. અંતઃપુર તરફનું બારણું હંમેશાં બંધ રહેતું; જ્યારે ખાસ કામ હોય ત્યારે એ રસ્તેથી સીતા આવતી જતી.

બિછાના ઉપર બિહારીલાલ પડ્યા હતા. પાસે કોઈ હતું નહિ. શામલ હુક્કો મૂકીને બહારના દરવાજા પાસે હંમેશ મુજબ આજ્ઞાની રાહ જોતો ઝોલાં ખાતો બેઠો હતો.

સીતાએ અંદર દાખલ થતાં થતાં કહ્યું: " આજ અત્યારમાં કેમ આવ્યા દાદા ? રોજ રાતના દસ વાગ્યા પહેલાં બેઠકમાંથી આવતા નથી, તે પણ કેટલીય વાર તેડું મોકલીયે ત્યારે...ભોજન ઠરીને ઠીકરૂ થઈ જાય છે એમ કહીએ ત્યારે જ તમે અંદર આવો છો, આજ તો વગર તેડાવ્યા આટલા વહેલા આવીને સૂઈ ગયા છો...તબિયત તો સારી છે ને ?"

દિવાલપરનો દીવો સાવ ઝાંખો બળતો હતો. ઘરમાં અંધકાર અને પ્રકાશ બન્નેએ એક બનીને પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. સીતાએ વાટ મોટી કરી. ત્યાર પછી વૃદ્ધના કપાળ પર હાથ મૂકી તાવ છે કે નહિ તે પરિક્ષા કરી,

બિહારીલાલે સીતાના કોમળ હાથને પોતાની આંખ પર લઈ થાકેલા સ્વરે કહ્યુંઃ "નારે પાગલ, તબિયત નથી બગડી. બહાર ખાસ કામકાજ હતું નહિ – અને સાંજની ટપાલમાં એક પત્ર આવ્યો હતો. પત્ર સવારે મળવો જોઈતો હતો, પરંતુ સવારની ટપાલ વહેંચાણી નહોતી એટલે અત્યારે મળ્યો. એ કાગળ તને વંચાવવા માટે એકદમ આવ્યો છું. મા તારી પાસે નહોતા?"

ઉત્તર આપતાં સીતાએ કહ્યું: "મા મારી પાસે જ હતાં, પણ તેમનું શરીર આજ બરાબર નથી એટલે સૂઈ રહેવા ચાલ્યાં ગયાં. મેં પણ તેમને બહુ આગ્રહ ન કર્યો, કારણ કે છેલ્લા પાંચ સાત દિવસથી તેઓ કંઈક નબળાં પડતાં જણાય છે."

બિહારીલાલે કહ્યું: "ત્યારે માને બોલાવવાની જરૂર નથી. કાલ તું જ માને આ પત્ર આપજે. તેઓ પોતે એક વાર વાંચે."

ઓશીકા નીચેથી એક કવર કાઢીને તેમણે સીતાના હાથમાં મૂક્યું. સીતાએ કવર પરનું સરનામું જોઈને કહ્યું "આ તો આપનો પત્ર છે દાદા!"

બિહારીલાલે થાકેલા સ્વરે કહ્યું: "હા, સરનામું મારું છે, પણ નાની વહુમાએ સહુને ઉદ્દેશીને કાગળ લખ્યો છે. તેની ખાસ ઈચ્છા છે કે આ પત્ર તું, જ્યોતિની મા, જ્યોતિ, બધા વાંચે. વાંચ બહેન, હું કહું છું, સંકોચ વગર વાંચ."

કવરમાંથી પત્ર કાઢીને સીતા વાંચવા લાગી.

ક્ષુબ્ધ સ્વરે બિહારીલાલે કહ્યું: "વૃદ્ધો ગમે તેટલા કડણ હોય, તો પણ કોઈ કોઈ વાર ભારે દુર્બળ બની જાય છે. બેન! પ્રભાનો પત્ર જે દિવસે મળ્યો હતો, તે દિવસથી આ પાષાણ હૈયામાં એકાએક સ્નેહધારા ઊછળી રહી હતી...એક વાર તેને જોવા માટે પાગલ બની રહ્યો હતો. મેં તેને એકવાર મળી જવા લખ્યું હતું. પણ વહુમાએ જણાવ્યું

કમળું નહિ બની શકે. બેન, મારૂં ઉન્નત મસ્તક નીચું નમી પડે છે, મારા મોઢા પર વહુમાએ મેસ ચોપડી છે. આ પત્ર મળ્યા પહેલાં મેં ધાર્યું હતું, ઈભા ઉપર મારો સંપૂર્ણ અધિકાર છે, કારણ, તે મારી પૌત્રી છે...મારા પ્રતાપની કન્યા છે એ તેના મામાની નથી, તેની માની નથી, મારી છે...! મારો આ કેવો મોહ મને બરાબર સજા મળી જે. જેટલો કોમળ બન્યો હતો, તેટલોજ કઠોર થતો હતો. મારી કોમળતાનું પ્રાયશ્ચિત ઘણું કઠોર કર્યું છે, હજુ પણ કરીશ. આજ મને યાદ આવે છે બેન—મારો પ્રતાપ મને કહી ગયો હતો...એ નાગણનું બચ્ચું છે...ફુંફાડો મારતાં એને પણ આવડે છે. આ વાત ખોટી નથી—આજ મોટો આઘાત સહીને મારી ભૂલ સમજી શક્યો છું."

ઈભાની માએ અતિ નરમ ભાવે જણાવ્યું હતું, ઈભા આ વખતે મેટ્રિકની પરિક્ષા આપવાની છે... એટલે અભ્યાસમાં સ્ખલન થાય એ ભયથી તે અત્યારે ક્યાંય જઈ શકશે નહિ. થોડા દિવસ પછી પરિક્ષા શરૂ થશે, ત્યારપછી જો એની ઈચ્છા હશે તો તે રામનગર આવશે.

સીતાએ પત્ર કવરમાં નાખતાં નાખતાં કહ્યુ: "દાદા, પરીક્ષા નજીક છે એટલે અભ્યાસમાં ક્ષતિ થાય તે બરાબર છે."

તીવ્ર સ્વરે બિહારીલાલે કહ્યું: "બરાબર છે, એ માટે હું કશું કહેતો નથી. એણે લખ્યું છે...જો એની ઇચ્છા હશે તો તે રામનગર આવશે. આ શબ્દો જ મને ખૂંચે છે બેન! નાની વહુ અહીં આવીને થોડાજ દિવસમાં કંટાળી ગઈ હતી. એનો કંટાળો જોઈને મારે તેને કલકત્તા મોકલી દેવી પડી હતી. એની જ દીકરી ઇભા છે...એ પણ કહી શકે છે હું ગામડામાં નહિ જઉં એ બધા શહેરની હવાથી પોષાયેલા જીવ છે, ગામડામાં આવીને એ લોકો રહી શકે ખરા? પરંતુ પ્રતાપની સ્રીની કેટલી હિંમત...મારા પત્રનો ઉત્તર એણે પોતે આપ્યો... આડકતરી રીતે તો ઇભા નહિં આવે એવુંજ સૂચન કર્યું છે."

ઈભાનું સુંદર મોઢું...ફુલની માફક...નાચી રહ્યું હતું, એની કાલી કાલી વાણી યાદ આવતી હતી. જો તેણે પોતે મને લખ્યું હોત, કે પરીક્ષા પછી આવવાનો પ્રયત્ન કરીશ, તો મને આટલું દુઃખ ન થાત. વહુમાએ લખ્યું છે, જાણે હું એનો કોઈ છું જ નહિ, મારો કશો અધિકાર પણ નથી. ઈભાની સઘળી જવાબદારી જાણે એનીજ છે! સીતા, નાનીવહુ ભણેલી છે...પરંતુ એના સ્વામીના મૃત્યુ વખતે તેણે પોતાની જાતનો જે પરિચય આપ્યો છે, તે જોઈને એના શિક્ષણનો મને પુરતો અનુભવ થઈ ગયો છે. આવું વર્તન તો આજની ભણેલી સ્ત્રીઓજ બતાવી શકે,"

તેઓ ઘડીક મૌન રહ્યા. સીતાનો હાથ છાતીપર લેતાં તેઓ પુનઃ બોલ્યાઃ "કોઈ કાળ ચોઘડીએ પ્રતાપને ત્યાં પરણાવ્યો હતો. તેણે ઘણી ના પાડી હતી, પણ મેં માન્યું નહિ. મેં ધાર્યું હતું —જે રીતે મોટી વહુને પામી શક્યો છું, તે રીતે નાની વહુને પણ પામી શકીશ. મૂળમાં જ મોટી ભૂલ કરી નાખી હતી, એ ભૂલ જીવન પર્યંત ભોગવવી પડશે. આ તો પશ્ચિમના શિક્ષણનું ફળ છે...જેના પરિણામે સ્ત્રીઓનું માથું સાવ વિકૃત બની જાય છે. આથી જ હું સ્ત્રીઓને આજનું શિક્ષણ આપવામાં વિરોધી છું. ઘણા લોકો કહે છે, શિક્ષણ આપવાથી માણસનું મન ઉન્નત બને છે—આ હિસાબે સ્ત્રીઓના મનની સંકિર્ણતા દૂર કરવા શિક્ષણ આપવું જરૂરી છે. એ લોકો એમ પણ કહે છે, શિક્ષણ પામેલી સ્ત્રી પરાયાને પોતાના કરી શકે છે. પરંતુ એ લોકો માત્ર કલ્પનાઓમાં જ વિચરે છે...અનુભવમાં નથી વિચારતા. મારી નાની વહુ શિક્ષિતા છે...નવો પ્રકાશ પામેલી છે, તેથી જ શહેર છોડીને ગામડામાં આવતાં મોઢું બગાડી નાખે છે. કોઈ પણ રીતે તે અહીંની સ્ત્રીઓ વચ્ચે મળી શકે તેમ નથી. ગામડાની સ્ત્રીઓ વચ્ચે આવીને પણ પોતાની મહત્તા ગૌરવને લીધે દૂર દૂર જ રહે છે. તેનું શિક્ષણ તેના

શિક્ષિત સ્વામી સાથે પણ યથાર્થ ભાવે મળવા દેતું નથી, વચ્ચે કોઇ વિરાટ દિવાલ માફક ઉભું રહે છે. એના આધુનિક શિક્ષણમાં આપણા દેશની સતી સાવિત્રીનું કોઈ સ્થાન નથી...સ્વામી સાથે કોઈ વૃક્ષ નીચે રહેવું પડે તો પણ તે એને ગમે નહિ. તેઓ જાણે છે, સ્વામી એ કંઈ દેવતા નથી...સંસારનો સાથી માત્ર છે. તેથી જ તે ગામડામાં રહી શકી નહિ, ચાલી ગઈ. પોતાના ચાર દિવસના સાથીને છોડીને પણ ચાલી ગઈ. પાતિવ્રત્ય એ એક પ્રકારનો ધર્મ છે. એ વાત કોઇ દિવસ એના ગળે ઉતરી નથી. મારા હતભાગી પુત્રની શું વાત કરું સીતા, સ્ત્રી અને કન્યા હોવા છતાં, કોઇ નથી એમ માનીને આ બુઢ્ઢા બાપના ખોળામાં માથું રાખીને..."

તેમનો કંઠસ્વર ધ્રૂજવા લાગ્યો. શુષ્ક નેત્રે તેઓ અન્ય દિશા તરફ જોઈ રહ્યા.

સીતા સ્થિર ભાવે ઉભી હતી, કશું બોલી શકતી નહોતી,

જરા સ્વસ્થ થઈને વૃધ્ધે ફરી કહ્યું: "એ શું મારું કાર્ય હતું બેન ! પ્રતાપ પોતાની સ્ત્રી–કન્યાને જોવા માટે અધિર ભાવે ચારે તરફ જોતો હતો, માત્ર એક જ વાર તેના મોઢામાંથી 'પ્રભા' એટલું બોલાયું હતું. ત્યાર પછી બધુ શાંત...પછી તે કશું બોલી શક્યો નહોતો. એના પ્રાણમાં કેટલી વેદના હશે બેન ? જેના ખોળામાં હું માથું મૂકીને મરવાની આશા રાખતો હતો, તેનું માથુ મારા ખોળામાં પડયું, મારા હાથે મેં તેના મોઢામાં ગંગાજળ રેડયું, તેના કાનમાં મેં ભગવાનનું નામ સંભળાવ્યું. શું આ મારું કામ હતું સીતા, કોઇ બાપ આ કરી શકે ? પણ બધું મારે કરવું પડયું... નથી જાણતો મારામાં કયાંથી એટલું બળ આવ્યું, કોણે મારામાં એટલી સ્થિરતા મૂકી ? સ્થિર નજરે હું તેના ચહેરા સામે જોઈ રહ્યો, કેવી રીતે એની આંખો મીંચાણી...છેલ્લી વાર તેણે 'બાપુ'

કહીને કેવો કરુણ સ્વર કાઢયો, આ બધું જોયું. ત્યાર પછી જે કંઈ કરવાનું હતું તે પણ મેં કર્યું, મરી ચૂકેલી આશા સાથે હું દીકરા સાથે સ્મશાને ગયો, લોકો મને કહેતા હતા—તું ન જતો...તારા હાથે એને અગ્નિ અપાશે નહિ. પણ એ કેમ બને...આ હૈયું પત્થરનું છે...શેણે ય ભાંગતું નથી. વૃદ્ધ બાપની સામે છેલ્લા એકના એક પુત્રની કાયા ચિતા પર મૂકવામાં આવી ! તને શું કહું બેન, મારા હાથે મેં એના મોઢામાં અગ્નિ મૂકયો, જવાળા પ્રગટાવી. એતજોતામાં એની કાયા પ્રજળીને રાખ થઇ ગઇ. મારો વહાલો અને સુયોગ્ય પુત્ર સદાને માટે અદશ્ય થઈ ગયો...કઠણ છાતી રાખીને મેં જોયા કર્યું. ઘેર પાછો આવ્યો...મારા પગ ભાંગી ગયા હતા; બીજે દિવસે સવારે ખબર પડી કે નાની વહુ ને ઇભા આવેલ છે; સાંભળીને મારા માથામાં ભડકો થયો, શ્રાદ્ધની તૈયારી કરવાના અધિકારથી મેં એ લોકોને વંચિત રાખ્યા...કાઢી મૂકયા."

એકેએક વાત કેટલી વેદના ભરી હતી, તે સીતા અનુભવી રહી હતી. બિહારીલાલ જરા મૌન થયા એટલે તે બોલીઃ " દાદા હવે રહેવા દો, મેં આ બધું સાંભળ્યું છે, નકામું શા માટે..."

વચ્ચે જ ઉત્તેજીત સ્વરે વૃદ્ધ બોલી ઉઠયાઃ " નકામું નથી સીતા મારા પ્રાણમાં આઠે પ્રહર આ એક જ વાત ઘૂમી રહી છે! તેં કોઇ દી સાંભળ્યું છે—સીતેર વર્ષનો વૃદ્ધ એક યુવાન માફક કામકાજ કર્યે જ જાય...જરા જેટલો વિશ્રામ પણ ન લ્યે? હું શા માટે વિશ્રામ નથી લેતો તે તું જાણે છે? વિશ્રામના સમયમાં મને પ્રતાપની વાતો યાદ આવે છે. પ્રતાપે મારા પ્રકાશનો વિયોગ ભૂલાવી દીધો હતો, એનાથી હું પ્રકાશને યાદ પણ નહોતો કરતો. પુરાણમાં પિતૃભકત રામની કથા સાંભળી છે...પિતાની આજ્ઞા ખાતર જેણે ચૌદ વર્ષનો વનવાસ વેઠયો હતો. મારા પુત્રે મારા ખાતર પોતાની પત્ની અને

કન્યાનો પણ ત્યાગ કર્યો હતો. નાની વહુ અહીં રહેવા ખુશી નહોતી, પણ તેણે અને તેના ભાઈએ પ્રતાપને કલકત્તામાં રાખવાનો ઓછો પ્રયત્ન નહોતો કર્યો. પિતૃભકત સંતાને કોઈ પણ ઉપાયે મારો ત્યાગ ન કર્યો. વહુમાના અને તેના ભાઈના બધા પત્રો તે મને આપતો હતો, હું વાંચતો નહોતો...સામેના ખાનામાં મૂકી દેતો...હજી પણ એ ખાનામાં પડ્યા છે. મેં કોઈને એ પત્રોની વાત કરી નથી, કોઈને પત્રો દેખાડ્યા પણ નથી. આજ અસહ્ય વેદનાના અંગે તને કહું છું. એક દિવસ સામેના કબાટના ખાનામાંથી બધા પત્રો કાઢીને વાંચજે, મારી નાની વહુની પ્રકૃતિ કેવી છે એ તને સમજાશે. પ્રતાપે પિતાનો ત્યાગ ન કર્યો, પણ પત્નીએ પતિનો ત્યાગ કરવામાં જરાય આંચકો ન અનુભવ્યો બંનેના શિક્ષણનો આટલો ભેદ છે. એટલા જ માટે પ્રતાપ ઈભાને આધુનિક કેળવણીથી ભણવા નહોતો માગતો. એ કહેતો હતો, આ કુશિક્ષણ પ્રાપ્ત કરીને ઈભા પણ કોઈના સંસારમાં જવાલા પાથરશે ! તો પછી આવા શિક્ષણની શી જરૂર છે ? જે શિક્ષણ માણસને માનવી બનાવી શકે, તે શિક્ષણનો હું પક્ષપાતી છું...એવું શિક્ષણ સ્ત્રી પુરુષને મળવું જોઈએ.

બંને હાથ વડે આંખો ઢાંકીને તેઓ શ્વાસ લેવા લાગ્યા. સીતા કશું બોલ્યા વગર તેમના મસ્તક પર હાથ ફેરવવા લાગી, એક લાંબો નિસાસો નાખી આંખ પરથી હાથ ઉઠાવી લઈ બિહારીલાલે સીતા તરફ જોતાં પુછ્યું; “ શું જ્યોતિ આવતી કાલે સવારે કલકત્તા જવાનો છે ? ”

સીતાએ અન્ય દિશા તરફ નજર કરીને કહ્યું: “ હા. ”

બિહારીલાલે કહ્યું: “ વિલાયત જવા સંબંધી કશી વાત તમે કોઈ એના મોઢેથી સાંભળી શક્યા છો ? ”

સીતાનો ચહેરો ઝાંખો પડી ગયો ને બોલી: “ હું કશું નથી જાણતી દાદા. ”

"નથી જાણતી...સારૂં."

એક પળ મૌન રહીને બિહારીલાલે કહ્યું: "રાતના નવ વાગી ગયા, હવે તું જા બહેન. આ કાગળ લેતી જા, કાલ વહુમાને વંચાવી કોઇની સાથે કાગળ પાછો મોકલી દેજે. રાખાલને કહેતી જા, દરવાજો બંધ કરી દે. હવે હું નીરાંતે સૂઇ રહીશ."

સીતાએ ઊઠતા ઊઠતા કહ્યું: "કશું જમવું નથી દાદા?"

બિહારીલાલે માથું હલાવતાં કહ્યું: "આજ જમવાની જરાયે રૂચી નથી, શરીર કંઇક ખરાબ થયું હોય તેમ લાગે છે. તું જા... હવે મને ઊંઘ આવી જશે."

સીતા પત્ર લઇને બહાર નીકળી ગઇ, જતાં પહેલાં રાખાલને બોલાવીને બધું બંધ કરવાનું જણાવી દીધું હતું.

## ૮

જ્યોતિર્મયના જવા સાથે ઘરનો આનંદ પણ ચાલ્યો ગયો હતો. ઇશાની છેલ્લા કેટલાક દિવસથી શરિર અને મનથી અશક્ત હોવા છતાં ગમે તેમ કરીને ઘર સંસારનું કામ નિયમિત કરતી હતી, પરંતુ જ્યોતિર્મયના જવા સાથે તે સાવ ભાંગી પડી.

અંતઃપુર સાથે બિહારીલાલને ખાસ કોઇ પ્રકારનો સંપર્ક નહોતો, એમ કહીએ તો તે વધારે પડતું નથી. બપોરે કેવળ અડધો કલાક માટે તેઓ અંદર આવતા અને ઉતાવળથી સ્નાનાહાર કરી પાછા બહાર ચાલ્યા જતા. બીજા બધા બપોર વખતે એકાદી સૂઇ જતા, પણ બિહારીલાલ એ સમયે જમીનદારીના કાગળ પત્ર તપાસતા. લોકો કહેતા, વૃદ્ધના જીવન વૃક્ષનું મૂળ જેમ જેમ શિથિલ થતું જાય છે, તેમ તેમ તે પોતાની જાતને ઉભી રાખવા આસપાસની માટીને પકડી રાખે છે. જેના સુયોગ્ય અને ઉમ્મરલાયક બે પુત્રો ચાલ્યા ગયા છે, તેના મનમાં સંપત્તિ પ્રત્યેની આટલી આસક્તિ હોવી એ ખરેખર દુર્ભાગ્ય છે. આ ઉમ્મરે તો તેણે તીર્થયાત્રા, ધર્મ કર્મ આદિ કરવું જોઇએ.

કોણ સમજે—શા માટે વૃદ્ધ કામકાજ વચ્ચે ડૂબી રહેવા માગે છે? કર્મશૂન્ય ધર્મજીવનમાં ચિંતા અને દુઃખથી છુટકારો મેળવી શકાતો નથી. તેઓ પહેલાં નિર્જનતા પસંદ કરતા, હવે નિર્જન-

તાથી કંટાળ્યા છે, હવે તો ધાંધલ વચ્ચે રહેવું પસંદ કરે છે. પ્રતાપ જ્યાંસુધી જીવતો હતો, ત્યાંસુધી સંસારનો સઘળો ભાર તેના પર મૂકીને બિહારીલાલ દૂર દૂર રહેતા હતા. પ્રતાપના મૃત્યુ પછી થોડો સમય તેઓએ કશું ન કર્યું. ભગવાનનું નામ સ્મરણ કરવા જતાં, આરાધના કરવા જતાં જાણે બધું વ્યર્થ બની જતું હતું. કર્મહીન ધર્મથી તેના સઘળા પ્રયત્નો નકામા બની જતા હતા. પુત્રની વાત, પુત્રવધૂ અને પૌત્રીની વાત તેઓ પળ માટે પણ વિસરી શકતા નહોતા. નિર્જનતામાં રહેવાથી પોતે પાગલ બની જશે એમ લાગવાથી તેઓ ફરીવાર કોલાહલમાં કુદી પડયા હતા. તેમણે નક્કી કર્યું, જ્યાં સુધી જીવવાનું છે, ત્યાંસુધી કામ કરવું જ જોઈશે. એમાંથી જો ધર્મ થઈ શકે તો ઠીક.

વૃદ્ધની નજર દિવસે દિવસે ઝાંખી થઇ રહી હતી, ચાલતાં પગ ધ્રૂજતાં, કમ્મરથી સહેજ વાંકા થઇ ગયા હતા. છતાં તેઓ ગમે તેમ કરીને પોતાની નબળાઇ ઢાંકી રાખતા અને કોઇ યુવકની શક્તિ માફક કામકાજ કરતા. ગમે તે કામમાં મન પરોવીને તેઓ ભૂતકાળની દુઃખદ સ્મૃતિને ભૂલવા માગતા હતા. જો ભૂતકાળના દુ:ખદ સ્વપ્નમાં નિમગ્ન રહે તો માણસ દિવાનો બની જાય!

એમનો આખો દિવસ બહાર જ ચાલ્યો જતો. પહેલાં તેઓ કોઈપણ દિવસે રાતના બાર પહેલાં ઘરમાં આવતા નહિ. જમીને સૂઇ રહેવા જતા ત્યારે રાતના એક વાગી જતો. સીતાએ અહીં આવ્યા પછી દાદાની વ્યવસ્થાનો ભાર પોતાના માથે લીધો...બરાબર દસ વાગે દાદાએ સૂઇ જવું જોઇએ. નવ વાગ્યે અંદર આવી જવું જોઇએ. તેમને જમાડી, સુવડાવી, બેઘડી વાતો કરીને ત્યાર પછી સીતા નવરી થતી. તેમનો કાયમી નિયમ સીતાએ આવીને બદલાવી નાખ્યો હતો. આ સ્નેહભર્યું શાસન વૃદ્ધને અતિ મધુર લાગતું હતું.

તે દિવસે જ્યોતિર્મય સાથે વાતચિત થયા પછી ઇશાની કોઈ પણ ઉપાયે શાંતિ મેળવી શકતી નહોતી. પુત્ર સાથે થયેલી વાત તેણે કોઇને કરી નહોતી. તેના મનમાં જ દટાઇ રહી હતી. વિદાય વખતે જ્યારે જ્યોતિર્મયે આવીને તેની ચરણરજ મસ્તકે લીધી, ત્યારે અગાઉની માફક તેણે ભગવાનનું ફુલ અને તુલસીપત્ર પુત્રના હાથમાં મૂકવા માંડયું. જ્યોતિર્મયે મોઢું વિકૃત કરીને કહેલું: "મને તો તમે ઓળખી ગયાં છો મા, હું સાવ નાસ્તિક છું...કશાને માનતો નથી પછી શા માટે આ ફુલ તુલસી આપો છો? હું જેને અસત્ય માનું છું. તેને કોઇ દિવસ પરાણે સત્ય માની શકતો નથી. આ ફુલ તુલસી તમારી નજરે શ્રદ્ધા ભક્તિનું ઉપાદાન હોઇ શકે, હું સામાન્ય નજરે જ જોઉં છું મા, એમાં કોઇ પ્રકારનું વિશેષત્વ નથી. જરૂર નથી મા...એવું મને આપશો નહિ."

માના હાથમાંના ફુલ તુલસી હાથમાં જ રહી ગયાં, તેના મોઢામાંથી આશીર્વચન તો દૂર રહ્યાં, એક શબ્દ પણ ન નીકળ્યો. આંખમાં આવેલા આંસુ વડે દૃષ્ટિ ઝાંખી થઈ ગઇ હતી અને ઝાંખપના આવરણ વચ્ચેથી જ જ્યોતિર્મય ચાલ્યો ગયો હતો. હાથમાંના ફુલ તુલસી ક્યારે નીચે પડી ગયાં હતાં, તે પણ તેના ખ્યાલમાં નહોતું રહ્યું, ઇશાની સ્થિર બનીને માત્ર ઉભી રહી હતી.

હાય,—જો એ વખતે રડી શકાયું હોત તો પણ સારું હતું. પરંતુ આંસુ કેવી રીતે આવે? હૈયામાં વેદનાની આગ પ્રચંડ ભાવે ચગી હતી...એ આગમાં બિચારાં આંસુ બળીને ખાખ થઇ ગયાં હતાં. આંખ વાટે માત્ર ઝળઝળીયાં જ ઉભરાયાં હતાં.

તે દિવસથી તેના મનમાં થયા કરતું—જ્યોતિર્મય હંમેશ માટે ચાલ્યો ગયો છે—હવે તે પાછો નહિ આવે...મા કહીને કદી નહિ

બોલાવે. આ વાત મન પર આવતાં તેના હૈયાનાં ટૂકડે ટૂકડા થઈ જતા હતા.

તે દિવસે જમવા બેસીને બિહારીલાલ પણ પૂરૂં જમી શક્યા નહોતા. દૂર બેઠેલી ચિંતામગ્ન પુત્રવધૂ સામે જોઇને તેમણે પુછ્યું હતું: "જ્યોતિ પાછો ક્યારે આવશે, એ માટે કંઇ કહેતો ગયો છે?"

એક હળવો નિશ્વાસ નાખીને માથું હલાવતાં ઇશાનીએ કહ્યું હતું: "ના..."

"વિલાયત જવા સંબંધી કશી વાત કરી હતી?" વૃદ્ધના અંતરમાં આ પ્રશ્ન ઘોળાયા જ કરતો હતો.

ઇશાની જીવનમાં કોઇ દિવસ પિતૃતુલ્ય સસરાજી સામે અસત્ય બોલી નહોતી. પ્રથમ આ પ્રશ્નનો ઉત્તર દેતાં તેનો કંઠ સ્વર જકડાઇ ગયો હતો, પરંતુ ગમે તેમ કરીને તેણે કહ્યું: "એવી ખાસ વાત થઇ નથી—છતાં..."

તે આગળ બોલી શકી નહિ.

બિહારીલાલે દૂધનો ઘૂંટડો લઈ ને કહ્યું: "ત્યારે તો તારી પાસે પણ તેણે વાત કાઢી લાગે છે, પણ તેં એને જરૂર સમજાવ્યો હશે કે વિલાયત જવું તે યોગ્ય નથી..."

દબાયેલા સ્વરે ઇશાનીએ કહ્યું: "હા બાપુ..."

અત્યંત ખુશ થઈને ઉભા થતાં બિહારીલાલે કહ્યું: "દિકરાને મા ન સમજાવે તો કોણ સમજાવે? પાંચ ભાઇબંધોએ એને ચડાવ્યો હશે એટલે એ તૈયાર થયો હશે...એ વાત છેક મારા કાન સુધી આવશે એવું તેણે ધાર્યું નહોતું. મેં એને આ સંબંધી કહ્યું હતું, ત્યારે તે સાવ ઝાંખો પડી ગયો હતો. હું સમજ્યો હતો તેને ડર લાગ્યો છે. ગમે તેમ તોય હજી બાળક કહેવાય. એમ. એ. ભણે છે

પણ ઉમ્મર કેટલી થઇ ? વીસ વરસ થયાં હશે. મારી સામે તો એના એ નાનો બચુ જ દેખાય છે. બીજાની સામે તે ગમે તેટલો મહાન બને, પણ એના દાદા સામે તો બાળક જ રહેવાનો. આવતા અષાઢ માસમાં એનાં લગ્ન કરી નાખું એટલે હું છૂટું. વૈશાખ તો એનો જન્મ માસ છે કેમ વહુમા ? જન્મમાસમાં લગ્ન કરી શકાય નહિ, જેઠ મહિનામાં દિવસ ચોકખા આવતા નથી, એટલે અષાઢ માસ સિવાય બીજો કોઇ ઉપાય નથી. ગમે તે હો, એને પરણાવીને બધો વહિવટ એના હાથમાં સોંપી દઉં એટલે હું બચી ગયો. ત્યારપછી નિશ્ચિંત થઇને સંસાર છોડી દઉં. લોકો કહે છે, મને મતિભ્રમ થયો છે-બબ્બે છોકરા ગુમાવીને હું હજીપણ વિષમ સંપત્તિને કેવી રીતે વળગી રહ્યો છું ! હું શા માટે વળગી રહ્યો છું, એ વાત લોકોને સમજાવવી નકામી છે, લોકો નિંદા કરવાના છે, ભલે કર્યા કરતા. મેં તો ગાંઠ વાળી છે, આ બધી મિલ્કત જ્યોતિની છે... એકવાર જ્યોતિના હાથમાં મૂકી દઉં એટલે પત્યું. પછી સંસારની કોઇ માયા નહિ...દેશ છોડીને ચાલ્યો જઇશ...બરાબર છે ને વહુમા ! અષાઢમાં લગ્ન કરી નાખું એટલે બસ."

સીતા પાછળ ઉભી હતી. વિવાહનો પ્રશ્ન નીકળતાં તે ધીરે ધીરે ચાલી ગઇ હતી. ઇશાનીએ નમેલા વદને કેવળ એક નિસાસો નાખ્યો હતો.

જ્યોતિર્મયના પત્રનાં આશામાં ઇશાની સવાર સાંજ ટપાલની રાહ જોતી હતી. કેટલાક દિવસ પછી જ્યોતિર્મયનો પત્ર આવી પહોંચ્યો.

દાસી બે પત્રો સાથે ઇશાનીના નિરામિષ રસોડા પાસે આવીને ઉભી રહી અને બોલી: "રાખાલ આ બે કાગળ આપી ગયો છે અને કહી ગયો છે બચુભાઇએ બાપુ ઉપર પત્ર લખ્યો છે, તેમાં જણાવ્યું છે કે બચુભાઇ આનંદમાં છે."

ઇશાની ભાત ઓસાવી રહી હતી. સીતા બાજુમાં બેઠી બેઠી શાક સમારી રહી હતી. તેણે દાસી પાસેથી બંને કાગળ લઈ લીધા.

ઇશાનીએ પૂછ્યું: "જ્યોતિનો પત્ર આવ્યો છે?"

સીતાએ કહ્યું: "હા, આ પોષ્ટકાર્ડમાં પહોંચ્યાના સમાચાર જણાવ્યા છે."

જ્યોતિના પત્રમાં–પોતે પહોંચ્યો છે અને સુખરૂપ છે એટલું જ લખ્યું હતું. પહેલાં તે કલકત્તા જતો ત્યારે તેના પત્રમાં અનેક વાતો આવતી. આ વખતના નાના પત્ર સામે નજર કરીને ઇશાનીએ એક હળવો નિસાસો નાખ્યો.

પ્રસંગનો ખ્યાલ હોવા છતાં સીતાએ કહ્યું: "બા, આ વખતે જ્યોતિભાઈનો પત્ર સાવ નાનો છે. પહેલાં એમનાં દરેક પત્રો ત્રણ ચાર પાનાના આવતા હતા. ઘરના કોઈ માણસને તેઓ ભૂલતા નહોતા. નોકરચાકરથી માંડીને ગાય, પંખી વગેરે બધા માટે કંઈકને કંઈક પૂછતા. આ વખતે માત્ર બેજ લીંટીમાં પતાવ્યું છે. કલકત્તા જતી વખતે એમના ચહેરા પર ઉર્મિ નહોતી, તમારો ચહેરો પણ કરમાઈ ગયો હતો. આપે શું એમની સાથે કંઈ ઝઘડો કર્યો હતો?"

ઇશાનીના ઝાંખા ચહેરા પર પળ માટે આછા હાસ્યની રેખા ચમકી ગઈ. તે બોલી: "ઝઘડો શા માટે થાય મા, કશું થયું નથી. બીજો કાગળ કોનો છે જોતો?"

ઇશાની પુત્રની વાત લબાવવા નથી ઇચ્છતી એ વાત સીતા સમજી ગઈ. ઇશાની જાણી શકી નહોતી, પણ તે દિવસની કેટલીક વાત સીતાના કાન પર અનિચ્છા હોવા છતાં પહોંચી ગઈ હતી. દેવયાનીનું નામ કાન પર આવતાં તે ચમકીને ઉભી રહી હતી. બધી વાત તેની આંખ સામે સ્પષ્ટ થઈ ગઈ હતી. ઘૃણા; શરમ અને સંકોચથી તેનું હૃદય ભરાઈ ગયું હતું. ના, ના, શું સીતા જ્યોતિર્મયની પત્ની થવાની આશાએ અહીં પડી રહી છે?

શું જ્યોતિર્મય એમ જ માનતો હશે ? જ્યોતિર્મયે જ્યારે તેના મિત્ર નિખિલેશ સાથે સીતાના લગ્ન કરવાની વાત કરી હતી; ત્યારે સીતાનો ચહેરો લાલ થઈ ગયો હતો—તે એકદમ પોતાના ખંડમાં જઈને બિછાના પર પટકાણી હતી.

ત્યારપછી જ્યોતિર્મયથી દૂર રહેવાનો તેણે કેટલો પ્રયત્ન કર્યો હતો ? છી...કેવી શરમ...કેટલું અભિમાન ! ના, સીતા હવે આ સ્થળે કોઈપણ ઉપાયે રહી શકશે નહિ. તે પોતાની માસી પાસે ચાલી જશે. તેની એક માસી છે, પિતા જીવતા હતા ત્યારે માસીએ ઘણીવાર સીતાને પોતાને ત્યાં લઈ જવાનું કહ્યું હતું. માસીનો દીકરો પ્રશાંત સીતાને તેડવા માટે ઘણીવાર આવ્યો હતો, પરંતુ પિતાએ મોકલી નહોતી. આ વખતે તો તે જરૂર માસીને પત્ર લખશે... માસી પાસે જશે, આવી શરમ વચ્ચે હવે તે રહી શકે તેમ નથી પોતાના સ્વજનના ઘરમાં એક દાસી તરીકે રહેવું સારૂં, પણ અહીં ગૃહિણી તરીકે રહેવું કોઈ ઉપાયે યોગ્ય નથી.

વિચારવું જેટલું સહેલું છે, તેટલું કરવું કઠણ છે, આટલા ખાતર કહું કહું કરવા છતાં સીતા આ વાત કહી શકી નહોતી. આ ઘરમાં આવીને તે એવા સ્થાન પર મૂકાઇ ગઈ હતી; જે સ્થાન પરથી ખસવું ભારે કઠણ હતું. વૃદ્ધ દાદા અને ઇશાનીને એના વગર એક ઘડી પણ ચાલતું નહોતું આ લોકોનો આટલો પ્રેમ તરછોડીને પોતે કેવી રીતે જઈ શકે ?

રાખાલે આવી ઇશાનીને કહ્યું: " બાપુજી તમને બોલાવે છે."

ખાસ કારણ વગર બિહારીલાલ કોઇને બોલાવે નહિ તે સહુ જાણતા હતા. તેથી શંકિત નજરે ઇશાની રાખાલ સામે જોઇ રહી.

રાખાલે ઇશાનીની દૃષ્ટિ સમજતાં કહ્યું: " અચ્યુભાઇનો પત્ર આવ્યો છે, એટલે બાપુજી પોતે તમને સંભળાવવા ઇચ્છે છે."

નીરાંત અનુભવીને ઈશાનીએ સીતા સામે જોઇ કહ્યું: "તું ઘડીક બેસજે મા, હું હમણાં જ આવું છું. જ્યોતિએ મારા પર જૂદો પત્ર લખ્યો છે, છતાં બાપુજી પોતા પરનો પત્ર મને વંચાવ્યા વગર શાંતિ નહિ મેળવે. મારા પછી તને પણ બોલાવશે. જેને જેને તેઓ ચાહે છે, તે બધાને બોલાવીને પત્ર વંચાવશે, ત્યાં સુધી એમના મનને શાંતિ નહિ વળે."

ઈશાની હાથ ધોઇને ચાલી ગઈ.

ઉદાસ નજરે સીતા જ્યોતિર્મયના પોષ્ટકાર્ડ તરફ જોઈ રહી.

૯

એકવાર બિહારીલાલ પાસે ગયા પછી સહેજે છૂટી શકાતું નથી, તે વાત સીતા બરાબર જાણતી હતી. નિરામિષ રસોઇની વ્યવસ્થા કરીને તે આમિષ રસોઇ ગૃહમાં ગઈ. જોયું તો રસોયણ બિચારી ભાતનું મોટું તપેલું ચૂલા પરથી નીચે ઉતારી શકતી નહોતી.

"ખસો, હું ભાત ઓસાવી દઉં છું." કહી સીતાએ ભાતનું તપેલું ઉઠાવીને નીચે મૂક્યું.

વૃદ્ધ શાંત ઠાકુરરાણીએ રાજી થતાં કહ્યું: "હવે તમે રહેવાદો, હું ઓસાવી લઇશ."

સીતાએ કહ્યું: "તમે દાળનું આંધણ મૂકો હું ભાત ઓસાવી દઉં છું. વૃદ્ધ થયાં છો, ભાતનું તપેલું ઉપાડી શકતાં નથી. મને બોલાવવી હતીને. ઘરમાં બીજા માણસો ક્યાં ઓછાં છે? ગમે તે આવીને તપેલું નીચે ઉતારી દેત."

વૃદ્ધા લાગણી ભર્યાં નયને સીતા સામે જોતી કંઇક કહેવા લાગી. સીતાએ તે તરફ કાન ન દેતાં ભાત ઓસાવવા માંડયા. ભાત ઓસાવી હાથ ધોઇને તે બહાર આવી. બહાર દૂરની એક મામીનો છોકરો પાણીનો ઘડો નીચે પડી જતાં પોતે પણ પાણીમાં પડી ગયો હતો.

એની મા કોઈ કામને અંગે અન્ય સ્થળે હતી. સીતાએ છોકરાને ઉઠાડી તેનું શરિર સ્વચ્છ કરી દીધું. છોકરાને છાનો રાખી એની મા પાસે મૂકીને તે પાછી આવી. એ વખતે ઇશાની રસોડામાં આવી ગઈ હતી. એના ચહેરા પરની ઝાંખપ દૂર થઇ ગઇ હતી, એ જોઈને સીતાના મનને કંઇક નીરાંત થઇ.

સીતાને જોઈને ઇશાનીએ કહ્યું: "ક્યાં ગઇ હતી બેન? આ પત્ર વાંચવો તો રહી ગયો, વાંચ."

સીતાએ કવર હાથમાં લેતાં કહ્યું: "દાદાએ શું કહ્યું મા?"

ઇશાની એ હળવા હાસ્ય સહિત કહ્યું: "મેં જે કહ્યું હતું તે જ. જ્યોતિનો પત્ર આવ્યો છે એટલે દાદાના આનંદનો પાર નથી. એની એ વાત...શું એ વિલાયત જાય ખરો? શું એ સુરેશબાબુની કન્યા સાથે પરણે ખરો? ગમે તે હો, પણ બ્રાહ્મણનો પુત્ર છે, જન્મ સંસ્કારનો ત્યાગ કરી શકાય છે? આવું બધું કહ્યું હતું...તું જો પત્ર કોનો છે?"

કવર ઉપર સુંદર મરોડદાર અક્ષરથી ઇશાનીનું નામ લખ્યું હતું; સીતાએ જરા અચકાતાં કહ્યું: "આપના નામનો પત્ર છે... આપ જ વાંચોને."

ઇશાનીએ કહ્યુ: "તું જ વાંચ મા. આ જગતમાં મારા પર પત્ર લખનારા બે જ માણસો છે, એક જ્યોતિ અને એક મારી દેરાણી, બીજું કોઇ નથી. જ્યોતિનો પત્ર વંચાઈ ગયો, એટલે જયંતી સિવાય આ પત્ર બીજા કોઇનો નહિ હોય."

સીતાએ કવરમાંથી પત્ર બહાર કાઢયો. પહેલાં સહી તરફ નજર કરી ત્યાર પછી તે આખા પત્ર તરફ નજર ફેરવી ગઇ.

તેનો ચહેરો કંઈક ઝાંખો થઇ ગયો, તેણે એકદમ નજર અન્ય દિશા તરફ ફેરવી લીધી, આ પત્ર વાંચવાનું સાહસ તેનામાં નહોતું.

ધીરે ધીરે ઇશાની પાસે પત્ર મૂકી તે બહાર જવા પાછી ફરી. ઇશાનીએ કહ્યું: "કેમ જાય છે બેન, મને પત્ર તો વાંચી સંભળાવ."

ઇશાનીનો અભ્યાસ સામાન્ય હતો. મહાભારત, રામાયણ વગેરે પુસ્તકો માંડ માંડ તે વાંચી શકતી. હાથનું લખાણ વાંચવામાં તેને જરા મુશ્કેલી પડતી. સીતાના આવ્યા પછી તેને આ બાબતની મુશ્કેલી નહોતી રહી. સીતા કાગળો વાંચી સંભળાવતી.

સીતાએ પાછા ફરી, હાથમાં પત્ર લીધો. તેનો હાથ ધ્રુજતો હતો, ગળામાં જાણે કોઇએ આવીને સ્વર ઝકડી રાખ્યો હતો. એકવાર તેણે ઇશાનીના શાંત વદન સામે જોયું. ત્યાર પછી તેણે પત્રમાં નજર પરોવી. કંઇક સ્વસ્થ બનીને તેણે પત્ર વાંચવો શરૂ કર્યો.

જયંતીએ લાંબો પત્ર લખ્યો હતો. તેણે જણાવ્યું હતું:--

"બહેન,"

તમે કોઇ મારી સંભાળ ન લો; તો પણ હું તમારા ખબર મેળવવા પ્રયત્ન કરતો હોઉં છું; એ કદાચ તમે કોઇ નહિ જાણતા હો. જ્યોતિર્મય અમારી બાજુમાં જ થોડે દૂર રહે છે. તે ઘણીવાર અમારે ત્યાં આવે જાય છે. મને એના તરફથી તમારા બધા સમાચાર મળ્યા કરે છે.

જ્યોતિના મોઢેથી મેં સાંભળ્યું હતું, બાપુ મારો પત્ર વાંચીને ખૂબ ચીડાયા હતા. હું તમને એ જ પૂછું છું બેન, બાપુ આ રીતે રોષ કરે તે શું ઉચિત છે? સામે ઇભાની પરીક્ષા છે, આ સ્થિતિમાં એમનો હુકમ મળે એટલે તરત પરીક્ષા જતી કરીને પણ ત્યાં આવવું જોઇએ. એવું કદી બની શકે નહિ. બે દિવસ પછી ઇભાની પરીક્ષા શરૂ થશે, આમાં જો અનિયમિત થઇ જવાય તો આખું વર્ષ બગડે. આ રીતે એક વર્ષના અભ્યાસનો ખર્ચ કોણ આપે

કહો એક ! મારો ભાઈ દયા કરીને ભાણેજીનો સઘળો ખર્ચ માથા પર લે છે. તમે ન્યાયપૂર્વક કહેજો, મારો ભાઈ કેટલું સહન કરે? તમે તો જાણો છો, પરણ્યા પછી સાસરીમાની એક સાડી પણ હું પામી શકી નથી, પૈસા ટકાની વાતતો દૂર રહી.

તમે કહેશો, એ દોષ મારો જ છે. હું ત્યાં રહી શકતી નહોતી એટલે તમે મને પિયર મોકલી દીધી હતી. રહી શકતી નહોતી કે હતી એ માટે કોઈ વાત આજ હું ચર્ચવા માગતી નથી. હું ભણેલી છું એટલે તમે બધા મારી મશ્કરી કરતા હતા, પણ હું ભણેલી ન હોત, તો મેં ભરણ પોષણ માટે ક્યારનો મારો હક્ક સાબીત કર્યો હોત.

તમારા દીયર—મારા સ્વામી—સ્ત્રી શિક્ષણના વિરોધી હતા, એ કેવળ તેમના પિતાને ખાતર. બાપુએ અગાઉના પત્રમાં ઇભાને લખ્યું હતું, સ્ત્રી શિક્ષણ એ અધઃપતનનું મૂળ છે આ વાત કેવા હલકા હૃદયની છે એ તમે વિચારી જોજો. ઇભાએ શું કોઇ દિવસ એના દાદા પાસેથી કશું મેળવ્યું છે? એકાદ કાપડનો ટૂકડો કે એકાદ ઘરેણું? બાપુ પાસે વિશાળ સંપત્તિ છે; અગાધ દ્રવ્ય છે; પરંતુ ઇભાને એક પાઈ પણ મળવાની છે ખરી? સહુ કહેશે, ઇભા તો હિન્દુ કન્યા છે, ભણી ગણીને સાસરે જશે. બરાબર છે, પણ પરણ્યા પછી તે કદાચ વિધવા થાય તો? વિધવા બન્યા પછી એની મા માફક એને પારકાના આશરે જીવન વિતાવવું પડે તો? એટલાં મારાં ભાગ્ય સારાં છે કે મારે એક ભાઇ છે. તમે બધા સંબંધ છોડી દેશો, પણ ભાઇ સંબંધ નહિ છોડી શકે. પણ ઇભાનું શું થાય? એને કોઇ ભાઈ નથી કે એના આશરે રહે! એટલે ન છૂટકે મારે એને એવું શિક્ષણ આપવું પડે છે કે ભવિષ્યમાં તે પોતાનું ગુજરાન ચલાવી શકે. હા, તે પોતે જ પોતાનું ગુજરાન ચલાવશે, પણ જોજો એની

માને અને એને એક દિવસ કુતરા માફક કાઢી મૂક્યા હતા, તેના ઘેર એક મુઠી અન્ન માટે તે કદી નહિ જાય.

સ્ત્રી શિક્ષણ અધઃપતનનું મૂળ છે, એમ તેઓ કહી શકે છે, જેઓ સ્ત્રીઓને ઘૃણાની નજરે નિહાળે છે, જેઓ સ્ત્રીઓને ગુલામડી માને છે—સ્ત્રી શિક્ષણમાં એ લોકો દોષ જોવાના જ છે, કારણ કે શિક્ષિત સ્ત્રીઓ મોઢામોઢ રોકડું પરખાવી શકે છે. હું તમારો જ દાખલો આપું છું બેન, તમે મોઢું ઢાંકીને પડ્યાં છો, તમારે કેટલીય વાતો સાંભળવી પડે છે, કેટલુંય દુઃખ સહવું પડે છે. કદાચ આ વાત તમે આજ હસવામાં ઉડાડી દેશો અને કહેશો, એ લોકો ખૂબજ માયા રાખે છે, સંભાળ રાખે છે, દેવી માફક માનીને શ્રદ્ધા રાખે છે. પણ હું આ વાત પર કદી વિશ્વાસ કરી શકીશ નહિ, વિધવા પ્રત્યે લોકો શ્રદ્ધા રાખી શકે છે. એ વાત મારા ગળે ઉતરતી જ નથી. સંભવ છે કે તમારા માટે આવું નહિ હોય, તમારા પ્રત્યે સહુ માનની નજરે જોતા હશે, પણ એથી બધી વિધવાઓને માન–આદર મળે છે એમ હું નથી માનતી. મારી આંખ સામે તો આપણા સમાજમાં વિધવાની કેવી લાંછના થાય છે તે જ દેખાય છે. વિધવાના આંસુ અને વિધવાના નિસાસા મારી આસપાસ દેખાય છે. આ બધી સ્ત્રીઓને જો શિક્ષણ આપવામાં આવ્યું હોત, તો તેઓ કોઈ દિવસ ગુલામડી તરીકે પોતાનું જીવન બરબાદ ન કરતી હોત!

ઇભાના મામા સદા માટે તેનો ભાર વેઠી લેશે, એવું ન માની શકાય; અથવા ઇભાને મામાના આશરે રહેવું પડે એમ હું પણ નથી ઇચ્છતી. જ્યારે ઇભાને કોઈ છે નહિ, ત્યારે તેને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરીને પોતાના પગભર ઉભા રહેતાં શીખવું જ જોઈએ.

જવાદો, આ વાતને લંબાવવાની જરૂર નથી, અન્ય વાત કહું. જે જણાવવા માટે પત્ર લખું છું, તે તો હજી સુધી જણાવ્યું જ

નથી, વચ્ચે ઇભાની વાત આવી પડી. આ બધી વાત બાપુને જણાવવાનો હેતુ છે, પણ હું તેમને લખી શકતી નથી. તમને બધું જણાવું છું, તમે તેમને જણાવજો.

તમારો પુત્ર અહીંની એક કન્યા સાથે લગ્ન કરવા ઇચ્છે છે. મેં સાંભળ્યું છે કે એ સંબંધી કેટલીક વાત જ્યોતિએ તમને જણાવી છે. દેવયાની જ્યોતિના પ્રોફેસર સુરેશમિત્રની કન્યા છે. તમને આશ્ચર્ય થશે કે બ્રાહ્મ—કાયસ્થનાં લગ્ન કેવી રીતે થાય? કારણ કે કાયસ્થ બ્રાહ્મણો કરતાં નીચી જાત છે. આપણા સમાજમાં જ્યારે ચઢતા ઉતરતા બ્રાહ્મણો વચ્ચે પણ લગ્ન થઇ શકતાં નથી, તો પછી કાયસ્થ કન્યા સાથે બ્રાહ્મણ પુત્રના લગ્નને સમાજ ક્યાંથી અનુમતિ આપે? સ્પષ્ટ રીતે હું જણાવી દઉં છું કે સુરેશબાબુ બ્રાહ્મ છે, અને બ્રાહ્મોસમાજમાં જાતિભેદ જેવું ખાસ હોતું નથી. બ્રાહ્મણ ઉચ્ચવર્ણ છે, પણ કાયસ્થ કંઈ અસ્પૃશ્ય નથી. આજકાલ આવાં આંતર જાતીય લગ્નો ઘણા થાય છે. પણ તમે બધા શહેરથી ઘણા દૂર છો, એટલે તમે કોઇ આવા લગ્નો સંબંધી જાણતા નહિ હો. તેથી જ આ વાત સાંભળીને આકાશમાંથી પડયા જેવું લાગશે અને તમે બધા કશું વિચાર્યા વગર એમજ કહેશો કે, આવાં લગ્નો કોઈ કાળે થઇ શકે નહિ.

તમે વધારે ભણ્યાં નથી, નહિ તો જોઇ શકત, આવાં લગ્નો આપણા દેશમાં નવાં નથી. ઘણા પ્રાચીનકાળમાં પણ આવાં લગ્નો પ્રચલિત હતાં. દાખલા તરીકે રાજા યયાતિએ બ્રાહ્મણ કન્યા દેવયાની સાથે લગ્ન કર્યાં હતાં. લોપામુદ્રા ક્ષત્રિય કન્યા હોવા છતાં બ્રાહ્મણને પરણી હતી. આ બધાં લગ્નો એ કાળે જો યોગ્ય હતાં તો વર્તમાન કાળે શા માટે અયોગ્ય ગણાય? તમારો પુત્ર કાયસ્થ કન્યા દેવયાની સાથે શા માટે ન પરણી શકે એ તમે મને સમજાવજો.

હું જાણું છું. દેવયાની પ્રત્યે જ્યોતિનો પ્રેમ કેટલો છે, એ તેણે પોતે મને કહ્યું હતું, દેવયાની નહિ મળે તો પોતે જીવનપર્યંત અપરિણિત રહેશે. તમે નથી જાણતાં બહેન, આ રીતે હતાશ થયેલા જુવાનો આત્મહત્યા પણ કરી નાખે છે. જ્યોતિની આશા પ્રબળ છે, દેવયાની સાથે લગન કરશે, વિલાયત જશે અને એક મહાન માણસ બનીને પાછો આવશે. હું એ પણ જાણું છું, બાપુ આ વાતમાં કદી સંમત નહિ થાય, કારણ કે તેઓ જૂનવાણી વિચારના છે, પોતાના કુંડાળાથી બહાર કદી ન જાય. સ્ત્રી શિક્ષણનું નામ સાંભળીને જે ચમકી ઉઠે છે, તે જ્યોતિના આ લગન કે વિદેશગમનની વાત સાંભળતાં જ પાગલ બની જાય, એમાં જરાય શક નથી.

અને દેવયાની ? હું જ્યાંસુધી જાણી શકી છું, ત્યાંસુધી તે પણ જ્યોતિ પર અપૂર્વ પ્રેમ રાખે છે. દરેક રીતે તે જ્યોતિ માટે યોગ્ય છે. હું જ્યોતિને દિકરા માફક ગણું છું. મારી આ વાત પર તમારે વિશ્વાસ રાખવો હોય તો રાખજો, કારણ તમે બધા ગણત્રીવાળા માણસ છો એટલે તમારૂં મન સહેજે પરખાઇ શકાય નહિ.

મે સાંભળ્યું છે, જ્યોતિ સાથે પરણાવવા તમે કોઈ એક કન્યાને ઘરમાં રાખી છે. આ વાત મેં અગાઉ જાણી હતી, પણ કન્યાને કોઈ દિવસ નજરે જોઇ નથી. છતાં એટલું કહી શકું છું, તમે તમારી નજરે જેને શિક્ષણ, સૌન્દર્ય, ગુણ વગેરે જોઈને કહી શકો, તે તુચ્છ જ હોય, ખાસ કરીને જ્યોતિ તો તેને તુચ્છ માનીને ઘૃણા કરવાનો. એટલે તમે એનો કાન પકડીને પરણાવી શકશો નહિ, કારણ કે તે હવે બાળક નથી. પોતાના સારા નરસાનો વિચાર કરવાની શકિત એનામાં પ્રગટી છે. તમારા વિરોધનું પરિણામ એ આવશે કે તમારા પ્રત્યે જ્યોતિના મનમા જે કંઇ શ્રદ્ધા ભકિત હશે, તે ચાલી જશે.—ભવિષ્યમાં 'મા'નું નામ લેતાં તેનું હૈયું ઉલ્લાસથી

નાચી નહિ ઉઠે,—તેની આંખમાં હર્ષના આંસુ ઉભરાશે નહિ,—પણ તેનું હૃદય ઘૃણાથી ભરાઈ જશે. તમારો એ એકનો એક પુત્ર છે. પુત્રના હૈયામાં તમારૂં સ્થાન અતૂટ રાખજો...' મા 'નો સાદ સાંભળવાનું ભાગ્ય હાથે કરીને ગૂમાવી દેશો નહિ.

હું તમારા કરતાં ઉમ્મરમાં નાની છું, સગપણમાં પણ નહાની છું, છતાં તમને ઉપદેશ આપવાનું સાહસ કરૂં છું. એ માટે મને ક્ષમા કરજો. હું પણ સંતાનની મા છું. સંતાનના મોઢેથી ' મા 'નું આહ્‌વાન સાંભળવાની કામના મારા હૈયામાં ઓછી નથી. આ ભાગ્યથી જે સ્ત્રી વંચિતા રહે તે નારી જીવનનો કેવો અભિશાપ છે, એતો તમે પણ સમજતાં હશો ! તેથી જ હું તમને ચેતવું છું. માત્ર વર્તમાન તરફ નજર ન રાખો, ભવિષ્યને જોવા જાણવાનો પ્રયત્ન કરો.

તમે એમ ન માનશો, આ બધી વાત મેં જ્યોતિ પાસે સાંભળીને લખી છે. તેણે મને આ સંબંધી એક શબ્દ પણ નથી કહ્યો હું તેનું ઝંખવાયેલું મોઢું જોઈને સમજી ગઈ છું. મેં એને બહુ પૂછ્યું ત્યારે તે માત્ર એટલું જ બોલ્યો હતો, ' મારાથી વિલાયત જવાનું ન બન્યું. ' આ સિવાય તેણે કશું નથી કહ્યું. તેને ખૂબ જ વ્યથા થઈ છે, પણ મોઢેથી તે કશું બોલી શકયો નથી. બેન, તમે મા છો એટલે પૂછું છું—તમારો એ ધર્મ મોટો છે, તમારો એ સમાજ મોટો છે, કે તમારો પુત્ર મોટો છે ?

આશા રાખું છું, તમે સહુ સારા હશો, જે કન્યાને તમે ઘરમાં સાચવી છે, તેને યોગ્ય સ્થળે પરણાવી દો,—મારા જેઠની પ્રતિજ્ઞા સચવાઈ જશે.

બધી વાત કહી દીધી બેન. હવે આ બધી વાત પર શાંતિથી વિચાર કરી જોજો, ત્યાર પછી જે વ્યવસ્થા કરવી ઘટે તે કરજો. અને જે યોગ્ય લાગ્યું તે લખ્યું છે, હવે તમારી ઈચ્છા. મારા પર

રોષ ન આવે તો ઉત્તર લખજો, મારા પ્રણામ સ્વીકારજો. લી.
તમારી સેવિકા **નાનીવહુ**

શાકની કઢાઇ ચૂલા પર ચડાવી હતી, ઇશાનીએ તે નીચે ઉતારી હાથ ધોયા. કશું બોલ્યા વગર ઝંખવાણા ચહેરે તે ધીરે ધીરે રસોડામાંથી બહાર નીકળી ગઈ.

પ્રથમ તો સીતા પત્ર હાથમાં પકડીને એમને એમ સ્થિર ભાવે ઉભી રહી હતી. જ્યારે તે વિચારમાંથી જાગૃત થઇ, ત્યારે દેખાયું, શાકની કઢાઇ નીચે પડી છે અને ઇશાની ક્યારની ચાલી ગઈ છે.

પત્ર ફેંકી દઇને તે ઇશાનીના ખંડ પાસે ગઇ. ઓરડાના બારણાં અંદરથી બંધ હતાં. સીતાએ ખખડાવતાં કહ્યું: "મા..."

અંદરથી કશો ઉત્તર ન આવ્યો.

સીતાએ ફરી કડું ખખડાવીને કહ્યું: "મા, રસોઈ છોડીને ચાલ્યાં આવ્યાં..."

અંદરથી રડતા સ્વરે ઇશાનીએ કહ્યું: "એ બધું ગોરાણીને લઇ જવાનું કહી દે મા, મારૂં શરીર આજ સારૂં નથી...હું કશું જમીશ નહિ."

ઘડીકવાર સીતા સ્થિર ભાવે કમાડને ટેકો દઇને ઉભી રહી. ધીરે ધીરે તેના તેજસ્વી નયનો આંસુથી છલકાઇ ગયાં. બીજી પળે આંખોમાંથી આંસુ વહેવા માંડયા. ધીરે ધીરે તે પોતાના ખંડમાં ચાલી ગઈ.

એક જ પત્રથી ઘરમાં આવડી મોટી વ્યથા ઉભી થઈ છે તે બિહારીલાલ જાણી શકયા નહિ. જયંતિના પત્રની વાત ઇશાની અને સીતાના હૈયામાં દટાઇ ગઇ.

૧૦

બિહારીલાલ દિવસો ગણતા હતા, ક્યારે જ્યોતિર્મય કલકત્તાથી પાછો આવે, ક્યારે તેને પરણાવીને નિશ્ચિંત મને પોતે તીર્થયાત્રાએ જાય! વૃદ્ધની સઘળી આશાઓ ચીમળાઈ ગઈ હતી, આ એકજ આશા પર તેઓ જીવી રહ્યા હતા.

મેનેજર સુશીલબાબુ થોડા સમયથી આ સ્ટેટમાં નોકરીએ રહ્યો હતો, તે સીતાના પિતા વિનયબાબુનો દૂરનો ભત્રીજો થતો હતો. તે બિહારીલાલના કામે બે દિવસે પહેલાં કલકત્તા ગયો હતો, રાતની ગાડીમાં પાછો આવ્યો હતો, પણ રાતે તે બિહારીલાલને મળી શક્યો નહોતો.

સવારના બિહારીલાલ હંમેશના નિયમ પ્રમાણે બેઠકમાં બેસીને જમિનદારીના કાગળ પત્રો તપાસી રહ્યા હતા. નીચે કેટલાક પ્રજાજન અત્યંત સંકોચ સહિત બેઠા હતા આ બધા વહિવટદારના અત્યાચાર અંગે જમિનદાર આગળ ફરિયાદ કરવા આવ્યા હતા. ઘણા દિવસોથી તેમના ઉપર અનેક પ્રકારના અત્યાચાર થતા હતા. આટલા દિવસ સુધી તેઓ ભયને લીધે જમિનદાર આગળ આવી શક્યા નહોતા પણ ખૂબ અસહ્ય જણાતા તેઓ આજ આવ્યા હતા.

સુશીલબાબુને બોલાવવા માટે વહેલી સવારે એક માણસ મોકલ્યો હતો. ઘણા દિવસથી જ્યોતિર્મયના કશા સમાચાર નહોતા મળ્યા, એટલે બિહારીલાલ ભારે વ્યગ્ર બની ગયા હતા. બિહારીલાલે બે પત્રો લખ્યા હતા, તેનો પણ કોઇ ઉત્તર નહોતો આ સંબંધી તેમણે સુશીલબાબુને ખાસ ભલામણ કરી હતી, સૌથી પહેલાં જ્યોતિર્મયના સમાચાર મેળવવા.

સુશીલબાબુએ બેઠકમાં પગ મૂક્યો કે તરત વૃદ્ધ એના સામે જોઇ બોલી ઉઠયા: "હું તો તારીજ રાહ જોઈ રહ્યો છું સુશીલ! કાલ રાતેજ હું તને બોલાવવા માણસ મોકલતો હતો, પણ વહુમાએ ના પાડી, એટલે કોઇને મોકલ્યો નહિ. પછી આજ વહેલી સવારે જમાદારને મોકલ્યો હતો. તને એમ થયું હશે કે ડોસો પાગલ બની ગયો છે, ઘડીકનીય ધીરજ નથી રહી."

હળવા હાસ્યથી વૃદ્ધનો ચહેરો પ્રફુલ્લ બન્યો.

સુશીલ એક ખુરશી પર બેઠો. વૃદ્ધ હમણા પૌત્રના સમાચાર પૂછશે, એ વખતે શું જવાબ દેવો એ વિચારથી તેનો ચહેરો ઝાંખો પડી ગયો.

કાગળો જોતાં જોતાં બિહારીલાલે પૂછ્યું: "ગઇ રાતેજ તું આવ્યોને?"

સુશીલે કહ્યું: "જીહા, હું રાતેજ આપને મળવા આવતો હતો, પણ વરસાદના કારણે..."

બિહારીલાલે કહ્યું: "તેં સારૂં કર્યું. વરસાદમાં આવીને વાત કરવાની કશી ઉતાવળ નહોતી."

ઉતાવળ કેવી હતી, એતો વૃદ્ધના ચહેરા પરના ભાવથી જ સમજાઈ જતું હતું.

થોડીવારના મૌન પછી બિહારીલાલે પ્રશ્ન કર્યોઃ "તું જ્યોતિ પાસે ગયો હઈશ, તે મજામાં છે ને? મેં સાંભળ્યું હતું, તેની એક પરીક્ષા બાકી હતી, તે થઈ ગઈ કે નહિ?"

સુશીલે અન્ય દિશા તરફ નજર રાખતાં કહ્યુંઃ "અચુભાઈ ખૂબ મજામાં છે. એમની પરીક્ષા પૂરી થઈ ગયાનું સાંભળ્યું છે."

ચપળ બનતાં બિહારીલાલે કહ્યું: "પરીક્ષા પછી તરત ઘેર આવવાની વાત હતી; તો પછી તે હજુ સુધી કેમ ન આવ્યો?"

સુશીલ માથા પર હાથ ફેરવવા લાગ્યો.

જે વાત તે સાંભળીને આવ્યો છે, તે વાત કોઈપણ રીતે સુશીલ મોઢા પર લાવી શકતો નથી. વૃદ્ધ અનેક આશા રાખીને વાટ જોઈ રહેલ છે કે પરીક્ષા આપીને પૌત્ર પાછો આવશે. આ માટે તેણે ગૃહદેવતા શ્રીધરને ભોગ આપવાની માનતા માની હતી, આમ્બદેવી ચંડીની પૂજા મોટા ઠાઠથી કરવાનું નક્કી કર્યું હતું, તેની આ બધી આશા ધૂળમાં મળી ગઈ છે. સુશીલ કેવી રીતે જણાવે કે જ્યોતિ હવે કદી આવશે નહિ, અને કદાચ આવે તો પણ બિહારીલાલ તેને ઘરમાં સ્થાન આપે તેમ નથી.

સુશીલને નીરવ જોઈને બિહારીલાલે તેના સામે જોયું. વૃદ્ધની દ્રષ્ટિ સહન ન કરી શકવાથી સુશીલે અન્ય દિશા તરફ મોઢું ફેરવી લીધું.

કાગળપત્ર એક તરફ રાખીને બિહારીલાલે ઉદ્વિગ્ન ભાવે કહ્યુંઃ "હું બરાબર સમજી ગયો છું. તું ગમે તે વાત મારાથી છૂપાવવા માગે છે, પણ તારો આ પ્રયત્ન નકામો ગયો છે. જે માણસે સીત્તેર વર્ષ સુધી સંસારની લીલીસૂકી અનુભવી છે, તે માણસને તું સાવ ભોટ સમજીશ નહિ. કહે, ગમે તેવું અપ્રિય સત્ય હોય, તો પણ કહેતાં અચકાઈશ નહિ... તેમ એ વાત પર ખોટો પડદો ઢાંકીશ નહિ. આ

ડોસાની છાતી ઘણી કઠણ છે, ઘણા આઘાત સહન કર્યા છે, છતાં પણ ભાંગી નથી...તો પછી બીજા આઘાત સહી શકાશે, હૈયું ભાંગી નહિ જાય એટલી ખાત્રી રાખજે."

સુશીલે દબાયેલા સ્વરે કહ્યું: "જ્યોતિ..."

તે વધુ બોલી શકયો નહિ. વૃધ્ધે કહ્યું: "એણે શું કર્યું છે તેજ કહી નાખ."

સુશીલે કહ્યું: "મેં સાંભળ્યું છે કે તેણે અધ્યાપક સુરેશબાબુની કન્યા સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે. હું તેમને મળ્યો હતો તેમણે..."

"રહેવાદે, બધું સમજાઈ ગયું સુશીલ "કંઈક તીવ્ર સ્વરે વૃદ્ધે આ શબ્દો કહી નાખ્યા સુશીલ નીરવ ભાવે બેસી રહ્યો.

ઘડીભર વૃદ્ધ સુનમૂન થઈને બેસી રહ્યા. ત્યારપછી કાગળપત્રો લઈને તેમાં નજર નાખી, ચશ્માના કાચ કંઈક ઝંખવાણા પડયા હોય તેમ જણાતાં વૃધ્ધે ચશ્મા ઉતારી કાચને સાફ કરી ફરી ચશ્મા ચડાવ્યાં.

સુશીલ વિસ્મય ભરી નજરે તેમની સામે જોઈ રહ્યો. તેણે ધાર્યું હતું, આ સમાચાર સાંભળીને વૃદ્ધ કોણ જાણે કેવીયે ધમાલ કરી મૂકશે! પરંતુ વૃદ્ધનો ચહેરો જોઇને તેને ભારે આશ્ચર્ય થયું. ઘડીભર માટે વૃદ્ધનો ચહેરો વિકૃત બની ગયો હતો, પરંતુ તરત તે પાછો મૂળ સ્વરૂપમાં ફેરવાઈ ગયો.

બિહારીલાલે પ્રજા તરફથી આવેલું નિવેદન ગંભીરતા પૂર્વક વાંચ્યું. ત્યાર પછી પ્રજાના પ્રતિનિધિઓ તરફ જોઇને શાંત સ્વરે કહ્યું: "સારૂં, આજ તમે જાઓ. સોમવારે દીનાનાથ વહિવટદાર અહીં આવવાનો છે, તમે પણ સોમવારે અહીં આવજો, હું તે દિવસે વિચાર કરીશ. તમે નહિ આવો તો..."

રતન મંડલે નમસ્કાર કરતાં કહ્યું: 'હજુર માબાપ છે, પણ તેણે કહ્યું હતું, અમે જો આપની આગળ કશી ફરિયાદ કરીશું તો તે અમારા ઘર સળગાવી નાખશે, અમારાં ઢોર ઢાંખર..."

બિહારીલાલે ગંભીર સ્વરે કહ્યું: 'એ ભાર હું લઉં છું, તમારે એ માટે જરા ડરવાનું નથી. હું તમને કહું છું, તમારામાંથી કેટલાક માણસો જરૂર સોમવારે મારી પાસે આવજો. હું જરૂર તમારી ફરિયાદ દૂર કરીશ...અત્યારે તમે બધા જાઓ."

પ્રજાજનો નમસ્કાર કરીને વિદાય થયા.

નિવેદન પત્ર બાજુમાં પડેલી પેટીમાં મૂકી, પેટી બંધ કરી બિહારીલાલે સુશીલબાબુ સામે જોયું. તેના ચહેરા પર આશ્ચર્ય જોઈને હળવા હાસ્ય સહિત વૃધ્ધે કહ્યું: "તને આશ્ચર્ય થતું લાગે છે સુશીલ, મારો એકનો એક વંશધર ધર્મત્યાગી થવા બેઠો છે એ સાંભળીને હું બેસી રહ્યો છું! પણ તું નથી જાણતો સુશીલ, તેં નજરે કશું નથી જોયું, છતાં એક વર્ષથી તું અહીં છે અને તેં જરૂર સાંભળ્યું હશે—આ કરતાંય કઠણ આઘાત મેં સહી લીધા છે. હું અટલ રહ્યો છું એમ નથી કહેતો; કારણ, હું માણસ છું, દેવ નથી. પહેલાં જ્યારે સ્ત્રી મરણ પામી, ત્યારે મારી સામે સારી પૃથ્વી મરી ગઈ—એક પ્રેત માફક હું આ પૃથ્વી પર રહી ગયો. ત્યાર પછી ધીરે ધીરે મારા હૈયામાં ચેતન આવવા માંડયું, સુખદુઃખનો અનુભવ થવા માંડયો; મને ભાન થયું કે હું મર્યો નથી, જીવતો છું. મારો સુયોગ્ય પુત્ર પ્રકાશ ચાલ્યો ગયો, ધીરેધીરે એનો શોક પણ ભૂલી ગયો. ત્યાર પછી પ્રતાપ ગયો, તેની પત્ની-કન્યા મારાથી પરાયાં થઈ ગયાં. જગતમાં કોઈ ઉપર આધાર ન રાખ્યો, મને થયું, મારું કોઈ છે નહિ, બધા મને છોડીને વિદાય લઈ રહ્યા છે. ઉત્સવ આથમી ગયો છે સુશીલ, માત્ર એની સ્મૃતિ હૈયામાં સાચવીને

જીવી રહ્યો છું. ફૂલની માળા સૂકાઈ ગઈ છે, એક પછી એક સઘળા દીવા બુઝાઈ રહ્યા છે, હું નથી ગયો, એમને એમ પડ્યો છું. છાતી કેવી કઠણ રાખી છે તે કેવી રીતે સમજાવું ! મારી જગ્યાએ તમે હો તો તમારાં હૈયાં ભાંગીને ભુક્કો થઇ જાય. ભલે બધા જતા... જાય તે ભલે જતા, મારા ભગવાન તો નથી જવાનાને ! અકૃતજ્ઞ માણસો બધું ભૂલી શકે છે, છોડીને જઈ શકે છે, પણ દેવતા દગો કરતા નથી. હું ખોટું સમજ્યો હતો, મારી ભૂલ ભાંગી ગઇ છે. સંસાર ત્યાગ કરવો જોઇએ. એ ટાણે સંસારને વળગી રહ્યો...એનું જ આ ફળ છે. ભાગ્યએ સમજાવી દીધું—સઘળું મિથ્યા છે. એક માત્ર તે જ સત્ય છે."

છૂટા છવાયા થઇ ગયેલા કાગળો ભેગા કરી તેના પર એક લોહખંડ મૂકી ચશ્મા ઉતારીને તેઓ ઉભા થયા. થોડીવાર પહેલાં રાખાલ હુક્કો ભરીને મૂકી ગયો હતો, એમાં તમાકુ બળી રહી હતી, એ તરફ બિહારીલાલની નજર પણ નહોતી.

"સારૂં, ત્યારે તું વિશ્રામો લે સુશીલ. મારે એકવાર ઘરમાં જવું પડશે." ચાખડીઓ પહેરીને તેઓ અંદર ચાલ્યા ગયા.

સીતા પૂજાની તૈયારી કરી રહી હતી, ચાખડીઓનો અવાજ સાંભળીને તે ચમકી ઉઠી. પડોશની એક બાલિકા રોજ સવારે પૂજા વખતે અહીં આવતી. પુરોહિત આવીને પૂજા કરી જતો અને તે બાલિકા પ્રસાદ મેળવતી.

સીતાએ તેને કહ્યું: "કોણ આવે છે મીની, દાદા તો નથી ને ?"

મિના તપાસ કરીને કહે તે પહેલાં જ બિહારીલાલ દ્વાર પાસે ઉભા રહ્યા અને પૂજા ખંડમાં ડોકીયું કરીને બોલ્યાઃ "લ્યો બેનબા પૂજાની તૈયારી જ કરી રહો છો ! આજ હું પોતે શ્રીધરની પૂજા કરીશ, હમણાં નાહીને આવું છું."

તેઓ ચાલ્યા ગયા.

આજ એકાએક દાદાનું આવું પરિવર્તન જોઇને સીતાને આશ્ચર્ય થયું. પોતે અહીં કેટલાય મહિનાથી આવી છે, પણ કોઇ દિવસ દાદાને પૂજા ગૃહમાં આવતા જોયા નથી. વૃદ્ધ ભટ્ટાચાર્ય મહાશય તરુણ વયથી ઠાકોરજીની પૂજા કરતા આવે છે, બિહારીલાલે એમના ઉપર જ પૂજાનો ભાર મૂકીને નિશ્ચિંતતા સ્વીકારી હતી.

સ્નાન કરીને આવ્યા પછી બિહારીલાલ પૂજાના આસન પર બેઠા. સીતા વિસ્મય ભરી નજરે જોઇ રહી હતી, તે જોઇને તેમણે આછા હાસ્ય સહિત કહ્યું: "તારા મનમાં થતું હશે, દાદાને પૂજા કરતાં નહિ આવડતી હોય! જે માણસ જમિનદારીના કામકાજમાં રચ્યો પચ્યો રહેતો હોય તે માણસ એકાએક આ રીતે પૂજા કરવા આવે, એ જોઇ ને તને જરૂર નવાઇ લાગે. પણ બહેન, સીત્તેર વર્ષ વટાવી ગયો છું, છતાં મ પરભવનું ભાતું ભેગું કરી શકયો નથી. આશાઓ મરી ગઇ હતી, છતાં મિથ્યા આશાની કલ્પનામાં ભૂલી ગયો હતો. આજ મને આ દેખાયું છે. સઘળું ગુમાવી દેવાના માર્ગે હું દોડી રહ્યો છું બેન, એ માર્ગે મારી જાત ખોવાઇ જશે, એનો ય વિચાર કદી કર્યો નથી. જ્યારે પ્રચંડ વાવાઝોડું શરૂ થયું હતું, ત્યારે હું ગંજીપાનો મહેલ બનાવવામાં મશગુલ બન્યો હતો. પવનના ઝપાટાથી ગંજીપાનો મહેલ ઉડી જતો હતો, છતાં હું ફરીવાર એ મહેલના નિર્માણ પાછળ સમય બગાડી રહ્યો હતો. આજ દેખાયું છે–બધું ભાંગી ગયું છે. હવે હું નહિ ભૂલું. જે ગયું છે તે ભલે ગયું, હવે ખોટા પ્રયત્નની જરાયે જરૂર નથી; મારે હવે મોઢું ફેરવીને ચાલ્યા જવું જોઇએ. અરેરે, સોનાનો ત્યાગ કરીને હું કથીરને વળગી રહ્યો હતો, આજસુધી આ કશું સમજાયું નહિ–આજ બધું સમજાયું છે–આ સંપત્તિ કોના માટે? આ પ્રયત્ન કોના માટે? આ સંચય શા

માટે ? મેં વિચાર્યું હતું, જીવું છું ત્યાંસુધી બધું સંભાળી રાખું પણ કોના માટે ? લોકો મને પાગલ કહે છે, મારી મશ્કરી કરે છે; છતાં બધું હસીને જતું કરું છું. બધું ચાલ્યું ગયું બેન, બધું ચાલ્યું ગયું. સંયમની વાસના દૂર રહી...આજ મનમાં થાય છે, આ બધું ભેગું કરવા કરતાં છૂટે હાથે આપ્યું હોત તો ઘણું સારું થાત ”

તેમનો સ્વર ગળગળો થઈ ગયો હતો, તેમણે નજર ફેરવીને સિંહાસન પર બિરાજેલી શ્રીધરની પ્રતિમા સામે જોયું.

તેમના મનમાં કેટલી વ્યથા ભરી પડી છે; તે શ્રોતા સારી રીતે સમજી ગઈ. તેના હૈયામાંથી એક હળવો નિસાસો નીકળી પડયો.

આવેગથી દબાયેલા સ્વરે બિહારીલાલે કહ્યું :—“ તે મારા હૈયા પર આ રીતે ઘા મારવા તૈયાર થશે, એવું મેં નહોતું ધાર્યું બેન. વહુમા બુદ્ધિમતિ છે, તેણે મને અગાઉથી ચેતવ્યો હતો કે જ્યોતિને વધુ ભણાવશો નહિ અને કલકત્તામા રાખશો નહિ. પણ મેં તેની વાત ઉડાડી દીધી હતી. એનું જ ફળ આજ મારે ભોગવવું પડે છે. વળી મનમાં એમ થાય છે કે જે થાય છે તે સારું જ થાય છે; ભગવાન એના ભક્તની પરીક્ષા કરી રહ્યા છે, જોઇ રહ્યા છે હું વિશ્વાસ ગુમાવવું છું કે નહિ—ભગવાનને છોડું છું કે ધર્મત્યાગી પૌત્રને છોડું છું ? આ વિચારથી હું ભગવાનને ધન્યવાદ આપું છું કે આ પહેલાં મારૂં મૃત્યુ ન થયું. તમે બધાં કહેશો, આ પહેલાં હું મરી ગયો હોત તો સારૂં હતું, આવો આઘાત સહવો પડત નહિ. પણ દુઃખમાં અધીર થવા છતાં, કોઇ કોઇ વાર સત્યને જોઇ શકું છું. આ બધું જોવા માટે મારે જીવવું જરૂરી હતું. તેથી જ ભગવાને મારામાં જીવન–શક્તિ વધારી દીધી છે. હું જો આ પહેલાં મરી ગયો હોત, તો મારી સઘળી સંપત્તિ તેના હાથમાં આવી હોત, કારણ કે હવે તે ઉમ્મર લાયક થયો છે. કષ્ટથી ભેગી કરેલી મારી સંપત્તિ

એના હાથમાં ગયા પછી ગમે તે રીતે વપરાત, વિધર્મીના ચરણ સ્પર્શથી મારૂં પવિત્ર ભવન કલંકિત થાત, વિધર્મીના હાથે મારા વડવાઓએ સ્થાપેલા શ્રીધરની મશ્કરી થાત. આટલા માટેજ હું નથી મર્યો, હજી જીવું છું એટલે આ બાબતનો યોગ્ય માર્ગ કાઢી શકીશ. મારા પવિત્ર ઘરની, મારા શ્રીધરની હું રક્ષા કરી શકીશ. આ બધું મારી આંખ સામે થયું એને હું મારૂં સૌભાગ્ય માનું છું બેન. આજથી હું જ્યાંસુધી જીવીશ, ત્યાંસુધી મારા શ્રીધર મારા હાથમાં જ રહેશે. હવે જમિનદારીની પંચાતમાં પડવાની જરૂર નથી રહી. ન છૂટકે જે કરવાનું હશે તેજ કરીશ, બીજું કશું નહિ."

બિહારીલાલે પૂજામાં ચિત્ત પરોવ્યું. સીતા ઘડીભર સ્તબ્ધ ભાવે ઉભી રહ્યા પછી ધીરધીરે ચાલી ગઈ.

૧૧

આસો માસ બેઠો હતો; વર્ષાઋતુ વિદાય લઇ રહી; છતાં આજ આકાશમાં કાળા વાદળાઓ એકઠા થઈ રહ્યા હતા. પૃથ્વી પર જાણે અણુધાર્યો અંધકાર જામી રહ્યો હતો; મંદ મંદ ભાવે વૃષ્ટિની શરૂઆત થઈ ચૂકી હતી.

ગામને પાદર આવેલી પૂર્ણા નદી નવયૌવનમાં મસ્ત બનીને બંને કીનારા સાથે પોતાના તરંગો અફળાવી રહી હતી. નદીના બંને કાંઠે વૃક્ષોની હારમાળાઓ હતી; એ વૃક્ષો પીળા ફુલોથી લચી રહ્યાં હતાં, જાણે પીળા ફુલોના હાસ્ય ઝીલતી ઝીલતી નદી વહી રહી હતી. નદીના વિશાળ પટ પર નાની મોટી નૌકાઓ મુસાફરોને લઈને આવજા કરી રહી હતી. થાકેલાં પંખીઓ વૃક્ષની ડાળીઓ પર આવી આવીને બેસતાં અને વૃક્ષના પત્રો તેમજ ફુલોમાંથી જળના બિંદુઓ નીચે ટપકતાં. ઉપર કાળા વાદળાઓ અને નીચે પીળા ફુલોની દુનિયા. પ્રકૃતિનું આ ચિત્ર અતિ મનોરમ જણાતું હતું.

ગામમાંથી ઘાટ તરફ જતી કેડી નાની મોટી વનરાજી વચ્ચેથી વાંકીચૂંકી નીકળીને નદીના કિનારે રેતીના પટમાં મળી જતી હતી. એ કેડી પર ગામનારીઓ જળપાત્ર સાથે આવજા કરી રહી હતી.

જમિનદારના વિશાળ મકાનની અગાશી પરથી અથવા બારી-ઓથી આ દૃશ્ય બરાબર જોઈ શકાતું હતું. જમિનદારના ઘરનો સ્ત્રીવર્ગ બહાર નીકળતો નહોતો એટલે તેને કોઈ જોઈ શકતું નહિ, પરંતુ જમિનદારના ઘરની સ્ત્રીઓ આ દૃશ્ય બરાબર જોઇ શકતી હતી.

સીતા ખુલ્લી બારી પાસે બેસીને થાકેલા નયને પ્રકૃતિના આ અપૂર્વ રૂપને નિહાળી રહી હતી. આજ તેનો ચહેરો ઘણો ગંભીર હતો, તેના ચહેરા પર હંમેશનું હાસ્ય આજ પ્રગટ્યું નહોતું, તેની દૃષ્ટિ આજ ઘણી ઉદાસ હતી, અનંતનું સૌન્દર્ય એ દૃષ્ટિમાં આજ સમાઇ શકતું નહોતું. જે રીતે આજ આકાશ કાળા વાદળાથી છવાઈ ગયું છે, પૃથ્વીનું હાસ્ય જે રીતે ભૂંસાઈ ગયું છે, તે રીતે આ ઘરમાં વિષાદનો અંધકાર ફરી વળ્યો છે. આકાશનો અંધકાર તો ફરીવાર ચાલ્યો જશે અને તરુણ સૂર્યના કિરણો પૃથ્વી પર ચમકશે, પણ આ ઘર પર છવાયેલો વિષાદનો અંધકાર ક્યારે અળગો થશે ?

આકાશનું રૂપ જોતાં સંધ્યા પછી જોરથી વરસાદ પડશે એમ જણાતું હતું. એક હળવો વરસાદ થઇ ગયેલો હોવાથી રસ્તે-ઘાટે જળ ભરાઇ ગયું હતું. આ સમયે એક ગોવાળનો બાળક કેટલાક ઢોર હાંકીને ગામ તરફ જઇ રહ્યો હતો. આનંદ મગ્ન ગોવાળ લહેરથી ગાતો હતોઃ—

" કેઉ કાર ઓ નય દેખના ચેયે-કબે ફુટબે આંખિ. "*

ગોવાળ બાળકનો મીઠો અને ગામઠાઈ સૂર કાનને અતિ મધુર લાગતો હતો. ગાયકને જોવા માટે સીતાએ ચારે તરફ નજર નાખી—પણ ગાયક દેખાયો નહિ.

ગઇ સાલ પૂજાના સમયે જમિનદારના ઘેર એક મંડળીએ બિલ્વમંગળ નામનું નાટક ભજવ્યું હતું. એ વાતને એક વર્ષ થવા

* કોઈ કોઈનું નથી-બરાબર જોઇ લે, તારી આંખો ક્યારે ખુલશે ?

આવ્યું હોવા છતાં, નાટકના ગીતો આ ગામડામાં જૂનાં નહોતાં થયા.

આ ગીત સીતાને આવડતાં હતાં; પણ એ માત્ર જાણવા પુરતાં જ, આજ ગોવાળ બાળકની હલકથી એ ગીત સીતાના આણુને જે ભાવે સ્પર્શી ગયું હતું, તે ભાવે કદી આ ગીતે સ્પર્શ નહોતો કર્યો.

દોષ કોઈનો નથી......દોષ પોતાનો જ છે. તે પોતે જ હાથે ખોદેલા કુવામાં પડી રહી છે-એમાં અન્ય કોઈને દોષ દઈ શકાય નહિ. પોતે શા માટે અહીં આવી, શા માટે માસીને ત્યાં ન ગઈ? અહીં તેને અપૂર્વ આદર મળે છે, એ આદર એટલો બધો છે કે હવે અસહ્ય જણાય છે. હૈયા વચ્ચે અસહ્ય વેદના જાગે છે-કોની ચીજ કોણ લઈ રહ્યું છે? તે ક્યાંથી આવી અને ઈશાની તેમજ દાદાને ગળે વળગી પડી! કદાચ પોતાના ખાતર જ તે પરાયા બની ગયા લાગે છે, અણગમતી સીતાને જોઈને તે દૂર ચાલ્યા ગયા લાગે છે, જ્યાં કોઈનો હાથ પહોંચી શકે તેમ નથી.

અભિમાનથી સીતાના બંને નયનો સજળ બની ગયાં,-તેનું મન બોલી ઉઠયું-' હું કંઈ પરણવા ખાતર જ આવીને રહી નથી, મેં તો નક્કી કર્યું છે, આ રીતે જ જીવન પુરૂં કરી નાખવું. ઘણી કુલીન કન્યાઓ અવિવાહિત જીવન વિતાવી ગઈ છે, કુલીન કન્યાનો એ અધિકાર સમાજમાં અચળ રહ્યો છે. યોગ્ય પાત્રના અભાવે તે અપરિણિત રહી શકે છે. જ્યાં સુધી હું નહોતી આવી, ત્યાંસુધી જ્યોતિર્મય ગયા નહોતા! આજ મને આવેલી જોઈ......મારી સાથે પરણવું પડશે એ ભયથી તે છટકી ગયા છે."

સીતાને યાદ આવ્યું, આજ તેની બહેનપણી રમાનો એક

એક પત્ર આવ્યો છે; સમય મળ્યો નહોતો એટલે ઉપરઉપરથી વાંચીને પેટીમાં મૂકી દીધો હતો, હજી સુધી બરાબર વાંચી શકાયો નથી.

જ્યોતિર્મય સીતાનો વાગદત્ત સ્વામી છે એ વાત રમા જાણતી હતી. આ સંબંધી તેણે સીતા સાથે કેટલીય વાર વિનોદ કર્યો હતો. અહીં આવ્યા પછી સીતા એના વિનોદમાંથી છટકી શકી નહોતી, અષાઢમાં લગ્ન થવાનાં હતાં, લગ્ન ન થયાં.

એ સમાચાર સગાં વહાલાંએ જાણ્યા હતા. ઘણાએ એમ ધાર્યું હતું માગસરમાં લગ્ન થશે રમાએ પણ એમ ધાર્યું હતું.

જ્યોતિર્મયના સમાચાર રમાને તેના ભાઈ પાસેથી મળતા– રમાનો ભાઈ જ્યોતિર્મયનો મિત્ર હતો. જ્યોતિર્મય બ્રાહ્મધર્મનો સ્વીકાર કરે છે અને દેવયાની સાથે લગ્ન કરી વિદેશ જવાનો છે આ સમાચાર સાંભળીને રમા ભારે આશ્ચર્યમાં પડી ગઈ હતી. તેણે સીતાને આ સંબંધી કાગળ લખ્યો હતો.

રમાએ લખ્યું હતું:—

" ખરેખર જ્યોતિર્મય બાબુનો પરિચય મેળવીને હું ભારે આશ્ચર્યમાં પડી ગઈ છું સીતા, આવી સુંદર આકૃતિ પાછળ આટલું વિષ ભર્યું હશે, આવો શેતાન વસતો હશે, તે હું જાણતી નહોતી. હવે તો મને જે સુંદર દેખાય છે તે બધાને મન ખરાબ જ લાગે છે. એ લોકો બધુ કરી શકે છે. અમે બધા જાણતા હતા કે જ્યોતિર્મયબાબુ તેનો વાગ્દત્તા સાથે જ પરણશે. અમે જાણતા હતા, રૂપમાં, શિક્ષણમાં અને સંસ્કારમાં તું કોઈ પણ રીતે એના માટે અયોગ્ય નથી. જ્યોતિર્મયને હું દુર્ભાગી માનું છું, જે નારી એની વાટ જોઈને બેસી રહી છે, તેને તરછોડીને તે એક બે દિવસની પરિચિત સ્રીને જીવનસંગિની તરીકે ગ્રહણ કરવા માગે છે. તેમણે

આંતરિક પરિચય મેળવ્યો જ નથી......માત્ર બહારનો સામાન્ય પરિચય મેળવ્યો છે. બહારના પરિચયથી મુગ્ધ થઈ શકાય છે—પણ જે તે દિવસે એમનો આ રૂપમુગ્ધ ભાવ દૂર થશે જ થશે. અને જીવનપર્યંત તેને આ ભૂલ માટે પ્રાયશ્ચિત કરવું પડશે. આવા પ્રેમનું પરિણામ આવું જ આવે છે; રૂપાળું ફુલ કરમાય છે, ત્યારે આંખને અળખામણું લાગે છે.

મેં સાંભળ્યું છે કે તેઓ દેવયાનીને એટલા ચાહે છે કે જો દેવયાની ન મળે તો તેનું જીવન બરબાદ થઈ જાય. જે સ્ત્રી બાલ્યકાળથી તેને સ્વામી તરીકે જોતી આવી છે, શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમને હૈયામાં પોષતી આવી છે, તે સ્ત્રીના અર્ઘ્યને તેઓ આ રીતે કેમ ઠેલી શક્યા ? પુરુષોનાં હૃદય કેટલાં નિર્દય હોય છે ! એ લોકો સ્ત્રીના સુખદુઃખ સામે જોતા નથી. એ લોકોને તો પોતાના જ સુખદુઃખની પડી છે ! પ્રેમ ખાતર નારી સર્વસ્વનો ત્યાગ કરી શકે છે, એવા દાખલા આપણા દેશમાં અનેક મળી આવે છે. હિન્દુ ઘરની બ્રહ્મચારિણી વિધવાઓ એનું જીવંત પ્રમાણ છે. મરવા પડેલા ભારતવર્ષના છાતી પર હજી સુધી આ ત્યાગમૂર્તિ માતાઓ દેખાય છે, તેથી જ ભારતના હૈયામાં આજ પણ સ્પંદનનો અનુભવ થાય છે. ભારતની સ્ત્રીઓ જે દિવસે પ્રેમમાં આત્મસુખનો ત્યાગ કરવો ભૂલી જશે, તે દિવસે ભારત સંપૂર્ણપણે મરી જશે, આપણા દેશના કોઈ કોઈ પુરુષો સ્ત્રીઓને ઓછું દુઃખ નથી આપતા; પરંતુ નારી જે ભાવે સઘળું સહન કરે છે, તે ભાવે અન્ય દેશની સ્ત્રીઓ કદી પણ સહી શકતી નથી. આ છે અન્ય દેશની સ્ત્રીઓ સાથે આ દેશની સ્ત્રીઓનો ભેદ. આનું કારણ છે ભારતીય નારીનો એકનિષ્ઠ પ્રેમ, જેને સતીત્વ કહેવામાં આવે છે. એ વાત નથી કહી શકતી કે અન્ય દેશની કોઈપણ નારીમાં એકનિષ્ઠ પ્રેમ નથી. પરંતુ એવી સ્ત્રીઓ ગણી ગાંઠી દેખાય છે. પશ્ચિમના દેશોમાં મોટે ભાગે પતિ

મરી જાય એટલે સ્ત્રી બીજો પતિ કરે છે. ઘણી સ્ત્રીઓને તો આ રીતે પાંચ સાત ધણી થઈ ગયા હોય છે; અને એ સ્ત્રીઓ પણ દરેકને પ્રેમ જ દેખાડતી હોય છે. આને શું પ્રેમ કહી શકાય ? પ્રેમ બે પ્રકારનો છે, એક સ્વર્ગીય, જેનો નાશ નથી, જે સદાય જીવંત છે, જેમાં કોઈ પ્રકારનો અભાવ નથી, જે પોતાના પ્રેમીના કોઇ દોષને સ્વીકારતો પણ નથી......આનું નામ જ સાચો પ્રેમ, બીજો પ્રેમ છે, અત્યંત જ પ્રકારનો. જેને આપણે કામજનિત પ્રેમ કહી શકીએ, મોહમય સંબંધ કહી શકીએ, જેના ખાતર અનેક ઘર સ્મશાનમાં ફેરવાઈ ગયા છે. પતિ પ્રત્યે દેવતા માફક શ્રદ્ધા ભક્તિ રાખવાનું શિક્ષણ આ સ્ત્રીઓને બાલ્યકાળથી મળતું જ નથી,—તેથી જ તે સ્ત્રીઓ પતિને જીવનસાથી તરીકે ગાને છે. તે પણ સામાયિક અને સાંસારિક દૃષ્ટિએ એ સ્ત્રીઓ પરભવ કે આત્માના અસ્તિત્વને સ્વીકારતી નથી, આ જીવનને જ આદિ અને અંત તરીકે માને છે—એના પરિણામે જ એની આટલી અવનતિ છે. આ દેશની સ્ત્રીઓ બાલ્યકાળથી જ સ્વામીને પરમ ગુરુ તરીકે માનતા શીખે છે. મોટી ઉંમરે પણ આ સંસ્કાર જતા નથી—એના લોહીમાં વણાઈ જાય છે. આ દેશ સતીનો છે...સતીત્વ આ દેશની નસેનસમાં પરોવાયેલું છે. આપણા દેશની સ્ત્રીઓ મરતાં મરતાં પણ એકનિષ્ઠ પ્રેમની સાધનાને છોડતી નથી.

જ્યોતિબાબુએ તો સીધો માર્ગ શોધી લીધો. હવે તું શું કરવા ઇચ્છે છે તે જ હું પૂછું છું.”

આગળ સોના વાંચી શકી નહિ, પત્ર મુઠીમાં પકડીને ઉદાસ નજરે બહારના અંધકાર તરફ જોઈ રહી, ધીરે ધીરે તેનાં બંને નયનો સજળ બન્યાં અને વર્ષા માફક આંસુ વહેવા માંડયા.

પોતે જ્યોતિર્મયને યોગ્ય નથી, એ વાત ઘણા સમયથી તે

જાણતી હતી. જ્યોતિર્મયની આકાંક્ષા સ્પષ્ટભાવે ન જાણવા છતાં તે આભાસથી સઘળું સમજી ગઈ હતી, એથી જ તે દૂર દૂર રહેતી હતી; એક તલભાર પણ આગળ વધવાનું સાહસ નહોતી કરી શકતી. તે પોતે તો પરણવા ઇચ્છતી નહોતી. જ્યોતિર્મય જ્યારે ભારે હૈયે રજાઓ પૂરી થયાં પહેલાં પેધી ચાલ્યો ગયો હતો, ત્યારે સીતા સમજી હતી કે આ બધું પોતે અહીં છે માટે જ બની રહ્યું છે. એ વખતે તેણે વિચાર કર્યો હતો, જ્યોતિર્મયને અહીં રોકાવાનું કહેવું અને જણાવવું કે પોતે માસી પાસે ચાલી જશે. પરંતુ હાય, આ વાત કહી શકાણી નહોતી, કહેવા જતાં હૈયું કંપી ઉઠયું હતું—પગ કંપવા માંડયા હતા.

સીતાના મનમાં થયું, તે દેવયાની સાથે લગ્ન કરવાના છે, એ સમાચાર જાણીને મારા મનમાં અવ્યક્ત વેદના શા માટે થાય છે? શા માટે મારૂં હૃદય ભાંગી પડે છે?

મનમાં પડઘો પડયો, તું પૂજનની સામગ્રી લઈને દેવતાની રાહ જોતી બેસી રહી, શુન્ય મંદિરમાં પડી રહી, દેવતા આવ્યા નહિ, તારા અર્ધ્યનો સ્વીકાર ન થયો. તારી પ્રેમ સામગ્રી પગતળે કચરીને તે અન્ય એક નારી પાસે ગયો, એ નારી તેની જીવન સંગિની બનશે. અને તું અનાદર પામી, અપમાનિત બની દૂર દૂર ઉભી ઉભી તેની સામે જોયા કરજે અને જીવનપર્યંત હૈયામાં વેદનાનો બોજો સંઘરી રાખી આંસુ સાર્યાં કરજે!

ભગવાન...!

ભગવાનને પોકારતાં તે ચમકી ઉઠી, ના, ના, પોતે આ શું કરી રહી છે, ભગવાનને પોકારી જ્યોતિર્મયનું અમંગળ ઇચ્છી રહી છે! તે સુખી થાઓ ભગવાન, તેવું વિવાહિત જીવન સુખમય

બનો. દાદાના આદેશ પ્રમાણે સીતાને જીવનસંગિની બનાવી હોત તો ખરેખર તેમનું જીવન સ્મશાન જેવું બની જાત, તેમના હૈયાનું હાસ્ય ભૂંસાઈ જાત. તે દાદાથી ખૂબ ડરતા હતા, ડરમાં ને ડરમાં તેમણે સીતા સાથે લગ્ન કર્યાં હોત, તો તે મરીને પણ દેવયાનીને પરણત. સીતા જ્યોતિને ચાહે છે, તેનો એકનિષ્ઠ પ્રેમ અર્ધ્યરૂપે દેવતાના ચરણમાં ભલે પડ્યો રહે, દેવતા જાણી ન શકે તે રીતે. તે આ રીતે જ જીવન પર્યંત પૂજા કરતી રહેશે–તે પોતાની આશા, ઈચ્છા, આનંદ, હાસ્ય સઘળું પ્રેમના ચરણે ન્યોછાવર કરી દેશે. જ્યોતિમંય ભલે તેની સાથે ન પરણે, ભલે તેની ઘૃણા કરે, એમાં એને શું લાભ? શું નુકશાન હતું! ઈશ્વર, હૃદયમાં બળ આપજે, સઘળા આઘાત નીરવ ભાવે સહી શકાય એવું હૃદય બનાવજે. કોઈ જાતની નિર્બળતા મનમાં ન પ્રવેશે એટલી કાળજી રાખજે. સીતા વિચલિત ન બને, ભાંગી ન પડે, તે અચળ ભાવે ખડી રહી શકે એવી પ્રેરણા પાજે.

સીતાના મન સામે દાદાની વાત ખડી થઈ. સીતાએ દાદાના હૈયાની વેદના અંતરથી વાંચવી શરૂ કરી.

વયોવૃદ્ધ માનવી......એને શું નહોતું! એક પછી એક બધું ચાલ્યું ગયું, છતાં તે ભાંગીને ભુકો થઈ ગયા નથી. વેરાઈ ચૂકેલા મનને વીણીવીણીને એકઠું કરી રહ્યા છે અને ઈશ્વરના ચરણે બિછાવી રહ્યા છે, બધું ગુમાવી દીધું છે, છતાં મન પર એ કાષને આવવા દેતા નથી–સ્થિર ભાવે બેસે છે. ધન્ય છે વૃદ્ધની આ અજોડ શક્તિને! આવું જ બળ જોઈએ પ્રભુ–કોઈપણ દુઃખ હૃદયમાં સ્થાઈ ભાવે સ્થાન ન લઈ શકે.

સંધ્યાનો અંધકાર ચારે દિશામાં છવાઈ ગયો. આકાશમાં મેઘે જમાવટ કરી, આકાશના એક ખૂણામાંથી વિજળી પણ ચમકવા માંડી. વચ્ચેવચ્ચે મેઘગર્જના પણ થવા લાગી.

સીતાએ એક લાંબો નિસાસો નાખી બારી બંધ કરી.



૧૨

સંધ્યા વખતે ઇશાની હંમેશ જપ-ધ્યાનમાં બેસતી, આજ પણ તે બેઠી હતી, પરંતુ ધ્યાન પૂજનનાં મંત્રો ભૂલાઈ ગયા હતા.

સીતા પાસે આવીને બેઠી; તેના પડી ગયેલા ચહેરા સામે જોઈને ઈશાનીએ પૂછ્યું: "ક્યાં ગઈ હતી મા?"

તે એક ધ્યાને ઈશાની સામે જોઈ રહી હતી. નજર ફેરવીને તે બોલી: "આજના વાદળ ઘણા સુંદર દેખાય છે મા, હું આકાશ સામે જોતી હતી."

ઇશાનીએ બહાર દ્રષ્ટિ કરતાં સહજ હસીને કહ્યું: "તું આકાશની શોભા આશ્ચર્ય ભરી નજરે જોતી હતી, હું પણ જોતી હતી, બંનેની દ્રષ્ટિમાં ભેદ હતો. વાદળ દળ જોઈને મારા મનમાં થયું હતું, આ બધાં વાદળાઓ આકાશમાં નહિ માય ત્યારે ધીરે ધીરે વરસાદ દ્વારા હળવાં પડી જશે અને આકાશ ચોકખું થઇ જશે. પણ મારા મનમાં ઘેરાયેલાં વાદળાં ભેગાં જ થઇ રહ્યાં છે, વરસી શકતાં નથી. એથી મન ચોકખું થતું નથી. આકાશના વાદળાઓ ચોકખાં થશે એટલે ફરીવાર સૂર્ય ઉગશે. પરંતુ આ સંસાર માથે અદ્રશ્ય ભાવે જે વાદળાઓ ઉતરી પડયાં છે, તે કદી ચોકખાં થશે નહિ, સૂર્ય પણ ઉગશે નહિ."

ચિંતાભર્યાં નયને તેમણે ઘડીક વાર બહાર નજર કરી. અંતરનો આવેગ ગળા સુધી આવી ગયો હતો, તેને રોકતાં થોડો સમય લાગ્યો.

થોડી વાર પછી શાંત ભાવે હસવાનો પ્રયત્ન કરતાં ઉદાસ સ્વરે તેણે કહ્યું: "જવા દો, એની વાત મોઢા પર ન લાવવી એ જ સારું છે. જરા યાદ કરતાં બધી વાતો મનમાં જાગે છે, અને મોઢા પર પણ એ સિવાય અન્ય કોઈ વાત આવતી નથી. જેમ જેમ છોડવા માગીએ છીએ, તેમ તેમ વધારે વળગે છે. માણસનો સ્વભાવ ખરેખર આશ્ચર્યમય છે."

હાય રે માનું મન! તું યાદ નહિ કરે તો કોણ યાદ કરશે મા? જે સંતાનને દસ માસ સુધી ઉદરમાં સાચવ્યું છે, પોતાના સુખ દુઃખ વિસરી જઈ જેના સુખે દુઃખે સુખ–દુઃખનો અનુભવ કર્યો છે, જેને હૈયાનું હીર પાઈને મોટો કર્યો છે, માને મન એ સર્વ કરતાં પરમ હોય છે. ક્યાં શું થાય છે, કોણ શું કરે છે, એ વાત સાંભળવાની સાથો સાથ સંતાનની વાત હૈયામાં જાગી ઉઠે છે. માતાનું ચિત્ત સર્વદા સંતાન માટે વ્યગ્ર રહે છે. એ સંતાનની વાત 'મોઢા પર ન લાવવી એમ કહેવાથી શું મારા પ્રાણને સંતોષ મળવાનો છે?'

સીતા વ્યથિત નેત્રે મા સામે જોઈ રહી. ઘણી વાતો કહેવા જેવી હતી, પણ એકેય કહી શકાઈ નહિ.

ઇશાનીએ પૂછ્યું: "આજ ભરતકામ નથી કર્યું મા! બાપુ પૂછતા હતા રૂમાલ ભરાઈ ગયા કે નહિ?"

"હમણા જ પૂરું કરી નાખું છું. હવે તો એક જ રૂમાલ અધૂરો છે. આજ રાતે જ દાદાને બધા રૂમાલ આપી દઈશ."

ઇશાનીએ કહ્યું: "આજે જ આપી દેજે. અને..."

વચ્ચે જ સીતા બોલીઃ "દાદા મને પાસે રાખવા રાજી નથી મા. સવારે જમવા બેઠા હતા, ત્યારે મેં પુછ્યું હતું, તેઓ શા માટે મને બોલાવતા નથી, વાંસો પંપાળવા જઉં છું ત્યારે કહે છે—જરૂર નથી. તેમણે હસીને કહ્યું, 'અરે ગાંડી, જેને મારા ગણી હૈયા સરસા લીધા હતા, તે બધા એક પછી એક ચાલ્યા ગયા, તારા ઉપર શું હું વિશ્વાસ રાખી શકું? કોણ જાણે ક્યારે તું પણ સ્નેહનાં બંધન કાપીને ઉડી જાય! એ વખતે મારી સ્થિતિ ઘણી કરુણાજનક બની જાય. એ કરતાં અગાઉથી જ વ્યવસ્થા કરી રાખવી સારી.' તેમની આવી વાત સાંભળીને અને તેમનું હાસ્ય જોઈને તેમની પાસે જતાં મારું મન અચકાય છે."

પ્રશાન્તીએ એક નિસાસો વાખ્યો. વૃદ્ધના મનની સ્થિતિ તે બરાબર સમજી શકી હતી. જીવનના અંતિમ સમયે માનવી વિશ્રામ ચાહે, પુત્ર–પૌત્રથી ઘેરાઈને બાકીના દિવસો શાંતિથી વિતાવવા ઇચ્છે, એવા સમયે આ વૃદ્ધે સઘળું ગુમાવી દીધું છે. આજ ભગવાનનું નામ લેવા જતાં મોઢામાં પુત્રનું નામ આવી જાય છે, ભગવાનના ચરણનું ધ્યાન કરતાં નજરે ચડે છે પુત્રનો ચહેરો. પ્રથમ જીવનમાં સઘળુ પામીને શેષ જીવનમાં જે સઘળું ગુમાવી દે છે તે ખરેખર મોટો દુર્ભાગી છે.

વેદના ભર્યા સ્વરે સીતા બોલીઃ "હવે કેટલા દિવસ સુધી દાદા બચી શકશે મા, આ આઘાતથી તેઓ વધુ નહિ જીવી શકે. માનવી કેટલા આઘાત સહી શકે? મજબુત મૂળવાળું વૃક્ષ પણ આઘાતથી ધરતી ભેગું ઢળી પડે છે—શું માનવી આટલા આઘાત પછી બચી શકે? જીવનનાં મૂળ આઘાતથી ખવાઈ ગયાં છે. ક્યારે ઉથલી પડશે તે નક્કી નથી."

ઇશાની ઉત્તર આપી શકી નહિ, એક નિશ્વાસ નાખીને અન્ય દિશા તરફ જોઇ રહી.

સીતા કહેવા લાગીઃ "અને આપ પણ કયાં ઓછું કરો છો મા! પૂરું જમતાં નથી, મારાથી છૂપાતાં ફરો છો અને વારંવાર આંસુ લૂછતાં રહો છો..."

ઇશાનીએ કંઇક દબાયેલા સ્વરે કહ્યુંઃ "બેન, આ તો તારી ઘડી કાઢેલી વાત છે. શું હું ભૂખી રહું છું, રડયા કરું છું?"

સીતાએ ગંભીર સ્વરે કહ્યું: "એ વાત હું નહિ સાંભળું મા, સગી આંખે જે જોઉં છું, તેને હું અસત્ય માનીને જતું કરી શકીશ નહિ. જમતી વખતે મેં તમને ઘણી વાર અર્ધ ભોજન કરીને ઉઠી જતાં જોયાં છે, હંમેશ આપને શરદી, નબળાઇ વગેરે ચાલુ જ હોય છે. હું પાસે હોઉં ત્યારે આપ આંસુ વહાવી શકતાં નથી, પણ ઘણી વાર મેં ઉંઘમાંથી જાગીને તમારા નિસાસા સાંભળ્યા છે મા. આપને જયારે સાદ કર્યો છે, ત્યારે આપનો ઉત્તર સાંભળીને હું સમજી ગઇ છું, એ સ્વર આંસુથી ભીંજાયેલો હોય છે."

ઇશાનીએ હસવાનો પ્રયત્ન કર્યો, પણ હાસ્ય આવ્યું નહિ. ચહેરો વિકૃત થઇ ગયો. તેમણે કહ્યું: "આ વાત છે? પણ તું સમજવામાં ભૂલ કરે છે મા, નિદ્રાવસ્થામાં માણસ ઘણી વાર અનેક પ્રકારનો અવાજ કરી નાખે છે, ઉંઘના ઘેનમાં જે ઉત્તર અપાય તે જાગૃત અવસ્થા જેવો સ્પષ્ટ કયાંથી હોય?"

સીતાએ કહ્યુંઃ "જવાદો હવે મા, તમે મારી વાતને આ રીતે ઉડાડી દેશો તે હું જાણું છું. તમે તો કહ્યા જ કરશો, નિદ્રાના ઘેનમાં આવા અવાજ થાય છે, શરીર સારું નથી માટે જમાતું નથી, રાતે તો ભૂખ પણ નથી લાગતી..."

ઇશાનીએ કહ્યું: "અરે ગાંડી, તું શું આવું માની બેઠી છે? કોઇ દિવસ ન જમાણું હોય તેથી શું? જો હું આટલા દિવસ સુધી ભૂખી રહેતી હોઉં તો બચી શકું ખરી?"

સીતાએ કહ્યું: "બીજાનું ગમે તે હોય, પણ તમે જરૂર બચી શકો. લોકોને સમજતાં વાર નથી લાગતી મા.—ખોરાક અને નિદ્રા પરથી સઘળું સમજી શકાય છે, માત્ર ચહેરો જોઇને સમજી શકાય નહિ. આપનો જે ચહેરો બની ગયો છે, તે આપ જોઈ શકતાં નથી, પણ બીજાં તો જોઈ શકે છે ને!"

ઇશાનીએ કહ્યું: "બળ્યો ચહેરો મા. વિધવાને વળી ચહેરાની શી જરૂર? એને તો જેમ તેમ જીવવું એટલે પત્યું!"

સીતાએ એક નિશ્વાસ નાખ્યો.



# ૧૩

બિહારીલાલ એકલા અગાશી પર સૂતા હતા. રાત થઇ ગઇ હતી. શુદી અગિઆરસનો ચંદ્ર નીલરંગી આકાશમાં રમતો રમતો ઘણો આગળ આવી ગયો હતો. ઉજ્જવળ પ્રકાશથી દશે દિશાઓ ભરાઇ ગઇ હતી, બહુ દૂરથી કોઇ અજાણ્યું પંખી 'ટીહૂ ટીહૂ' કરતું પોકારી રહ્યું હતું.

બિહારીલાલ સૂતા સૂતા ઉજ્વળ આકાશ સામે જોતા હતા.

યૌવનકાળમાં આ અગાશી પર આ રીતે ઘણી વાર ચંદ્રદર્શન કર્યાની વાત તેમના મનમાં યાદ આવી. તે દિવસે સામે અનંત આશા નાચી રહી હતી, હૈયામાં અદમ્ય ઉત્સાહ ભર્યો હતો, આજ એમાંનું કશું નથી.

અચાનક જાણે તેમના સઘળાં કાર્યનું મૃત્યુ થઇ ગયું છે. ઉત્સાહ, આશા, આનંદ બધું ચાલ્યું ગયું છે. તેમને સીતેર વર્ષ થઇ ગયાં હોવા છતાં તેમના દેહ પર થાકનું આક્રમણ થયું નહોતું, આજ એક બાજુ નબળી પડતાં થાકનું આક્રમણ શરૂ થઇ ગયું છે, હવે એ થાકને છેતરી શકાય તેમ નથી.—જીવન પ્રવાહનું અવગાહન કરતાં કરતાં એમની સામે યૌવન કાળ આવ્યો હતો, બીજી વાર અવગાહન કરતાં સીતેર વર્ષની જરા કાળ જેવી દેખાઇ રહી.

આ એ જ બિહારીલાલ છે, જેના કામમાં જરા જેટલી યે

શિથિલતા નહોતી, તે આજ સુકાન છોડીને ઢળી પડ્યા છે. જીવન તરણીને જે દિશાએ જવું હોય તે દિશાએ જાય, અથવા ડૂબી જાય. દિવાન, વહિવટદારો અને બીજા માણસોના હાથમાં તેમણે સઘળો ભાર મૂકી દીધો હતો, વિષય સંપત્તિ ઉપર એક પ્રકારનો અણગમો આવી ગયો છે.

અને એ સાચું છે, હવે બધું કોના માટે ભેગું કરવું? તેમની આવરદા પૂરી થવા આવી છે, હવે જે કંઈ જીવવાનું હોય તે આ રીતે જ પૂરું કરવું જોઈએ. ત્યાર પછી આ વિશાળ જમિનદારી રહે કે જાય એની ચિંતા એમને શા માટે? નિદારૂણ અભિમાનથી વૃદ્ધનું હૃદય ભરાઈ ગયું હતું,–કોઈ રહ્યું નહિ, બધા એમને છોડીને ચાલ્યા ગયા? તેમણે જીંદગી પર્યંત કઠોર પરિશ્રમ કરીને સામાન્ય જમિનદારીમાંથી આવડી વિરાટ જમિનદારી કરી કેવી રીતે, મહાલ ઉપર મહાલ શા માટે ખરીદ કર્યા? આ શું કેવળ પોતાની વાસના તૃપ્તિ માટે હતું? અન્યના ઉપભોગ માટે નહોતું?

શાંત આકાશ સામે જોઈને બિહારીલાલ વિચારતા હતા, એમની પાસે શું નહોતું? એક દિવસ બધું હતું, આજ કશું નથી. હાય, કોઈ નથી એ વિચાર આવતાં પણ હૈયું ચીરાઈ જાય છે; શા માટે નહિ, હજી પણ તેમના વંશધર પુત્ર–પૌત્રી હૈયાત છે, છતાં તેઓ હાહાકાર કરે છે,–કોઈ નથી,–મારે કોઈ નથી.

"બાપુ..."

વૃદ્ધે એકદમ વસ્ત્રના છેડા વતી આંખને ખૂણે ઉભરાયેલાં આંસુ લૂછી નાખતાં કહ્યું: "કેમ મા?"

ઈશાનીએ દૂધનો વાટકો તેમની પાસે મૂકતાં શાંત સ્વરે કહ્યું: "આ દૂધ પી લ્યો બાપુ!"

બિહારીલાલે શુષ્ક કંઠે કહ્યું: "મેં તો સાંજે જ કહ્યું હતું, હું કશું લઈશ નહિ."

ઈલાનીએ દબાયેલા કંઠે કહ્યું: "એમ તે ચાલે બાપુ? આપ નિયમિત એકાદશી કરો છો, તે હું જાણું છું. દુધ ને ફળાહાર લ્યો છો, કોઈ વાર આવી નિર્જલા એકાદશી તમે નથી કરી."

કંઠ સ્વર કંપી રહ્યો હતો, મહામહેનતે મનને કાબુમાં રાખી વૃધ્ધે કહ્યું: "મેં તો ઘણી વાર નિર્જલા એકાદશી કરી છે મા, પણ પ્રતાપે મને રોક્યો હતો. એ વાત ઘણા દિવસો પહેલાંની છે, એકાદશીના દિવસે મારી તબીયત બગડી ગઈ હતી, પ્રતાપે મને સોગંદ આપીને ફળાહાર કરાવ્યો હતો. તેને પહેલાં ખબર નહોતી. હું કશું ખાતો નથી, તે જ દિવસે તેણે જાણ્યું હતું. તે દિવસે તેણે કેટલીય વિનતિ કરી હતી, છેવટે મારાં પગમાં માથું મૂકીને રડી પડ્યો હતો. તારી સાસુના મૃત્યુ પછી મેં જે વ્રત લીધું હતું. તે સંતાનના આંસુથી ચાલ્યું ગયું હતું. ત્યાર પછી પ્રતાપ ચાલ્યો ગયો, અને તું, જ્યોતિ મારી સામે દૂધ કે ફળાહાર લઈને આવતાં, એટલે હું પુતળા માફક લઇ લેતો હતો. હવે શા માટે મા કલ્યાણી. મને યત્ન પુર્વક ખવરાવવા આવો છો? મને મારૂં વ્રત હવે પાળવા દો, મને છૂટકારો આપો."

ઈલાનીના બંને નયનો સજળ બન્યાં. તેણે કરુણ સ્વરે કહ્યું: "અત્યારે વ્રત પાલન કરવા જેવો આપનો સમય નથી બાપુ, આવડી ઉમ્મરે નિર્જલા ઉપવાસ..."

વચ્ચે જ હળવા હાસ્ય સહ બિહારીલાલે કહ્યું: "કશું નહિ થાય મા. આખો દિવસ ચાલ્યો ગયો છે, સંધ્યા પણ ચાલી ગઈ છે, અને રાત પણ ચાલી જશે. સીતા મને બે વાર ફળ દૂધ ખવરાવવા આવી હતી, પણ મેં એને ધમકાવીને તગડી મૂકી હતી; પણ તને ધમકાવી શકતો નથી મા, જેના કલ્યાણ માટે દૂધ ફળ ખાતો હતો, તે આજ ક્યાં છે, કઇ જગ્યાએ આરામ કરે છે, એ બધું વિચારવાનું હવે

રહ્યું નથી. જેના માટે મનમાં ઉલ્લાસ હતો, તે આજ નથી. જા મા, દૂધ લઈ જા, મને આમને આમ રાતભર રહેવા દે."

"બાપુ..." પ્રજ્ઞાની આગળ બોલી શકી નહિ.

બિહારીલાલે કહ્યું..."શું મા?"

"અગાઉ મારા દીયરના કલ્યાણ માટે નિર્જલ ઉપવાસ નહોતા કરતા, આજ શું તમારા પૌત્રનું અકલ્યાણ કરશો? આપનો આ ઉપવાસ તે મનની વ્યથાનું પરિણામ છે, અને જેણે આપને વ્યથા આપી છે, તે આપનું જ લોહી છે બાપુ, આમ કરશો તો એનું અકલ્યાણ થશે, એની આવરદા અડધી થઈ જશે. એ ધર્મત્યાગી હોય તો પણ આપ સહી શક્યા છો અને સહી શકશો, કારણ કે તે જીવતો છે, પરંતુ આપના જીવતાં તે મૃત્યુ પામે એવું તો આપ નથી ઇચ્છતા ને?"

પુત્રવધૂ સાસરાના ચરણમાં નમી પડી, શાંત સ્વભાવની વહુ, જીવનમાં કોઈ દિવસ સાસરા સામે રડી નથી જીવનમાં કોઈ દિવસ આ રીતે બોલી પણ નથી. પુત્રનું અકલ્યાણ થાય એ ભયથી આજ માનું હૈયું વ્યાકુળ બની ગયું છે. તે મા છે, અન્ય કોઈ નથી.

બિહારીલાલે પગ ખેંચી લીધા, તેમની દૃષ્ટિ પળ માટે આકાશ તરફ વળી. એક લાંબો નિશ્વાસ તેઓ કોઈપણ ઉપાયે રોકી શક્યા નહિ. વૃદ્ધે અતિ લાગણી ભર્યા સ્વરે કહ્યું: "ઉભી થા દિકરી, હું દૂધ પી લઉં છું."

પ્રજ્ઞાની આંસુ લૂછતાં લૂછતાં ઉભી થઈ, દૂધનો વાટકો બિહારીલાલ એક શ્વાસે પી ગયા.

ત્યારપછી પુત્રવધૂ સામે જોઈને જરા હસીને બોલ્યા: "પત્યું ને બેટા, હવે તો તારે કશું કહેવાનું નથી રહેતું ને! તેં સમજવામાં ભૂલ કરી છે લક્ષ્મી, જ્યોતિ કાંઈ તારો એકલાનો નથી,—આ

પુત્રના હૈયામાં તેનું સ્થાન કેટલું છે એ તમે કોઇ કલ્પી શક્યા નહિ. એ મને કેવો દગો દઇને ચાલ્યો ગયો છે અને તેથી આ હૈયામાં કેટલી વ્યથા ભરાઇ ગઇ છે એ વાત મોઢેથી હું કહી શકતો નથી મા. મને એક જ વિચાર આવે છે, ભગવાને સઘળું આપ્યું હતું છતાં ઉત્તરાવસ્થામાં શા માટે બધું પાછું ખેંચી લીધું? આજસુધી મેં કોઇનું અકલ્યાણ કર્યું નથી, મારાથી બને એટલું બીજાનું ભલું કર્યું છે. છતાં"...કહેતાં કહેતાં તેઓ અટકી ગયા. ઇશાની પત્થર માફક ઉભી હતી, જાણે તેનામાં પ્રાણ છે જ નહિ.

"પણ મા, આ પરીક્ષા ઘણી આકરી છે. વખતે વખતે ભાન ભૂલી જઉં છું, પરંતુ જ્યારે પાછું જ્ઞાન આવે છે ત્યારે બરાબર સમજી શકું છું, શ્રીધરે મારી આ છેલ્લી પરીક્ષા શરૂ કરી છે. હું એમનો ત્યાગ કરૂં છું કે મારા વંશના એકનાએક સ્નેહમય રત્નનો ત્યાગ કરૂં છું. ઘણો કઠિન સમય છે મા,–એકવાર આ તરફ ઝૂકું છું તો બીજીવાર પેલી તરફ ઢળી પડું છું."

ઇશાનીએ અસ્પષ્ટ સ્વરે કંઇક કહ્યું પણ સમજી શકાયું નહિ.

શાંત સ્વરે બિહારીલાલ બોલ્યા: "હું મારા ચિત્તને કંઇક વશમાં લાવી શક્યો છું મા,...સ્વાર્થની નજરે મેં મારૂં જે કંઇ માન્યું હતું, તે સઘળું શ્રીહરિના ચરણમાં ધરી દીધું છે. આજ જ્યોતિના ધર્માન્તરનો દિવસ છે, આ રાત એના લગ્નની રાત છે મા."

થોડીવાર તેઓ અન્ય દિશા તરફ જોઇ રહ્યા, ત્યારપછી પુત્ર-વધૂ સામે નજર કરતાં બોલ્યા: "અહીં બેઠાં હું તેને આશીર્વાદ આપું છું, ભગવાનને પ્રાર્થના કરૂં છું, તેનું જીવન સુખમય નીવડો. મારી સાથેનો તેનો સઘળો સંબંધ પુરો થયો છે. મારા આ પવિત્ર ઘરમાં તે હવે કદી પગ મૂકી શકશે નહિ, મારી અતુલ સંપત્તિમાંથી તેને એક પાઇ પણ મળશે નહિ. ભગવાન એને પોતાના પગ પર

ઉભા રહેવાની શક્તિ આપે, પોતાનો સંસાર સુખરૂપ બનાવવાનું બળ આપે. મને ફક્ત તારો જ ભય લાગે છે દિકરી, મારા મનમાં થાય છે, મારા મૃત્યુ પછી તે અહીં આવશે, ત્યારે તું સ્નેહાંધ માતા એને થોડો પાછો વાળી શકીશ? જે ઘરને હું પવિત્ર તીર્થ માનું છું, તે ઘરમાં કદાચ તું જ તેને આવવા દઈશ, તેના..."

આર્ત સ્વરે ઈશાની બોલી: "ના બાપુ, ધર્મત્યાગી આ ઘરમાં કદી પગ મૂકી શકશે નહિ. ન કરે નારાયણ, પણ જો આપ મારા પહેલાં ચાલ્યા જશો, તો આપની મર્યાદા હું સાચવીશ. હું એક દિવસ તેની મા હતી, હવે નથી. મારા પુત્રે જે દિવસે ધર્મત્યાગ કર્યો છે તે દિવસે તેની સાથેનો મારો સઘળો સંબંધ પૂરો થાય છે."

"બેટા, આ દઢતા અને આ બળ જાળવવું ઘણું આકરું છે. તારા મનને તું સ્થિર રાખી શકીશ?"

માથું નમાવી સાસરાના પગ તરફ નજર સ્થાપી દઢકંઠે ઈશાની બોલી: "જરૂર મનને સ્થિર રાખી શકીશ, આપના આશીર્વાદથી મને કશું અશક્ય નહિ લાગે"

પુત્રવધૂના માથા પર હાથ મૂકી વૃદ્ધે ધીર ગંભીર સ્વરે કહ્યું: "હું આશીર્વાદ આપું છું મા, મારો આશીર્વાદ જરૂર સફળ થશે, તારી સ્થિરતા અટલ રહેશે. દિકરી જ્યારે હું તને અહીં લાવ્યો હતો, ત્યારે તું કેવડી હતી! તને મેં જ તૈયાર કરી છે, મારું તેજ, ગર્વ અને નિષ્ઠા વડે તને ઘડી છે, મારી કલ્પના તારામાં સજીવ બની છે. તું મા થઈ શકે છે, પરંતુ માતૃત્વ ખાતર સાહસ, દઢતા અને ધર્મનિષ્ઠા જતી કરી શકે તેમ નથી. બધી વાતનો એક ટુંકો સાર યાદ રાખજે—જગતમાં કોઈ કોઈનું નથી. મારો જ દાખલો લે, મારા મારા કહીને હું મરી રહ્યો હતો, મારું કોણ રહ્યું? કોઈ મારું નહોતું, તેથી કોઈ રહ્યું નહિ, બધા ચાલ્યા ગયા મા, મનમાં

ખાતરી રાખજે,–કોઈ કોઈનું સાથી થયું નથી, થશે પણ નહિ, સાથી થશે કેવળ ધર્મ, પુણ્ય અને પાપ બીજું કોઈ નહિ. સ્નેહ ખાતર ધર્મનું વિસર્જન કરીશ નહિ, પણ ધર્મના ચરણે સ્નેહનું વિસર્જન કરજે...તારૂં સમર્પણ સાર્થક થશે."

ઇશાનીએ વૃદ્ધની ચરણ રજ લીધી.

ઘણીવાર સુધી બંને મૌન રહ્યાં. ત્યારપછી ઇશાનીએ મૃદુ-સ્વરે કહ્યું: "નીચે નથી આવવું બાપુ, રાત ઘણી થઈ ગઈ?"

વૃધ્ધે કહ્યું; "હમણા જ આવું છું, સીતા ક્યાં છે?"

ઇશાનીએ કહ્યું: "શીવણ કામ કરતી હશે."

બિહારીલાલે એક નિશ્વાસ નાખતાં કહ્યું: "હમણા તો તે પણ મારી પાસે બહુ આવતી નથી."

"આપે જ એને ના પાડી હતીને!"

"હા, શું કામ ના કહી હતી તે જાણે છે! ગર્વ ભર્યાં હૈયે હું તેને અહીં લાવ્યો હતો. તેની માસી જ્યારે તેને પોતાને ત્યાં લઈ જવા માગતી હતી, ત્યારે મેં જણાવ્યું હતું, સીતા મારી પુત્ર વધૂ થશે, મારા સંસારની સમ્રાજ્ઞી થશે. ઘણા ગર્વથી આ વાત મૂકી હતી મા. મારી વાત ન રહી એ જાણીને મને ઘણું દુઃખ થાય છે. સીતા મારી સામે આવે છે, ત્યારે મારા માથામાં આગ સળગી ઉઠે છે,–મનમાં થાય છે હું એને શા માટે લઇ આવ્યો! એની માસી પાસે જવા દીધી હોત તો સારૂં થાત. તેની માસીએ આજસુધી કોઈ સતપાત્રના હાથમાં તેને મૂકી દીધી હોત, હું સઘળો ખર્ચ આપત. હવે હું આ કન્યાને કેવી રીતે રાખું...એની માસી મને જ્યારે પૂછશે, ત્યારે હું એને કયે મોઢે જવાબ આપીશ?"

ઇશાની મૌન રહી.

આવેગથી દબાયેલા સ્વરે વૃદ્ધ કહેવા લાગ્યા: "જ્યોતિના

ભિક્ષુએ જ્યોતિને જરાયે માનવતા ન આપી મા! તે એટલું પણ ન સમજ્યો, કે મેં એના માટે જે પાત્ર શોધી રાખ્યું હતું, તે ખરેખર રત્ન હતું...મસ્તક પર ધારણ કરીને ગર્વ કરવા જેવું સૌભાગ્ય હતું. પગ નીચે કચરવા જેવું નહોતું. હું બહારનું સૌન્દર્ય જોઇને એ લોકો માફક મુગ્ધ નથી બનતો, હું જોઉં છું અંદરનો પ્રાણ. હું જેને લાવ્યો છું તે કથીર નથી...સુવર્ણ છે. એ પાકો મુર્ખ નીકળ્યો, ઘર તરફ ન જોતાં બહારના આકર્ષણે ચાલ્યો ગયો."

"મા..."

સીતાનું આહ્‌વાન સાંભળીને ઇશાની ઉભી થઇ. બોલી: "આપ વધારે વાર અગાશી પર ન રહેશો બાપુ, હું નીચે જાઉં છું. સીતાને તમારી પાસે મૂકતી જાઉં છું, એનો હાથ પકડીને આવજો."

સીતા અગાશી પર આવી ગઈ હતી. તેના સામે જોઇને ઇશાનીએ કહ્યું: "તું બાપુને લઇને આવજે મા, સંભાળીને લાવજે, ઠેસ બેસ ન લાગે. એક તો વૃધ્ધ માણસ અને આખા દિવસનો ઉપવાસ!"

પુત્રવધૂની આ કાળજીથી વૃધ્ધના ચહેરા પર હળવું હાસ્ય પ્રગટયું. પંદર વર્ષ પહેલાં તે જ્યારે અગાશી પર આવ્યા હતા, ત્યારે ઇશાની એમને આવી જ કાળજી સાથે હાથ પકડીને ઉપર લઇ આવી હતી. આજ તો વૃધ્ધાવસ્થા પાકી થઇ ગઈ છે. તેથી જ ઇશાનીએ સીતાને આ સૂચના કરી હતી.

આ અતિ વૃધ્ધ પુરુષ માટે ઇશાનીના ચિંતાનો પાર નહોતો. મોઢેથી તે કશું નહોતી બોલતી પણ એના કાર્યથી બધું સ્પષ્ટ થઈ જતું હતું. સમજણી થઇ ત્યારથી માબાપ કોણ છે એ તે જાણતી નહોતી. આઠ વર્ષની ઉમ્મરે મા કહીને જે દિવસે બિહારીલાલ તેને અહીં લઈ આવ્યા હતા, તે દિવસથી તેનું હૃદય પૂર્ણ થઈ ગયું હતું. ત્યારથી બિહારીલાલ તેના માબાપ બન્યાં હતાં. તેની

વ્યથામાં આ વૃધ્ધ જ ભાગીદાર બન્યા હતા. આજ તે સગા પુત્રને ગુમાવી બેઠી છે, એથી તેના પ્રાણમાં કેટલી વ્યથા છે તે માત્ર ભગવાન જાણે છે. પણ એના કરતાંય વધુ દુઃખ વૃધ્ધના હૈયામાં થઇ રહ્યું છે એ વાત ઇશાની બરાબર સમજી ગઇ હતી. ઇશાનીના પ્રાણમાં વૃધ્ધ પ્રત્યે સમવેદના પ્રગટી હતી, એક તો વૃધ્ધનું જીવન ભયડી ગયું છે, તેમાં આવા આઘાત આવી પડે છે, વૃધ્ધને કોઇ પણ ઉપાયે સાચવી લેવા જોઇએ. શું ભગવાન આ વૃધ્ધને અંતિમ કાળે જરાયે સાંત્વન નહિ આપે? ઇશાનીના નયનો સજળ બન્યાં. તે ધીરે ધીરે નીચે ચાલી ગઇ.



## ૧૪

અગાશીની દિવાલને ટેકો દઈને સીતા ચાંદનીથી તરબોળ બનેલી પૃથ્વીના અપરૂપ લાવણ્યને જોઈ રહી હતી.

બિહારીલાલે તેની સામે જોઈ કંઈક ભીના સ્વરે કહ્યું: "સીતા, આ વૃધ્ધ પર રોષ તો નથી થયોને! મારી પાસે નહિ આવે? જે રીતે બધા મને છોડીને એક પછી એક ચાલ્યા ગયા, તે રીતે તું સાવ પાસે હોવા છતાં શા માટે દૂર દૂર રહે છે?"

વૃધ્ધના આ શબ્દો પાછળ એવો સૂર હતો, કે જેથી સીતા દૂર રહી શકી નહિ, વૃધ્ધના પગ પાસે આવીને બેસી ગઈ. વૃધ્ધના પગ પર હાથ ફેરવતાં ફેરવતાં તે બોલી: "ના દાદા, હું મારી ઈચ્છાથી દૂર નથી રહેતી. આપે જ તે દિવસે મને કહ્યું હતું–મારી પાસે આવીશ નહિ, તેથી હું નથી આવતી."

"તું પહેલાં આ તરફ આવ, પહેલાં મારા માથા પર હાથ ફેરવ...પછી મારા પગ દબાવજે."

સીતા વૃધ્ધના મસ્તક પાસે બેઠી. વૃધ્ધે તૃપ્તિનો એક નિશ્વાસ નાખી કહ્યું: "હાશ, કેવી શાંતિ મળે છે! મેં આશા રાખી હતી–આ રીતે તારા ખોળામાં માથું મૂકીને જીંદગીની છેલ્લી નિદ્રા લઈ લઈશ. પણ મારી એ આશા પૂરી ન થઈ. મારી પાસેથી તને

ભવિષ્ય ક્યાં ખેંચી જશે તે કોણ જાણે છે...છેલ્લી પળે કદાચ કોઈ હશે પણ નહિ, જેના ખોળામાં હું માથું રાખી શકું."

સીતાએ વ્યગ્રભાવે કહ્યું: "ના દાદા, હું હમેશાં આપની પાસે જ રહીશ. આપના અંતિમ સમયે પણ આ રીતે જ આપનું માથું મારા ખોળામાં લઈને બેસીશ–આપની આશા અધુરી નહિ રહે. આપને આ સ્થિતિમાં છોડીને હું કયાં જઉં, મને બીજે કયાં આશ્રય હતો?"

થાકેલા નયનોની ઝાંખી નજરે–ચાંદનીમાં ઝગઝગી રહેલા–સીતાના વદન સામે જોતાં બિહારીલાલે કહ્યું: "હવે શું તને અહીં રાખી શકાય દિકરી! હું કયા સાહસ વડે પરાઈ કન્યાને અહીં રાખું? ગર્વભર્યા હૈયે તને અહીં લાવ્યો હતો. મને એ જ મોટું દુઃખ થાય છે, મારા મનની કોઈ આશા પૂરી ન થઈ. માણસ આશા નથી છોડતો બેન, મૃત્યુની અંતિમ પળ સુધી તે આશા રાખતો હોય છે કે 'હું મરીશ નહિ–બચી જઈશ.' હાય માનવી! હાય આશા! આશા જ માનવીને જીવાડી રાખે છે; નહિ તો માણસ રહેત નહિ–બધા મરી જાત. જોતી નથી બેન, મારૂં એક પછી એક બધું જાય છે, અને એક નવી આશામાં ભૂલતો જાઉં છું. બધા ચાલ્યા ગયા તોય આશા હતી–જ્યોતિ માનવી થશે, તારી સાથે તેના લગ્ન કરીશ, પણ કશું ન બન્યું. બધી આશા માણસ જ્યારે ગુમાવે, ત્યારે તે જીવી શકે ખરો?"

દબાયેલા સ્વરે સીતા બોલી: "દાદા, હું ક્યાંય નહિ જઉં, મારો આશ્રય અહીં જ છે...આપના જ ચરણોમાં છે.

બિહારીલાલે કહ્યું: "એ તે બનતું હશે ગાંડી! તું કહે પણ એ લોકો કેવી રીતે માને! પ્રથમથી જ એ લોકો તને અહીં મોકલવા રાજી નહોતા,–જ્યોતિ સાથે તારા લગ્ન કરવાનું કહીને પરાણે તને

અહીં લઇ આવ્યો છું. તેઓ જરૂર જાણી શકશે-કદાચ સગાસંબંધીના હિસાબે ચુશીલ એ લોકોને જણાવે-જ્યોતિ અન્ય કન્યા સાથે પરણી ગયો છે. પછી એ લોકો મને શું કહે? એક પળ માટે પણ તને અહીં રહેવા દે ખરા? એ તારી માસી છે, એનામાં જોર છે, મારામાં શું એવું જોર છે બેન! મારી નજરે તું મારી પોતાની હોવા છતાં લોકોની નજરે-લોકોના વિચારે પરાઇ છે."

"ભલે મારાં માસી રહ્યાં, હું નહિ જાઉં દાદા, આપ મને પરાણે આપની પાસે રાખજો."

"પરાણે......" વૃદ્ધના ચહેરા પર હાસ્ય પ્રગટ્યું: "પરાણે કેવી રીતે રાખું બેન? તારે પરણવું પડશે, સંસાર માંડવો પણ પડશે......"

અચાનક રડી પડી દાદાનું મસ્તક ખોળામાંથી નીચે મૂકી દઇ સીતા ઊભી થઇ ગઇ, બાજુની દિવાલ પાસે જઇ આંખો લૂછવા લાગી.

દૂર થાઓ લગ્ન-માણસના લગ્ન એકજ વાર હોય, બે વાર ન હોય. આત્મસમર્પણ એક જ વાર થઇ શકે છે, બે વાર કરી શકાય નહિ એ સીતા જાણે છે. સાદી બુદ્ધિથી દાદા વિચારે છે, લગ્ન ન થાય તો તેનો જન્મ વ્યર્થ બની જાય. પણ તેઓ નથી જાણતા કે સીતાનાં લગ્ન થઇ ગયાં છે. જગતમાં કોઇ જાણતું નથી, જ્યોતિર્મય પણ જાણતો નથી-સીતા અંતરથી તેને જ સ્વામી તરીકે સ્વીકારી રહી છે,-સીતાએ પોતાના હૈયામાં જ્યોતિને જ પ્રતિષ્ઠિત કર્યો છે. આ દેહ તે અન્ય કોઇને સોંપી શકશે નહિ, હૈયામાં અન્ય કોઇને સ્થાન આપી શકશે નહિ.

પરંતુ આ વાત મોઢેથી કેવી રીતે કહેવી! કુલીન ઘરની ઘણી કન્યાઓ અગાઉ અવિવાહિત રહેતી, એ બધી સ્ત્રીઓ સંસારનું અને

હેમનું કેટલુંય કામ કરતી. એકવાર દાદાએજ કહ્યું હતું—તેમની એક ફુઇબા આજીવન બ્રહ્મચારિણી રહ્યાં હતાં અને વૃદ્ધાવસ્થામાં મરી ગયાં હતાં. શું સીતાને આ પુણ્યવતી કુમારીના આદર્શ મુજબ જીવન વિતાવવાની અનુમતિ નહિ મળે?

જ્યારે તે સ્વસ્થ થઇને દાદા પાસે આવી ત્યારે દાદા બેઠા થયા હતા. તે બોલ્યા: "ક્યાં ગઇ હતી બેન?"

તેમણે ધ્યાન નહોતું રાખ્યું, સીતા બાજુની દિવાલ પાસે જ ઉભી હતી.

સીતાએ કહ્યું: "મા બોલાવતાં હોય એવું લાગ્યું હતું, એટલે પેલી તરફ ગઇ હતી."

જરા હસીને બિહારીલાલે કહ્યું: "દાદા સામે અસત્ય વાત કરતા જરાય આંચકો ન લાગ્યો સીતા?"

સીતાનો ચહેરો લાલ થઈ ગયો, તે ઉત્તર આપી શકી નહિ, નીરવ ભાવે પગના અંગુઠા વતી શેતરંજી ખણવા લાગી—દાદા સામે તે નજર પણ ન કરી શકી.

બિહારીલાલ મૌનભાવે કેટલીકવાર સુધી તેના સામે તાકી રહ્યા, હળવો નિશ્વાસ નાખીને બોલ્યાં: "ચાલ બહેન, હવે નીચે જઇએ. ઠંડી જણાય છે, બુઢ્ઢો માણસ છું, ઠંડીથી વળી વાતરોગનો ભોગ થવું પડશે. મારો હાથ જરા પકડજે સીતા, ઉઠતા જતાં ગોઠણમાં ભારે પીડા થાય છે."

છ સાત માસ પહેલાં તેમનાં ગોઠણમાં પીડા નહોતી. વૃદ્ધાવસ્થામાં વાયુનો વ્યાધિ થાય છે એ વાત તેઓએ સાંભળી હતી, અનુભવી નહોતી. કામકાજના શ્રમમાં તેમને કોઈ વ્યાધિ થયો નહોતો. પણ હવે વાતરોગની શરૂઆત જણાતી હતી, હજી શિયાળો બાકી હતો.

સીતાએ આસ્તેથી દાદાને ઉભા કર્યા. સીડી પર દીવો હતો, એની સહાયથી સીતા દાદાને સાચવીને સીડી પરથી ઉતારવા લાગી. ઉતરતાં ઉતરતાં બિહારીલાલ બોલ્યા : "સાચે જ સીતા, તું ક્યાંય જાય તે મને પણ નથી ગમતું—તારે અહીંજ રહેવું પડશે. જો ઇચ્છા થાય તો આ બુઢ્ઢા સાથે જ પરણી લેને! નહિ તો તને મારી પાસે રાખવા ખાતર મારેજ કોઈ મુરતીયાની શોધ કરવા આવડી ઉમ્મરે દોડાદોડી કરવી પડશે. હું એવું પાત્ર મેળવવા ઇચ્છું છું—જે અહીંજ રહે—બાજે ક્યાંય તને મોકલવી ન પડે. તને તારી માસી પાસે નહિ મોકલું એ વાત હું કબુલ રાખું છું; હવે તારા લગ્નની જ ચિંતા રહે છે. એ જો ઘરમાંને ઘરમા થઈ જાય તો નિરાંત."

સીતાએ પૂછ્યું: "લગ્ન ન કરૂં તો શું થાય દાદા?"

તેના મનનો ભાવ ચતુર વૃદ્ધ બરાબર સમજતો હતો. છતાં તેઓએ આશ્ચર્યમય બન્યાનો દેખાવ કરતાં કહ્યુ: "એવું તે બનતું હશે પાગલ, લગ્ન કરવાં જોઈએ સંસારનો નિયમ છે."

"સંસાર અને સમાજનો નિયમ તોડીને કોઈ લગ્ન ન કરે તો સમાજ બહાર મૂકાય ને દાદા? ભલે, જો એમ જ હોય, તો આપના ફૈબા જીવનપર્યંત અવિવાહિત રહ્યાં હતાં, શું એમને સમાજ બહાર મૂકવામાં આવ્યાં હતાં?"

"એ કુલીન ઘરની કન્યા હતી. એને યોગ્યપાત્ર મળ્યું નહોતું."

સીતાએ કહ્યુ: : "તો પછી એમજ માનોને કે યોગ્ય મુરતીયાના અભાવે મારે પણ અવિવાહિત રહેવું પડ્યું છે. હું માત્ર આપની સેવા કરીશ, શ્રીધરની પૂજા તૈયાર કરી આપીશ, મારી બીજી કોઈ ઇચ્છા નથી. આપ મને વિદાય કરવા માટે આટલા બધા અધીર શા માટે બની ગયા છો, મેં આપનું શું બગાડ્યું છે?"

તેનો કંઠસ્વર ધ્રુજતો હતો. આવેગને દબાવી રાખવા ખાતર દાંત વચ્ચે અધર દબાવીને તે અન્ય દિશા તરફ જોઇ રહી.

" તેં કશું નથી બગાડ્યું દિકરી, તેં કશું નથી બગાડ્યું. તું નહોત તો હું આ આઘાત કોઇ કાળે સહી શકત નહિ, ભાંગીને ભુક્કો થઇ જાત. તારે લગ્ન પણ નહિ કરવા પડે, માસી પાસે પણ નહિ જવું પડે, આ વૃદ્ધના અંધકાર ભર્યા ઘરમાં પ્રકાશના કિરણ માફક તારે હંમેશ રહેવાનું છે."

વૃધ્ધે સીતા સામે જોયું; વૃદ્ધની દ્રષ્ટિમાં સીતાના આનંદનો ભાવ દેખાયો કે નહિ તે કહી શકાતું નથી કારણ કે વૃદ્ધની દ્રષ્ટિ હવે પહેલાં જેવી સતેજ નહોતી રહી.

# ૧૫

બુદ્ધિમતી જયંતીએ વિચારી જોયું, પોતે જો હજી પણ રામનગર ન જાય, તો અન્ય કોઇને નહિ, પોતાનેજ નુકશાન થવાનું છે. પ્રભા મોટી થઇ છે, સત્તરમા વર્ષમાં આવી ગઇ છે, હવે કંઇ એને વધુ સમય અવિવાહિતા રાખી શકાય નહિ. તે સિવાય ભાઇના ઘરમાં બોજા રૂપે ભાવ આખો પડયા રહેવું તે પણ યોગ્ય નથી. એક દિવસ ભાઇની વહુ સાથે તે રાધાનાથસેનના ઘેર બેસવા ગઇ હતી, રાધાબાબુની માએ જે શબ્દો કહ્યા હતા તે હૈયા સોંસરવા નીકળ્યા હતા. રાધાનાથસેનની મા બ્હેનારૂ અને ડાહી હતી. તેમણે કહ્યું હતું: "ભવ આખો ભાઈને ત્યાં રહેવું એ શું સારૂં દેખાય છે મા ? તારૂં પોતાનું ઘર છે, સંસાર છે, પારકા સંસારને પોતાનો માની ગમે તેટલું ખેંચાયે તો પણ લોકો કહેશે...આપણું મન પણ કહેશે, પરાયું તે પરાયું, ઘરની ઝુંપડીમાં રહીને મીઠું ને રોટલો ખાવો સારો. કારણકે એમાં પોતાનું સ્વમાન છે. પરાયા ઘેર ભાત ભાતના ભોજન મળે, પણ એમાં સ્વામાન નથી હોતું. બો પરણે એટલે બીજાની બની ગઈ; કારણ કે આપણા દેશમાં માબાપ કન્યાનું દાન કરે છે, એના ઉપર એ લોકોનો કોઇ અધિકાર રહેતો નથી. બાપના ઘર ઉપર દીકરીનું જોર કેટલું ચાલે મા ? બાપના ઘેરથી જે કંઈ જોઇએ તે માગીને લેવું પડે છે, અને પોતાના ઘરમાથી હક્ક સાથે લેવાનું હોય છે."

વાત સાચી હોવામાં જરાય શક નહોતો અને તેથીજ જયંતીનું મન કંઈક ભારે થયું હતું. એક દિવસ ઈશાનીએ આ સત્ય પ્રેમભર્યા ભાવે સંભળાવ્યું હતું, પરંતુ તે દિવસે જયંતીને ભારે આઘાત લાગ્યો હતો. તેણે કઠોર ભાષા વડે વળતો આઘાત આપ્યો હતો અને હૈયામાંથી વિષ ઠાલવ્યું હતું; પણ આ સત્યનો સ્વીકાર નહોતો કર્યો. અહીં પારકાના મોઢેથી સત્ય સાંભળીને તેણે આઘાત અનુભવ્યો, તેના હૈયામાં સાચી વાતનું ભાન થયું, તેણે વિચારી જોયું આ વૃદ્ધ સ્ત્રીની વાત જરાયે ખોટી નથી.

પરંતુ જવું કેવી રીતે? ઘણા વર્ષ પછી પોતે સામે ચાલીને કેવી રીતે જઈ શકે? ઈશાનીના ચહેરા પર તીવ્ર હાસ્ય ખીલી આવે...વખતે સ્પષ્ટ વાણીમાં કહી પણ નાખેઃ–'અહીં શા માટે આવી નાની વહુ? જ્યારે હું અહીં રહેવાનું કહેતી, ત્યારે રહી શકાતું નહોતું–હવે વગર તેડાવ્યે ચાલી આવી તેનો અર્થ શું?"

બરાબર છે. એ લોકો તરફથી તેડાવવા સંબંધી એક પણ પત્ર આવ્યો નથી. પોતે પત્ર લખે એના જવાબમાં માત્ર બેજ શબ્દો હોય. તેડાવવા સંબંધી તો કશું હોય જ નહિ આ પરિસ્થિતિમાં સામે ચાલીને જવું એ અપમાનજનક છે.

સારું, એક પત્ર લખીને એ લોકોનો મનોભાવ જાણી લેવો જોઈએ, ત્યાર પછી જવા સંબંધી વિચાર કરી શકાય.

તે તરતજ પત્ર લખવા બેઠી.

સામાન્ય બે ચાર વાતોમાં પત્ર પૂરો થઈ ગયો. તેણે જણાવ્યું, 'રામનગર આવવાની ઇચ્છા થાય છે. જો સમય મળશે તો બે ચાર દિવસ માટે ઈભાને લઈને આવીશ. આમાં કોઈને વાંધો તો નથીને?'

તે હંમેશ માટે રામનગર જવાની છે એ વાત લખી શકાઈ નહિ. બેચાર દિવસ માટે જવું, જો એ લોકોનું કંઈક મન હોય તો

ત્યાં રોકાઈ જવું, નહિં તો ફરી અહીં ચાલ્યા આવવું આ રીતે જયંતીએ મનથી નિર્ણય કર્યો.

અભિમાનથી તેનું હૈયું ભરાઇ ગયું, આંખ પણ ભીની થઈ ગઇ. છેડાવતી આંખો લુછીને તે ચિંતા ભર્યા ભાવે અન્ય દિશા તરફ જોઈ રહી. હાય! રોષ કે અભિમાન કોના પર કરવું? જેના ઉપર રોષ–અભિમાન કરી શકાતું હતું, તે તો ચાલ્યા ગયા છે.

પોતા તરફ જોવાનું તે સાવ ભૂલી ગઇ હતી. મોટેભાગે મનુષ્ય સ્વભાવજ એવો હોય છે. તેઓ પોતાની ભૂલ કે ત્રુટી જોઈ શકતા નથી, પરંતુ બીજાની ભૂલ કે ત્રુટી એની આંખ સામે તરતજ દેખાઈ આવે છે. જયંતી પોતાનો દોષ કદી જોઇ શકી નહોતી. તે માનતી પોતે જે કંઈ કરે છે તે બરાબર હોય છે. એમાં કોઇ સ્થળે ત્રુટી હોતીજ નથી,

થોડા દિવસ પછી પત્રનો ઉત્તર આવ્યો. ઇશાનીએ પોતાના હાથે જવાબ લખ્યો હતો. તેણે જણાવ્યું હતું: "હું તો બને તેટલું આપીજ રહી છું. દાનના માર્ગ પર ફળની આશા રાખ્યા વગર હું ઉભી રહી શકું, તો મને મૃત્યુ સમયે ખરેખર શાંતિ મળશે; દુઃખથી ભરેલા હૈયાને સાંત્વન મળશે અને કોઈનું દાન સ્વીકાર્યાની સ્મૃતિ પણ ઉજ્જવળ બનશે. અમારા પર દયા કરીને તમે ઇશાને લઇને અહીં બે દિવસ માટે આવવાનું જણાવ્યું છે. એથી મને ઘણો આનંદ થયો છે."

પત્ર વાંચીને જયંતીનો ચહેરો ભારે ગંભીર બની ગયો; આ પત્ર તેના મનને જરાયે શાંતિ આપી શક્યો નહિ. મનમાં થયું, આ પત્ર એક તીર લઈને આવ્યો છે. એ તીર જાણે જયંતીના હૈયાને વીંધી રહ્યું છે.

ઈભા આ પત્ર વાંચીને ભારે આનંદમાં આવી ગઈ; ઉત્સાહ સહિત તે બોલી ઉઠી: "રામનગર ક્યારે જઈશું મા ! મારી ઇચ્છા તો આજને આજ જવાની થઈ છે. દાદાને, ભાભુને, સીતાબેનને બધાંને જોવાની ખુબ ઇચ્છા થઇ છે."

મા એ ધમકાવતાં કહ્યું: "જા જા, આ કંઈ આનંદનો પ્રસંગ નથી. જોયા તારા દાદાને, ભાભુને. એમણે કોઇ દિવસ આપણને તેડાવ્યાં છે!"

ઈભાએ તરત પૂછ્યું: "કેમ, ભાભુએ તો રામનગર આવવા માટે લખ્યું છે ને!"

જયંતીએ ચીડાઇને કહ્યું: "હા, એમને એમ નથી લખ્યું, મારા પત્રનો ઉત્તર આવ્યો છે. આમે ચાલીને માગણી કરીએ ત્યારે વિવેક ખાતર પણ એ લોકોને લખવું પડે. પોતાના માણસો શું આ રીતે લખે? મેં ત્યાં જવાની ઇચ્છા કરી અને પત્ર લખ્યો. જવાબ આવ્યો—'અમારા પર દયા કરી' ગરજવાનને ગમ નહિ એ કહેવત સાચી છે. બધું એ લોકો ભોગવી રહ્યા છે, વળી પાછી હું ત્યાં જઉં તો મારો ભાગ માગું ને..."

ઇભાએ વચ્ચે જ કહ્યું: "મા, આવું બધું શા માટે બોલો છો ? ભાભુ શું મોજશોખ ભોગવી રહ્યાં છે? સાંભળ્યું છે કે દાદાએ ભાઈનો ત્યાગ કર્યો છે, ભાઇ બાલ થયા છે તેટલા માટે. ભાભુને બીજું કોણ હતું? જ્યોતિભાઈને તેઓ હવે કંઇ સ્વીકારી શકવાના નથી. વિધવા સ્ત્રી, એક વખત લુખુંસુકું જમે, સાવ સાદાં બે વસ્ત્રો પહેરે...એમાં એ બિચારાં કયો ભોગ ભોગવે છે મા ?"

જયંતીએ વાત કરવામાં ભૂલ કરી હતી; કન્યા આ રીતે ઉત્તર આપશે તેવું તેણે ધાર્યું જ નહોતું. તે કંઇક રોષથી બોલી: "તું તારૂં કામ કર જા, મને વધારે ન ચીડવીશ ઈભા, મારૂં માથું

ઠેકાણું નથી. શું કહેતાં શું કહેવાઈ જાય છે, વૃદ્ધ માણસનું કશું કહેવાય નહિ."

હસીને ઇભા બોલીઃ "વૃદ્ધ થઈ છો મા? એક પણ વાળ પાકયો નથી. એકેય દાંત પડયો નથી, છતાં તું વૃદ્ધ થઇ ગઈ છે? માણસ જો પાંત્રીસ વર્ષની ઉમ્મરે વૃદ્ધ થઇ જતું હોય તો પછી કશું કહેવાપણું નથી રહેતું."

હાસ્ય દબાવીને ગંભીરભાવે જયંતી બોલીઃ "વૃદ્ધા નહિ તો બીજું શું? હું તારી મા છું, એ વાત કહેવીજ પડે. તું મને ચીડવીશ નહિ ઇભુ, જા..."

ઇભાએ કહ્યું: "સારૂં હું જઉં છું, પણ તું રામનગર તો જવાની છે ને?"

જયંતીએ ઇશાનીના પત્રને આમતેમ ફેરવતાં કહ્યું: "કેવી રીતે કહું—જવું કે નહિ. પત્રની લખાવટ જોતાં..."

"ના મા, હું તારા પગમાં પડું છું—જવુંજ પડશે. આ વખતે રામનગર ગયા પછી કલકત્તા આવવું નથી. બધા મને કહે છે—મારા દાદા મોટા જમિનદાર છે, આવા મોટા આબરૂદાર, મોટું ઘર, અસંખ્ય નોકર ચાકર, આ બધું હોવા છતાં શા માટે આ રીતે અહીં રહેવું જોઇએ! લોકોની આ વાત સાંભળીને મારે ખુબ શરમાવું પડે છે મા. થોડા દિવસ પહેલા મારી એક બહેનપણીએ મને વર્તમાન પત્રમાં દેખાડયું હતું—દાદા દેશ ખાતર હજારો રૂપિયા દાન કર્યે જાય છે, જેને જે જોઇએ તે આપે છે, ગવર્મેન્ટ તરફથી રાજાનો ખીતાબ મળ્યો હતો, પણ તેમણે સ્વીકાર્યો નહિ. આ બધું વાંચીને મારૂં હૃદય ગર્વથી છલકી ઉઠયું હતું મા, જે દાદાનું નામ આટલું મશહુર છે, તે દાદાનો ત્યાગ કરીને આપણે કયાં પડયા છીએ કહેતો? તું ગામડા પ્રત્યે હંમેશાં સુગ રાખે છે, પણ મને શહેર

શહેરતાં ગામડું વધારે પ્રિય લાગે છે. તું કહીશ કે- શહેરમાં સાચો આનંદ મળે છે હું કહું છું-શહેરમાં જરા જેટલો યે આનંદ નથી, શહેરમાં મુક્ત સ્વાધિન જીવન નથી, સ્વાધિનતા તો ગામડામાં છે, તેથી જ ત્યાં સાચો આનંદ છે. એ ખરૂં, ગામડામાં ઈલેકટ્રીક લાઈટ નથી, ફેન નથી, નળનું પાણી નથી. ટ્રામ, બસ એવી કોઇ ધમાલ નથી. પણ મા, ત્યાં છે પંદર દિવસ ના અંધકાર પછી પંદર દિવસનો શુક્લ-ચંદ્ર-પ્રકાશ ! જે શહેરના લોકો કદી ભોગવી શકતા નથી. ત્યાં છે વૃક્ષના પત્રો ભેદીને આવતો શાંત શીતળ વાયુ, ત્યાં નદીનું સ્વચ્છ જળ છે, ત્યાં ટ્રામ, બસ અને લોકોની ધમાલ નથી, પણ પંખીના ગીત અતિ મધુર અને અતિ સુંદર હોય છે. ત્યાં અનેક વન ઉપવન ફુલોથી ભરેલાં હોયછે, મુક્ત વાયુથી વૃક્ષની ડાળીઓ નાચતી હોય છે, ડાળે ડાળે અનેક પ્રકારના પંખીઓ ગાતાં કુદતાં હોય છે. ઘણા વખત પહેલાં ગામડું જોયું હતું...આજ બધું યાદ નથી. જાણે ગીત ભુંસાઇ ગયું છે. પણ ગીતની લહર આજેય હૈયામાં રમી રહી છે. બાળપણની સ્મૃતિ આજપણ મારા પ્રાણમાં એક મધુર ચિત્ર માફક દોરાયેલી છે, આજ વિચાર કરૂંછું તો મને જાણે એ એક સ્વપ્ન જેવું લાગે છે. એ બાજુ એ દાદા એ રામનગર, વૃક્ષની ઘટાવાળો વાંકો ચૂકો રસ્તો. આ બધું હજી ઝાંખુ ઝાંખુ યાદ છે મા ! મારૂં મન ગામડામાં જવા માટે ભારે આતુર બન્યું છે."

જયંતી નીરવ ભાવે કન્યાની વાત સાંભળતી હતી, તેના મનમાં દૂરના ભૂતકાળની વાત જાગૃત થતી હતી. એ વાતને આજ અઢાર વર્ષ થઇ ગયાં છે, તે દિવસે રામનગરના વન ઉપવન જોઇને તે કમ કમી ઉઠી હતી. મા બાપે હાથ પકડી ને કુવામાં ફેંકી દીધી છે એવું માનીને તેણે લલાટ પર હાથ પછાડયો હતો.

એક વાત યાદ આવતાં મન સામે ઘણી વાતો ઉભરાઇ પડે છે.

પોતાનો એક દોષ નજરે ચડતાં બીજા ઘણા દોષો આપોઆપ દેખાઈ આવે છે.

અનુતાપથી પ્રજળી રહેલી જયંતી ઇલા સામે જોઇ શકી નહિ, કંઇક કંપતા સ્વરે તે બોલી. "તું બહુ મોટી વાતો કરતાં શીખી ગઇ છે ઇલા, અગાઉ આવી નહોતી. ગામડાના સૌન્દર્યનું આટલું વર્ણન! બાળપણમાં જોયેલું ગામડું આજે જોઇશ એટલે તને ત્યાં બે દિવસ રોકાવું પણ નહિ ગમે. તું કહે છે નદીનું સ્વચ્છ જળ! તારી આ ઉપમા સાંભળીને મને હસવું આવે છે. નદીનું પાણી જોઇને તને ચીતરી ચડશે. અને ચંદ્રનો પ્રકાશ ક્યાં સુધી? ગામડામાં તો અંધકારનું જ રાજ્ય છે...એ જોઇને હૈયાનું લોહી સુકાઇ જશે. ત્યાંની હવા ...એક કરતાં તો અહીની બંધોયાર હવા ઘણી સારી, ગામડાની હવામાં મેલેરીયાના જંતુઓ ભર્યાં હોય છે. આવા ગામડામાં બે દિવસ રહેવું એટલે બે વર્ષનો મંદવાડ લઈ ને આવવું ! તારી નજરે ગામડાનું બધું સરસ છે, કશું ખરાબ નથી કેમ?'

ઇલાએ એક છૂપો નિશ્વાસ નાખીને ઠંડા સ્વરે કહ્યુંઃ "તો પછી રહેવાદે મા, એવા જંગલી અને અસભ્ય ગામડામાં જવાની આપણને કશી જરૂર નથી, અહીં આપણે સુખી છીએ. આ પંખાની હવા, વિજળીબત્તી, નળનું પાણી,—આપણે કેટલાં સુખી છીએ ? એ અશિક્ષિત અને અસભ્ય લોકો પાસે જવાથી આપણા શિક્ષણને શરમાવું પડે, વખતે એ લોકોના સહવાસથી આપણે પણ ખરાબ થઇ જઇએ. જ્યોતિભાઈ એટલા માટે જ બ્રાહ્મ થઈ ગયા છે, બ્રાહ્મ કન્યા સાથે પરણ્યા છે—હવે એમને દેશમાં નહિ જવું પડે, સારૂં થયું. આવતી કાલે ભાઇ વિલાયત જવાના છે. જ્યારે હું એમને વળાવવા જઇશ, ત્યારે કહીશ—તમે ઘણું સારૂં કાર્ય કર્યું છે, દેશના જેટલા શિક્ષિત પુત્રો હોય, તેમણે આ રીતે જ કરવું જોઇએ. શિક્ષિત માણસો એ ગામડાના અસભ્ય માનવોનો સંસર્ગ છોડવો જોઇએ......પછી ભલે મા

હોય, દાદા હોય કે વાગ્દત્તા સ્ત્રી હોય! મારે પણ શિક્ષણનો અહંકાર સાચવવો હોય, શિક્ષિતાનું ગૌરવ જાળવવું હોય, તો કોઈ દિવસ ગામડામાં જવાની વાત પણ નહિ કરવી જોઈએ."

ધમધમાટ કરતી ઘર ધ્રુજાવતી તે ચાલી ગઈ.

ઈલાએ કેટલા અભિમાન સાથે આ વાત કહી હતી, તે જયંતી બરાબર સમજી ગઈ. તેનો ચહેરો ઝાંખો પડી ગયો, દાંતમાં હોઠ દબાવીને તે પગ પછાડીને ચાલી જતી કન્યા તરફ જોઈ રહી.

ઈલા કેવી રીતે માના સ્વભાવથી વિરૂદ્ધ બની એ જ એક આશ્ચર્યમય વાત હતી. જયંતી પરાયા પુત્ર જ્યોતિર્મયને પોતાનો કરી શકી હતી, પણ પોતાની કન્યાને પોતાની બનાવી શકી નહિ. તે કન્યાને જે માર્ગે જવાનો ઉપદેશ આપતી, ઈલા એથી વિરૂદ્ધ માર્ગે જ ચાલતી. જાણે પોતાના વિચારોને કચરી નાખવા જ ઇલા જન્મી છે!

જયંતીના મનમાં સ્વામીની વાત યાદ આવી, તે કોઈ પણ ઉપાયે સ્વામીને પોતાના વિચારના કરી શકી નહોતી. જીવન માર્ગે પતિ–પત્ની રૂપે બે ઘડીના મિલન પછી, વિરૂદ્ધ વિચારોના કારણે બંને એક બીજાથી બહુ દૂરદૂર ચાલ્યા ગયા હતાં, જીવનમાં ફરીવાર તેઓ કદી નજીક આવી શકયાં નહોતાં. ઇલાના પ્રાણમાં એના પિતાનું તેજ, ગૌરવ અને બળ જાણે જાગૃત થયું હતું. પિતાની માફક તે જાણે માતાને ડારી રહી હતી.

જ્યોતિર્મયે જ્યારે દેવયાની સાથે લગ્ન કરવાની વાત કહી હતી, ત્યારે સહુએ સમર્થન કર્યું હતું–એક માત્ર ઇલાએ સમર્થન નહોતું કર્યું. તે દીપ્ત સ્વરે ગરજી ઉઠી હતી. જયંતી કોઈપણ ઉપાયે તેને શાંત કરી શકી નહોતી. જયંતીના મનમાં એક ભય હતો, લગ્ન પહેલાં જો સુરેશબાબુના પરિવારને સમાચાર મળી જાય કે જ્યોતિર્મય આ લગ્ન કરશે તો તેના દાદા તેને વારસમાંથી રદ કરશે. આમ થાય તો

લગ્ન પ્રસંગમાં ભારે બખેડો થાય. અને બિહારીલાલ નિષ્ઠાવાન હિન્દુ હોવાથી હિન્દુત્વની રક્ષા ખાતર મૈત્રનો પરિત્યાગ કરતાં જરાય અચકાશે નહિ.

આજ કેટલાક દિવસથી જ્યોતિર્મયના લગ્ન થઈ ગયા છે. લગ્નમાં નિમંત્રણ મળવા છતાં જયંતીએ ઇભાને જવા દીધી નહોતી. આવતી કાલે જ્યોતિર્મય વિલાયત જવાનો છે, તે અહીં આવીને જયંતીને પ્રણામ કરી ગયો છે. ઇભાને મળી શક્યો નહોતો—ઇભા એ વખતે ઘેર નહોતી. જ્યોતિર્મયે ખાસ આગ્રહ કરી જણાવ્યું હતું, આવતી કાલે ઇભાને મળવા મોકલે.

ઇભાને નાનપણથી તે નાની બહેન માફક ચાહતો હતો. ઇભા પણ અન્યાય જોઇને એ વાત સંભળાવતા અચકાતી નહોતી. આ માટે ખાનગીમાં જયંતી ઇભાને કડક ઠપકો આપતી...આથી ઇભા કેટલીક વાર પોતાના વિચારો જણાવતાં અચકાતો. જયંતીને ઇભા માટે ભારે ચિંતા રહ્યા કરતી; તેના મનમાં વારંવાર પડઘો પડતો, ઇભા હંમેશા મારા વિચારોની સામે જ હોય છે.

# ૧૬

બિહારીલાલ ઓસીકાને ટેકો દઈને બિછાના પર બેઠા હતા. સામે એક દીપક જલી રહ્યો હતો, સંધ્યા વીતી ગઈ હતી અને અંધકારનો મૃદુપ્રલેપ સમગ્ર પૃથ્વી પર છવાઇ રહ્યો હતો.

આકાશમાં બેચાર નક્ષત્રો ચળકતાં હતાં. વર્ષાનો મેઘ ચાલ્યો ગયો હતો—શરદનું રાજ્ય શરૂ થયું હતું. નીચે બાગમાં શેફાલિકાના અસંખ્ય ફુલો ખીલ્યાં હતાં, તેની સુમધુર સૌરભ વાયુ સાથે રમતી રમતી ચારે દિશાઓને મુગ્ધ બનાવી રહી હતી. પૂજાના દિવસોને વધુ વાર નહોતી. આવતી કાલે જ દેવીની પ્રતિષ્ઠાનો દિવસ હતો. દર વરસે બેસતે મહિને જમીનદારોને ત્યાં દેવીની પ્રતિષ્ઠા થતી, આ વરસે પણ થશે, એ વાતમાં કોઇને શક નહોતો.

જ્યારે પ્રતાપ જીવતો હતો, ત્યારે આ ઘરમાં પૂજાનો આનંદ અપૂર્વ બનતો, પૂજાના દિવસો પુરા થાય કે તરત આવતા વર્ષની પૂજા માટે તૈયારી થયા કરતી. પ્રતિપદાના દિવસથી જ પૂજાની ધામધૂમ શરૂ થતી, કથાનો પ્રારંભ થતો, ચારે તરફથી લોકો આવીને ગામમાં એકઠા થતા. ગામ હલકી ઉઠતું. સુપ્રસિદ્ધ યાત્રાની ટોળી, ભજન મંડળી વગેરે આવી પહોંચતાં. છઠ્ઠા દિવસથી યાત્રા, કીર્તન વગેરે શરૂ થતું. લોકો આશ્ચર્યા નયને ઉત્સવ નિહાળતા. આ મંગળ ઉત્સવની

વ્યવસ્થા પ્રતાપ સંભાળતો, અંદરનો કારભાર ઈશાની સાચવતી. સ્વામી વિહોણી બનવા છતા એ કર્તવ્યથી નહોતી ડગી. તેની શક્તિ નહોતી ચાલી ગઈ. અંતઃપુરનુ સઘળું કામ એના હાથમાં રહેતું. સવારથી રાતના બાર વાગ્યા સુધી તેને વિશ્રામ પણ મળતો નહોતો. બિહારીલાલ બધું છોડીને આ પ્રસંગે આનંદપૂર્વક દ્રષ્ટા બની જતા. લોકો પ્રતાપના જયગાન ગાતા, ઈશાનીના ગુણ ગાન ગાતા, આ બધું સાંભળીને બિહારીલાલના નયનો આંસુથી છલકાઈ જતાં. એમને સ્વર્ગસ્થ પત્નિ યાદ આવતી, પુત્ર યાદ આવતો, કોઈ ન દેખે તે રીતે તેઓ આંસુ લૂછી લેતા.

ત્યાર પછી પ્રતાપ ચાલ્યો ગયો, છતાં જમિનદાર ઘરનો એ આનંદોત્સવ સાવ લોપ ન થયો. ઉત્સવનો સઘળો ભાર જ્યોતિર્મયે પોતાના માથે લઈ લીધો હતો. જો કે તે કોઈ પણ ધર્મ પર આસ્થા સ્થાપી શક્યો નહોતો, છતાં આનંદના પ્રધાન અંગ સમા આ પૂજાના ઉત્સવમાં તે ઉત્સાહ પૂર્વક ભાગ લેતો હતો. તે પોતે કોઈ દિવસ પ્રતિમા સામે માથું નમાવતો નહોતો, છતાં તે આ ઉત્સવનું આકર્ષણ છોડી શક્યો નહોતો.

ફરી એની એ પૂજા આવી છે, પણ કોણ રહ્યું છે ! ઉત્સવની જવાબદારી કોણ ઉપાડે ? અંદરનું સઘળું કામ કોણ કરે ? વૃદ્ધના ગુડા ભાંગી ગયા હતા, ચાલતાં ચાલતાં બંને પગ ધ્રુજી જતા હતા, દ્દષ્ટિ પણ ઝાંખી થઈ ગઈ હતી, પરિચય આપ્યા વગર તેઓ કોઈને ઓળખી શકતા નહિ. તેઓ હવે સાવ થાકી ગયા હતા, તેમનામાં કશું કાર્ય કરવાની શક્તિ નહોતી રહી.

પુત્ર વિયોગથી પ્રજળી રહેલી મા પણ અશક્ત બની ગઈ હતી ઉત્સાહ વગરની થઈ ગઈ હતી. તે શું અગાઉની માફક ક્ષીણ થઈ રહેલા શરીરે રસોડાનું કામ કરી શકે ? તેનો દેહ આ વખતે એટલો દુર્બળ થઈ ગયો છે કે થોડું ચાલતાં પણ હૈયું કંપી ઉઠે છે.

સીતા ભારે વ્યાકુળ થઈ ગઈ છે. ગઈ સાલથી તે અહીં છે. ગયા વરસની પૂજા તેણે જોઇ છે. ગઈ સાલ જેવું જાણે આ સાલ કશું નથી. આ વરસે શું આનંદમયી આ નિરાનંદ ઘરમાં પગ નહિ મૂકે ? શું આનંદની છોળો નહિ વહાવે ?

ઘણી વાતો કહેવાના ઇરાદાથી તે આજ બિહારીલાલ પાસે આવી હતી. પણ એકે વાત કહી શકાણી નહિ. બિહારીલાલ નીરવભાવે આડે પડખે પડયા હતા અને રાત્રીના જામી રહેલા અંધકાર તરફ જોઈ રહ્યા હતા. શું તેમનું જીવન આમને આમ રહેશે ? વિદાયવેળા આવી હોવા છતાં વિદાય લઈ શકાશે નહિ ? હાય, જે મૃત્યુને ચાહતું નથી, તેને જ મૃત્યુ ચાહે છે. અને જે ચાહે છે તેને મૃત્યુ પોતાની શીતળ ગોદમાં લેતું નથી ! મૃત્યુનો આ કેવો વિચિત્ર નિયમ ! તે વૃદ્ધને રાખીને બાળકને પ્રથમ ઉપાડે, પિતાને મૂકી દઈ, યોગ્ય પુત્રને જ ઝડપી લે. પુત્રના ખોળે માથું રાખી પ્રભુનું નામ લેતાં લેતાં મરવાની ભાવના માટીમાં મળી ગઈ ! જે પુત્રના હાથનો અગ્નિ લેવો હતો, તે પુત્રને અગ્નિ ચાંપવો પડયો ! પુત્રનું શ્રાદ્ધ પિતાને કરવું પડયું, કેવો કરુણ પ્રત્યાઘાત !

માનસિક વ્યથાથી વૃધ્ધે બંને હાથ વડે છાતી દબાવી. ઓહ, આ તો એની એ પૃથ્વી છે, એના એ સૂર્ય ચંદ્ર આકાશમાં રોજ ઉગે છે ને આથમે છે. આ સૂર્ય ચંદ્રે એક દિવસ રામરાજ્યમાં બ્રાહ્મણના બાળકનું મૃત્યુ જોયું હતું...અતીતયુગ,—દૂર દૂરનો ભૂતકાળ ! તે કાળે મૃત્યુને વશ કરી શકાતું હતું...માતા પિતા જીવતાં હોય ત્યારે પુત્રને ઝડપી લેતાં મૃત્યુ ભય પામતું !

"દાદા..." અંદર આવીને દાદા સામે સ્થિર નજરે જોઈ રહેલી સીતાએ કહ્યું.

આ સાદ સાંભળીને બિહારીલાલ સરખી રીતે બેઠા થયા, મનની ગુપ્ત વ્યથા તેઓ કોઇની સામે પ્રગટ કરવા ઇચ્છતા નહોતા.

એ વ્યથા કોઈ ઓછી કરી શકવાનું નથી, પછી જણાવવાથી શો લાભ ? એ વેદના મનની ગંભીરતા પાછળ ભલે છૂપાયેલી રહે. કોઈ જાણે એ યોગ્ય નથી.

તેઓ સમજી શક્યા હતા, પોતાના ચહેરા પર મનની વ્યથા સ્પષ્ટભાવે તરી વળી છે. તેમણે મોઢાનો ભાવ સ્વભાવિક કરવાનો પરાણે પ્રયત્ન કર્યો. વાત કરતાં અવાજમાંથી મનનો ભાવ પકડાઈ જાય એ ભયથી એકબે વાર ઉધરસ ખાઇ, અવાજ સરખો કરી, ઉત્સાહનો ડોળ કરતાં તેમણે કહ્યું: "આવ બેન, આવ, તને બોલાવવાનો હું વિચાર જ કરતો હતો. મનનું ખેંચાણ જોયું ને ! મનમાં તને યાદ કરતો હતો, ત્યાં તું જ આવી પહોંચી."

બીજી કોઇ વાત હૈયે ન આવતાં તેઓ માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા.

પોતાની જાતને કેવી કૃત્રિમતા વચ્ચે રાખી હતી, કેટલી વ્યથા વચ્ચેથી તેઓ આ શબ્દો ખેંચી શક્યા હતા, તે સીતા સારી રીતે સમજી ગઇ. તે કરુણ નયને દાદા સામે જોઇ રહી. હાય, આંખમાં ધૂળ નાખવાનો કેવો મિથ્યા પ્રયત્ન! તેઓ જે દિશાએ જુએ છે, તે દિશાએ પોતાનું મન છૂપાવવાનો પ્રયત્ન ખુલ્લો પડી જાય છે; આવી જ દશા ઇશાનીની છે, તે પણ પોતાના મનને છૂપાવી શકતી નથી. વાતવાતમાં સીતાની ચતુર દ્રષ્ટિ હૃદયને જોઇ લ્યે છે. જમતાં જમતાં ઇશાની જ્યારે કોળીઓ હાથમાં રાખીને સ્થિર થઈ જતી, ત્યારે સીતા કહેતી: 'મા, જમવાનું બંધ રાખીને શું વિચારી રહ્યાં છો ?" આ

પ્રશ્નથી ઈર્ષાની ચમકતી અને મનને છૂપાવવા ઝાંખુ હાસ્ય હસી લેતી. પણ શું આ હાસ્ય હતું? એ તો હાસ્યના સ્વરૂપમાં હૈયાનું રૂદન હતું. રૂદનને હાસ્યના વસ્ત્રો પહેરાવવાથી રૂદન કદી છૂપાઈ શકતું નથી.

અને મરણના કિનારે ઉભેલા વૃદ્ધ સંભાળ પુર્વક પોતાની જાતને છૂપાવવા દૂર દૂર જ રહેતા હતા. સીતા બરાબર જોતી આવતી, અગાઉ દાદા કોલાહલ વચ્ચે જીવન વિતાવવાનો પ્રયત્ન કરતા—હવે તે એકાએક નિર્જનતાના પક્ષપાતી બની ગયા છે. નિર્જનતામાં તેઓ પોતાનું સ્વરૂપ પ્રગટ કરી શકે, સર્વદા કૃત્રિમ ભાવના આવરણની જરૂર ન રહે. પરંતુ એકાંતમાં રહેવા કરતાં લોકોની વચ્ચે રહેવું તેમના માટે સારૂં હતું. પહેલાં જ્યારે તેઓ જમિનદારીના કામકાજમાં રચ્યા પચ્યા રહેતા, ત્યારે માનસિક વ્યથાની વાતો દૂર રહેતી. આ જોઈને સીતાએ ઘણી વાર કહ્યું હતું: 'દાદા શું આખી જીંદગી જમિન-દારીના કામકાજમાં ડુબેલા રહેશો? પરભવનું કાર્ય કર્યા વગર શું આ ભવને આમને આમ પુરો કરશો?" દાદા હસીને કહેતા 'પોતાનું કામ તો દરેકે કરવું જ જોઇએ ને! પહેલાં જયોતિ આવી જાય, તેને તારી પાસે બેસાડું ત્યાર પછી તમારી સંપત્તિ તમને સોંપી દઉં, પછી હું નીરાંતે આરામ લઈશ."

આવા કર્મનિષ્ઠ દાદાની આ રીતની એકાંત પ્રિયતા જોઈ ને સીતાના પ્રાણને ભારે આઘાત થતો હતો. તેઓ હમણાં સવારથી બપોરના બાર સુધી ગૃહમંદિરમાં બેસતા સીતા અટકાવેલા કમાડમાંથી જોતી, તેઓ પૂજા નહોતા કરતા, પરંતુ ભગવાન આગળ નીરવ ભાવે મનની વેદના ઠાલવતા. હાથમાના પુલો હાથમાં જ રહી જતાં, આંખના આંસુ ચંદનની વાટકીમાં પડતાં. હાય પ્રભુ, શું એમની આવી એકાગ્ર ભાવે પૂજા સ્વીકારવા માટે જ એમને જીવતા રાખ્યા છે?

સીતાએ એક નિશ્વાસ નાખ્યો ત્યાર પછી તે બોલી: "મનનું

આકર્ષણ તો ખરું દાદા, તેથી જ હું આવી છું. હવે કહો જોઉં શું કાર્ય માટે મને મનમાં યાદ કરી રહ્યા હતા ?"

બિહારીલાલે કહ્યું: "પેલું પુસ્તક વાંચવા માટે. હવે આંખમાં એવું બળ નથી રહ્યું કે હું જાતે વાંચી શકું ! થોડા દિવસ પહેલાં મારી નજર ઘણી સારી હતી, કોઈ ગ્રંથ કે પત્ર વાંચવા માટે મારે કોઈની ખુશામત નહોતી કરવી પડતી, અને આજે ખુશામત કર્યા વગર ચાલતું નથી."

સીતાએ ક્ષુબ્ધ સ્વરે કહ્યું: "હું તો આપની સેવા માટે જ રહી છું દાદા, જ્યારે જરૂર પડે ત્યારે મને બોલાવી લેતા હો તો......"

બિહારીલાલે સીતાના મસ્તક પર હાથ ફેરવતાં કહ્યું: "એ તો હું જાણું છું મા, તું મારી સેવાદાસી છે, મારા હતા તે તો મારા મારા થયા નહિ એથી ભગવાને તને મોકલી દીધી. હવે હું વધારે વખત જીવવાનો નથી એ વાત સાચી છે બેન. આજ સુધી બધા ઘા સહી લીધા હતા, આ વખતનો ઘા છેક હૈયાના અંત સુધી પહોંચ્યો છે. આ ઘા શું સહી શકાય તેમ છે ! જેટલા દિવસ જીવું તેટલા દિવસ તારી જ સેવા સ્વીકારીશ. મનમાં કશું ન લાવતી બેન,...તારો વૃદ્ધ દાદો ભારે ખરાબ છે, પોતાનું લેણું કોઈ કાળે છોડતો નથી."

ઘણા દિવસ પછી તેઓ ખડખડાટ હસી પડયા. તેમના હાસ્યથી આખો ઓરડો જાણે હસવા માંડયો. રાખાલે દ્વારમાંથી સંદિગ્ધ ભાવે ડોકીયું કર્યું.

હાસ્ય રોકયા પછી વૃધ્ધે કહ્યું: "જોયું સીતા, આજ ઘણા દિવસો પછી મને હસતો જોઇને રાખાલ ધારી ધારીને જુએ છે. એના મનમાં થતું હશે, હું પાગલ થઇ ગયો છું. એમ થયું હોત તો ઘણું સારૂં થાત. પણ પાગલ કોણ થાય તે જાણે છે ? જેનું લોહી ગરમ હોય...એકાદ આઘાત લાગતાં જ જેનું મસ્તક વિકૃત બની

જાય...તે માણુસ જ પાગલ બને, હું કેવી રીતે થાઉં ? મારૂં લોહી ઠંડુ છે...માથું પણ ઠંડુ છે...તેથી જ ઉપરા ઉપરી આઘાત લાગવા છતાં એવોને એવો રહ્યો છું."

ખોટો રોષ બતાવતાં સીતા બોલીઃ "આપ જો આ રીતે મનમાં આવે તે બોલશો તો હું ચાલી જઈશ દાદા."

"ના ના બેન હવે નહિ બોલું. તું પુસ્તક વાંચ...રાજા ભરતનું ઉપાખ્યાન પૂરૂં કર...હું પડ્યો પડ્યો સાંભળીશ."

ગ્રંથ લઈને સીતા દીપક પાસે બેઠી.

૧૭

માયાવાદીના સામે કેવું અપૂર્વ દૃશ્ય! રાજાભરત વૃદ્ધાવસ્થામાં પુત્રના હાથમાં રાજ્યભાર સોંપીને વનમાં ગયા હતા. ત્યાં ભગવાનને મેળવવા માટે કઠોર તપસ્યા કરતા હતા. એક દિવસ વનમાંથી તેમને હરણનું બચ્ચું મળી આવ્યું.

પુત્ર, કલત્ર, રાજ્ય, સંસાર અને સંસારના બધાં આકર્ષણો જેમણે છોડી દીધાં હતાં, તેમણે પોતાનું મન એક હરણના બચ્ચામાં પરોવી દીધું. માયાનો કેટલો પ્રતાપ, તપસ્વીઓના મનને પણ ચળાવી દે,—માયાના પ્રભાવથી માણસ પોતાનું લક્ષ પણ ચૂકી જાય! જે માયાનો ત્યાગ કરીને રાજાભરત વનમાં આવ્યા હતા, તે માયા અહીં પણ તેમની પાછળ પડી હતી.

હરણબાળ તો એક વનવાસી પ્રાણી હતું, એક દિવસ પોતાની સ્વાધિનતાનો સંપુર્ણભાવે ઉપભોગ કરતું તે વનમાં ચાલ્યું ગયું. પણ રાજા ભરતના પ્રાણમાં કેટલી વ્યાકુળતા જાગૃત થઈ...હરણના વિયોગથી તેમણે રડવા માંડયું. અરેરે તે કયાં ચાલ્યું ગયું? ભરત કોઈ પાગલની માફક વનેવનમાં શોધવા માંડયા, તેમની આંખોમાંથી શ્રાવ-

ણુની ધારા વરસી રહી હતી. એમના મનમાં થતું-એ હરણ કેટલું મનોહર હતું, કેવું ગેલ કરતું હતું, ખોળામાં આવીને કેવું લાડ કરતું હતું, એના પ્રાણુમાં કેટલી મમતા હતી !

છેવટે હરણુના વિયોગમાં મૃત્યુ થયું. કથાકારે ખૂબ સુંદર ભાવે વર્ણન કર્યું હતું--મૃત્યુ કેવી રીતે ધીરે ધીરે પગલાં માંડતું આગળ વધી રહ્યું છે. મૃત્યુ સ્પષ્ટ ભાવે જણાવતું હતું...પોતે આવી રહ્યું છે. પરંતુ તપસ્વી ભરતના માનસ નેત્ર સામે તો હરણુનાબાળ સિવાય અન્ય કશું નહોતું. તેની બાહ્યદૃષ્ટિ ધીરે ધીરે લુપ્ત થઈ રહી હતી. છતાં તે ઝાંખી નજરે જોતા હતા, હરણનું બચ્ચું આવે છે કે નહિ. તે ન આવ્યું, તે આવશે પણ નહિ. જે એકવાર સ્વાધિનતાનો સ્વાદ ચાખે, તે શું ફરીવાર બંધનમાં પડવા આવે ? તે કદી પાછળ નજર કરે જ નહિ, સામી નજર રાખીને આગળ જ વધ્યે જાય.

બિહારીલાલે સ્થિર મનથી આ ઉપાખ્યાન સાંભળ્યું. આ ઉપાખ્યાન ઘણીવાર તેમણે અન્ય કથાકારો પાસેથી સાંભળ્યું હતું, ઘણી વાર પોતે વાંચ્યું હતું, પરંતુ કદી આ ઉપાખ્યાન જુનું નહોતું બન્યું. આજ સીતાના મોઢેથી આ ઉપાખ્યાન જેટલું સુંદર લાગ્યું હતું, તેટલું સુંદર અગાઉ કદી નહોતું લાગ્યું. વાંચતાં વાંચતાં સીતાનો કંઠ સ્વર ઘણો કરુણ થઈ ગયો હતો, તેનું હૃદય વલોવાઈ રહ્યું હતું.

"નારાયણ, મુક્તકર, મુક્તકર, તારા આ સેવકને, આ જન્મની વાસનાઓ અને ઇચ્છાઓ ભોગવવા ખાતર ફરીવાર આ દુઃખમય સંસારમાં જન્મ ન લેવો પડે પ્રભુ ! કેટલાય રૂપે કેટલીય વાર પરીક્ષા લીધી છે, એ બધી પરીક્ષામાં ઘણીવાર સફળ નહિ થયો હોઉં તે જાણું છું. મને દૃઢતા આપો, મને બળ આપો, મને સાહસ આપો, મને સત્યજ્ઞાન આપો. હવે જે પરીક્ષા આવે તેમાં હું ઉત્તિર્ણ થઈ શકું એવી મને પ્રેરણા આપો, વૃદ્ધનું હૈયું આ પ્રમાણે ઝંખી રહ્યું હતું.

રાજા ભરતની કથા સાંભળતાં સાંભળતાં પહેલાં તો વૃદ્ધની આંખો ભીની થઈ ગઇ હતી. સીતાએ જ્યારે વાચન પુરૂં કરી કોઇને લક્ષ્ય રાખી નમસ્કાર કર્યા અને દાદા સામે જોયું, ત્યારે તેમના ચહેરા પર અગાઉના જેવો ઉદ્વેગ નહોતો. વૃદ્ધનો ચહેરો પ્રકાશમાન બની ગયો હતો. જાણે માર્ગમાં ભૂલા પડેલા મુસાફરને પોતાનો માર્ગ મળી ગયો ન હોય !

ઝાંખી નજરે સીતા તરફ જોતાં બિહારીલાલે પુછ્યું: " કંઇ સમજી શકી બેન ? "

સીતાએ કોમળ સ્વરે કહ્યું: " મારામાં જેટલી સમજ છે, તેટલુંસમજી શકી છું દાદા. મને સમજાયું,—માયામાં લુબ્ધ રહેવાથી આવી જ સ્થિતિ થાય, માયા જ આપણને ચક્કરે ચડાવે છે. રાજા ભરતનું દૃષ્ટાંત આપીને પુરાણકાર આપણને સાવધ બનાવે છે. માણસ જ્યારે જન્મે છે દાદા, ત્યારે તે એકલો ખાલી હાથે આવે છે, પહેરવાનું વસ્ત્ર પણ લઇને આવતો નથી. સંસારમાં આવી સંસારની માયામાં મસ્ત બનીને જ તે ધનવાન અથવા સંપત્તિવાળો બની શકે છે. સંસાર એને ભૂલમાં રાખવા માટે માતાપિતા, સ્ત્રીપુત્ર, ધન-ઐશ્વર્ય સઘળું આપે છે. અને જ્યારે માયાની આંખ ફરે છે ત્યારે બધું ખુંચવી લે છે. આ માટે આપણે હૈયામાં વ્યથા ભોગવીએ છીએ, દારૂણ દુઃખથી રડીએ છીએ ! આપણે શું એવો વિચાર કોઇ દિવસ કરીએ છીએ, આપણે સહુ ખાલી હાથે આવ્યા છીએ અને ખાલી હાથે જવાના છીએ ? આ સંસારની બહાર એ બધા માબાપ, સ્ત્રી, પુત્ર, સ્વામી, ભાઇ કે બહેન રૂપે કોઇ પાસે નહોતા ઉભા,—આ બધાં મિથ્યા પ્રલોભનો બતાવીને સંસારની માયાએ આપણા જ્ઞાનને ઢાંકી રાખ્યું છે. ફરીવાર જ્યારે વિદાય લઇશું ત્યારે આ માયાના સંગી કોઇ સાથે નહિ આવે. આ જીવ મુક્ત છે, શા માટે સ્વેચ્છાએ

બંધનમાં પડે છે...શા માટે માયાના રંગનો હળવો ડાઘ હૈયે ધારીને વારંવાર આ સંસારના ખોળે જન્મે છે? ગત્ જન્મનાં કર્મફળ ભોગવવા આ જન્મે જન્મવું પડે છે...અને નવાં કર્મોથી બંધાવું પડે છે, આ જન્મના બંધનો તોડવા જતાં નવાં બંધનોથી બંધાવું પડે છે, પરિણામે આપણી મુક્તિ કદી થશે નહિ. કેટલાય જન્મો સુધી આ રીતે આવવું પડશે, આઘાત સહવા પડશે, ફરી જવું પડશે, એ બધું કોણ જાણે છે! આપણે આ ભાવ સહજ અને સરલ સત્ય જાણવા છતાં ભૂલી જઇએ છીએ, તેથી લાખો વાર આવીએ છીએ અને જઇએ છીએ, કોઇવાર પુર્ણતા પામી શકતા નથી. આ સંસારને જ સાર માનતા આવ્યા છીએ...પણ આ સંસાર ઉપર એક સ્થાન છે–જ્યાં આપણે જવું જ પડશે–એ સ્થાનનો વિચાર એક દિવસ માટે પણ આપણે હૈયામાં ધારતા નથી."

સાંભળતાં સાંભળતાં વૃદ્ધનાં નયનો પ્રોજ્વલ બની ગયાં. ઓહ, સીતા આટલું બધું સમજે છે, એવું તો કદી ધાર્યું જ નહોતું. ભારે અવાજે તેમણે કહ્યું: "બહુ દુઃખ થાય છે દિકરી, જોણે તારો..."

દાદાના કહેવાનો ભાવ અનુમાનથી પારખી લઈ સીતા મૃદુ તીરસ્કાર સહ બોલી: "ના, આપની મુક્તિ કોઇ કાળે નહિ થાય દાદા–આટલી મોટી ઉમ્મર થઈ છતાં આપ કશું કરી શક્યા નહિ. મને જેટલી નજીક મેળવી શક્યા છો, તેટલી નજીક મને પરણાવીને મેળવી શકત? દાખલા તરીકે તમારા પૌત્ર સાથે મારાં લગ્ન થયાં હોત, તો શું આ રીતે હું આપની થઈ શકત? મારા માથા પર જે કર્તવ્ય મૂક્યું હોત, તે મારે પહેલાં બજાવવું પડત. એમ થાત તો આ રીતે પુસ્તક સાંભળવું, સેવા પામવી વગેરે તમારાથી બનત જ નહિ. ભગવાન જે કરે છે તે સારા માટે જ કરે છે."

"સાચી વાત છે બેન, ભગવાન જે કરે છે તે સારા માટે જ

કરે છે. આ બધું જાણું છું–સમજું છું, છતાં કોઈ કોઈવાર મન ચંચળ થઈ જાય છે અને મનમાં દુઃખ થયા કરે છે." આટલું કહીને તેઓ વિચારમાં પડયા.

સીતાએ ધીરે ધીરે કહ્યું: " મા એ કહ્યું હતું પૂજા આવે છે. આ વખતે..."

જરા હસીને બિહારીલાલે કહ્યું: " માની જેવી ઈચ્છા હશે, તેવી જ પૂજા થશે. મા ઈચ્છામયી છે, એની ઈચ્છા પ્રમાણે બધું આવ્યા કરે છે બેન. માની ઇચ્છા એવી છે કે આ વખત ભક્તના ઘરમાં આડંબર વગર આવવું."

સીતાએ કહ્યું: " એ સારી વાત છે...પણ ખવરાવવું...દેવું..."

બિહારીલાલે કહ્યું: " જેવી માની ઈચ્છા."

ઘડીભર મૌન ભાવે બેસી રહ્યા પછી સીતા બોલી: " દાદા, હું બે પ્રશ્નો ચર્ચવા માટે આવી હતી. એક તો પૂજાની વ્યવસ્થા સંબંધી અને મેં સાંભળ્યું છે કે, પ્રજા ઉપર ભારે અત્યાચાર થઈ રહ્યો છે......"

બિહારીલાલે ઉદાસ ભાવે કહ્યું: " જેવી ઈચ્છામયીની ઈચ્છા બેન !"

એકાએક તીવ્ર સ્વરે સીતા બોલી ઉઠી: " ના દાદા, આ બધું ઇચ્છામયીની ઈચ્છા કે શ્રીધરની ઇચ્છા કહીને જતું કર્યું નહિ ચાલે. ભગવાન કંઈ એમ નથી કહેતા કે તમે ગરીબ પ્રજાજનોના બરડા પર ફટકા લગાવો...હું એ જોઈને રાજી થઈશ. ભગવાનની ઈચ્છા તો એવી છે કે જીવ જીવનું રક્ષણ કરે, પાલન કરે, શક્તિ હોય ત્યાં સુધી અન્યનો ઉપકાર કરે."

જરા હસીને બિહારીલાલે કહ્યું: " મારા પર રોષ આવ્યો મા ? મને સંભળાવવા માટે તું આ કહે છે તે હું બરાબર સમજું છું. પણ કહે જોઉં, મારામાં હવે કંઈ શક્તિ રહી છે ? એકવાર મારા સામે ધારીને જો...પછી તારે જે કહેવું હોય તે મને કહે."

સીતાએ શાંત સ્વરે કહ્યું: " તમારી સામે જોઈને જ કહું છું દાદા ! તમે કર્મવીર છો, તમારૂં જીવન કર્તવ્યહીન નથી, કર્તવ્ય વગર એક પળ પણ તમે વિતાવી શકતા નથી. મોટો આઘાત લાગવાથી આપ પછડાઈ પડયા છો, આપના મનમાં થાય છે, હવે ઉભું થવાશે નહિ. પણ એક વાર આપ ઉભા થઈ જુઓ...આપનું મનોબળ આપનામાં શક્તિ રેડશે. હું આપને દિવસ રાત ધારી ધારીને જોઉં છું, ઘણીવાર તમને કહેવાનું મનમાં થતું પણ કહી શકતી નહોતી. આપને ઉઠવું જ પડશે...જ્યાં સુધી દેહમાં જીવન છે ત્યાં સુધી તમે વિશ્રામ લઇ શકશો નહિ. હું સમજું છું, આપ ઉભા થઈને મનને અન્ય કાર્યમાં ગુંથશો એટલે આપની વ્યથા ઓછી થશે...શાંતિ મળશે મૌનભાવે પડયા રહેવાથી માણસના મનમાં અનેક અશાંતિ જાગ્રત થાય છે. કોઈ પણ એકાદ કામમાં ગુંથાઈ જવાથી ચિંતા કે વિચારો આવતા નથી. આપના મનમાં કદાચ થશે કે હું આપના પર અન્યાય અત્યાચાર ગુજારી રહી છું. પણ દાદા, એવું કશું ન માનશો, આપની સ્થિતિનો અભ્યાસ કર્યા પછી હું આપને કામમાં ગુંથાવાનું કહું છું."

" ફરીવાર સંપત્તિના કાદવમાં ધકેલવા માગે છે બેન, ભગવાનનું નામ પણ નહિ લેવાદે ?"

સીતાએ ગંભીર સ્વરે કહ્યું: " ખોટું ન સમજો દાદા, સંપત્તિને તમારી પોતાની માનીને કામ કરશો તો જરૂર કાદવમાં ખૂંચી

જશો. અત્યારે આપનું કહી શકાય એવું સંસારમાં કોઈ નથી. સંપત્તિથી આત્મજ્ઞાન ન થાય, તે હું બરાબર સમજું છું. પણ આપ આ સંપતિ પરાઈ માનીને જ કાર્ય કરજો, આપ આ સંપતિના માત્ર મેનેજર છો,–ભગવાનની ઈચ્છાથી આપને એની સંભાળ રાખવી પડે છે. તમારી પ્રજા સામે નજર કરો, હજારો જીવ તમારી સામે મીટ-માંડીને બેઠા છે. હંમેશા જે લોકો તમારા બારણા ખખડાવે છે, ઉત્તર નથી મળતો એટલે નિરાશ હૈયે ચાલ્યા જાય છે, તે લોકો સામે ધ્યાન આપવું એ શું તમારો ધર્મ નથી! આપ કાર્ય કર્યે જાઓ...કાર્યનું ફળ ભગવાનને અર્પણ કરી દો. તે દિવસે ગીતા વાંચતા હતા...ભગવાને કહ્યું છે......"

એક આળસ મરડી બિહારીલાલે કહ્યું: " સારૂં, સારૂં, હવેથી હું સઘળું કામ કરીશ, હવેથી તારે પણ મારી સાથે જ રહેવું પડશે સમજી બેન! આંખે બરાબર જોઈ શકાતું નથી, કાને બરાબર સાંભળી શકાતું નથી, કામ કરવા જતાં ઘણા દિવસના વિરામના લીધે થાક પણ લાગશે, એ વખતે તું મારી પાસે હો તો મને બળ આપી શકે. બેન, આજ તારી સિતાર હાથમાં લે અને એકાદ ગીત સંભળાવ."

" અત્યારે નહિ દાદા, અત્યારે તો તમારા પગને જરા માલીશ કરી દઉં. આજ એક જ રાતમાં તમારે સંપુર્ણ સ્વસ્થ થવાનું છે, કાલ સવારે હું પોતે તમને બહાર કાઢીશ."

" મારી સાથે તારે પણ આવવું પડશે."

" જરૂર પડશે તો આવીશ એમાં શું દાદા, આપ હમણા હમણા બાળક જેવા બની ગયા છો. કોઈ કોઈ વાર વૃદ્ધ દાદા માફક જ્ઞાનપુર્ણ ઉપદેશ આપો છો અને કોઈ કોઈ વાર બાળક જેવા બની

જાઓ છો. હું જો તમારી પાસે નહિ રહું તો તમને ધમકાવશે કોણ ? બધા આપનાથી ડરતા ચાલે છે, હું આપનાથી નથી ડરતી ખરું ને ?"

બિહારીલાલે સ્નિગ્ધ સ્વરે કહ્યું: "દિકરી, હું તો તારો પુત્ર છું. કોઈ વાર તું ધમકાવે, કોઇવાર મારે અને કોઇ વાર હેતથી ખોળામાં પણ લે. તારી પાસે હું મારી જાતને હળવી કરું એટલે બસ. અને મારા વિસામાનું સ્થાન તારા સિવાય બીજે ક્યાં હતું ?"

# ૧૮

અંતઃપુરના એકાંતવાસમાંથી આજ ઘણા દિવસે બિહારીલાલ કચેરીમાં આવ્યા. રાખાલ હુક્કો ભરીને મૂકી ગયો. કચેરીના મુનિમો માણસો કંઈક ગભરાટ અનુભવવા લાગ્યા. મેનેજરબાબુને બોલાવવા માણસ રવાના થયો.

હુક્કો પીતાં પીતાં બિહારીલાલે ગંભીર ચહેરે સામે ઉભેલા વીરેન્દ્રભોઝ તરફ જોઈને કહ્યું: "મેં સાંભળ્યું છે કે મેનેજરબાબુ નિયમ મુજબ કચેરીમાં આવતા નથી, આ વાત સાચી છે?"

વીરેન્દ્રે માથું ખજવાળતાં કહ્યું: "વાત સાચી નથી. કચેરીમાં નિયમિત આવે છે, પણ છેલ્લા કેટલાક દિવસથી તેમનું શરીર બગડયું છે એટલે..."

નયનો વક્ર કરતાં બિહારીલાલે બીજો પ્રશ્ન કર્યો: "મારા કાને વાત આવી છે...પ્રજા ઉપર ભારે અત્યાચાર થઈ રહ્યો છે...બરાબર છે ને?"

ચતુર વીરેન્દ્ર તરત બોલી ઉઠયો: "એવું તે બને! પ્રજા ઉપર અત્યાચાર કરવાની કોની મગદૂર છે? હું પ્રજાજનોને એકઠા કરૂં...આપ એમના મોઢે જ બધું સાંભળો એટલે સત્ય વાત સમજાઈ જશે."

બિહારીલાલે કહ્યું: "લોકોને બોલાવવાની જરૂર નથી."

સુશીલ આવ્યો અને નમસ્કાર કરીને ઉભો રહ્યો. તે ખરેખર પ્રમાણિક અને સારો માણસ હતો; ગામડામાં આવીને વારંવાર મેલેરીયાનો ભોગ બનતો હતો, કોઈ પણ ઉપાયે મેલેરીયા ખસતો નહિ.

બિહારીલાલે તેના ચહેરા પરથી બધું જાણી લીધું. એ સંબંધી કશું ન કહેતાં શાંત સ્વરે પુછ્યું: "પૂજા આવી ગઈ સુશીલ, એ માટે કશો પ્રબંધ કર્યો છે કે નહિ?"

સુશીલે કહ્યું: "શું કરૂં કહો, વારંવાર તાવમાં સપડાઉં છું...બે દિવસ સારા જાય છે ત્યારે......"

વચ્ચે જ બિહારીલાલે કહ્યું: "એ તો તારો ચહેરો જોઈને જ સમજાય છે. આ વખતની પૂજા ગમે તે રીતે પતાવી નાખ, ત્યાર પછી બે ત્રણ માસની રજા લઈને કોઈ યોગ્ય સ્થળે હવા બદલો કરવા જજે, શરીર સારૂં થઈ જશે. હં...પૂજા માટે શી વ્યવસ્થા કરી છે?"

સુશીલે પોતાના ટેબલના ખાનામાંથી એક યાદી કાઢીને બિહારીલાલ સામે મૂકી. ચશ્મા ચડાવીને બિહારીલાલે તે વાંચી. ત્યાર પછી સુશીલના હાથમાં પરત કરતાં કહ્યું: "આમ તો ઠીક છે. પણ ક્યાંક જરા વધારે પડતું લાગે છે. નાટક મંડળી, કીર્તન વગેરે આ વખતે કાઢી નાખવું છે. આ બધો ખોટો ખર્ચ છે, આ કરતાં દેશના કાર્યમાં પૈસા નાખવામાં આવે તો યોગ્ય ગણાય. ખોટો વ્યય કરવાની કશી જરૂર નથી."

કશું બોલ્યા વગર સુચના પ્રમાણે સુશીલબાબુએ યાદીમાંથી કેટલીક લીંટીઓ છેકી નાખી.

આ રીતે કાપ કરવાથી આશરે કેટલા રૂપિયા બચશે એની મનમાં ગણત્રી કરીને બિહારીલાલે કહ્યું: 'એક દિવસે મેં કહ્યું હતું, દેશના કાર્યમાં કંઈક આપીશ, આ વાત તને યાદ છે?"

સુશીલબાબુએ કહ્યું: "હા......ત્રણેક માસ પહેલાં......પંદર હજાર રૂપિયા......"

"હા, એ રૂપિયા અપાઈ ગયા છે તે હું જાણું છું. બીજા પાંચ હજાર રૂપિયા આ વખતે આપવા છે. દુઃખી માણસોના કલ્યાણ અર્થે આ પૈસા આપવાના છે તે ભૂલી ન જતો."

સુશીલે હિસાબના ચોપડા લાવીને બિહારીલાલ સામે મુકયા; બિહારીલાલે વિસ્મયથી કહ્યું: "આ બધું શું છે?"

"બધો હિસાબ......" સુશીલ વાકય પુરૂં કરે તે પહેલાં જ વૃધ્ધે કહ્યું: "અત્યારે આ બધું તપાસવા હું નથી આવ્યો. પહેલાં પૂજાનું કાર્ય પતી જવા દે, ત્યાર પછી હિસાબ તપાસી જઈશ."

સંકુચિત ભાવે સુશીલે બધા ચોપડા લઈ લીધા.

હુક્કો પીતાં પીતાં બિહારીલાલે કહ્યું: "તારી સાથે મારે એક વાત ચર્ચવી છે. સાંજના તને ઠીક હોય તો એક વાર આવી જજે. એટલે વાત પતી જાય. ઘણા દિવસથી મનમાં એક વાત ઘોળાયા કરે છે, પણ યોગ્ય સમયના અભાવે કહી શકયો નથી."

લગભગ અગીઆર વાગ્યા સુધી કચેરીમાં રહી, પૂજા સંબંધી જરૂરી સૂચનાઓ આપી બિહારીલાલ ઉઠયા. રાખાલ તેમની પાછળ ગયો. સ્નાનાદિથી નિવૃત થઈ શ્રીધરની પૂજા કરી તેઓ જમવા બેઠા. ઈશાની થોડે દૂર બેઠી, સીતા બાજુમાં બેસીને પંખો નાખવા માંડી.

મૃદુ કંઠે ઈશાનીએ કહ્યું: "પ્રતિષ્ઠા થઈ ગઈ છે બાપુ, પૂજાના કેટલાક દિવસોમાં લોકોને જમાડવાની વ્યવસ્થા કેવી રીતે કરવી છે?"

પુત્રવધૂના પીળા પડી ગયેલા ચહેરા સામે જોઈને વૃધ્ધે કહ્યું: "તારાથી દેવીનો ભોગ નહિ રાંધી શકાય મા ?"

સીતાએ કહ્યું: 'માને લગભગ રોજ જ્વર આવે છે દાદા, કાલ રાતે જ્વરનો વેગ ઘણો હતો, અત્યારે પણ સામાન્ય વેગ છે. મા દેવીનો ભોગ નહિ રાંધી શકે. હું રાંધું તો ચાલશે ?"

પરિહાસ ભર્યા સ્વરે બિહારીલાલે કહ્યું: "તું રાંધી શકીશ ?"

"જરૂર રાંધી શકીશ દાદા, વચ્ચે વચ્ચે રસોયણ માંદી પડે છે ત્યારે હું જ બધાની રસોઈ તૈયાર કરું છું."

બિહારીલાલે સીતાના તેજોમય વદન સામે જોઇ ગંભીર ભાવે કહ્યું: "તારાથી નહિ બને બેન."

સીતાનો ચહેરો પડી ગયો. તે બોલી: "શા માટે નહિ બને દાદા ?"

બિહારીલાલે કહ્યું: "અમારો નિયમ છે સ્વગોત્રા વગર અન્ય કોઇ સ્ત્રી દેવીનો ભોગ રાંધી શકે નહિ જો અમારા વંશમાં કોઇની સાથે તારાં લગ્ન થયાં હોત, તો તને આ અધિકાર જરૂર મળત. બધા અધિકાર તને મળી શકે છે, માત્ર આ એક જ અધિકાર તને નથી મળી શકતો. સ્વગોત્રા વગર આ અધિકાર કોઈને આપી શકાતો નથી."

આઘાતથી સીતાનો ચહેરો વળતી પળે ઝાંખો પડી ગયો. તે આ વૃદ્ધને કેવી રીતે સમજાવે–માત્ર બે ચાર મંત્રો બોલવાથી જ જ લગ્ન થઈ જાય છે, એવું નથી એનાં લગ્ન તો થઇ ગયાં છે. ભલે જ્યોતિર્મય તેને પત્ની તરીકે ન સ્વીકારે, અન્ય કોઇને જીવનની સહચારિણી તરીકે ગ્રહણ કરે, છતાં તે તો તેની જ સ્ત્રી છે. તે વાગ્દત્તા છે...જ્યોતિર્મય તેનો સ્વામી છે. લોકો આ સત્ય ભલે ન

માને, કારણ કે લોકો બાહ્ય ક્રિયાને જ માને છે......પણ ભોગનો સ્વીકાર કરનારી દેવી તો સઘળું જાણે છે.

ઘડીક નીરવ રહીને તે બોલી: "દાદા આપ જ કહેતા હતા, ભક્ત જે કંઈ આપે તે ભગવાન સ્વીકારે છે; એક માત્ર સ્વગોત્રા ન હોવાના અપરાધે શું મા મારા હાથનો ભોગ નહિ સ્વીકારે? મા કંઈ આપના એકલાનાં નથી દાદા, એ જેમ આપના મા છે, તેમ તેમ મારાં પણ છે. આપને સેવાનો અધિકાર હોય, તો મને શા માટે નહિ?"

બિહારીલાલ જરા હસીને બોલ્યા: "તું બરાબર કહે છે સીતા, પરંતુ આમાં મારું કશું ચાલે તેમ નથી. હું સમાજમાં રહું છું એટલે મારે સમાજના સઘળા નિયમો માન્ય રાખવા જોઈએ. માની પૂજા હિન્દુ સમાજમાં ચિરંતન નિયમ પ્રમાણે ચાલી આવે છે, એ નિયમનું પરિવર્તન કરીને નવી પ્રથા પાડવાની યોગ્યતા મારામાં નથી. મા તો સહુની જનની છે. માની નજરે હું, તું કે કોઈ અછૂત વચ્ચે કશો ભેદ નથી. સહુ સરખા છે. પરંતુ સમાજ વચ્ચે રહેવું હોય ત્યાં સુધી સમાજના નિયમો સ્વીકારવા જ જોઈએ; નહિ તો સમાજ અવ્યવસ્થિત બની જાય અને એકતા રહે નહિ."

સીતાએ કહ્યું: "આપ કહેશો કે પ્રાચીન કાળમાં જે લોકોના હાથે સમાજ–ધર્મનું સ્થાપન થયું છે, તે લોકો જ આ બધા નિયમો ઘડી ગયા છે. સંભવ છે, એમાનાં કોઈએ આવું વિધાન કર્યું હોય. પણ તે કાળે જે દૃષ્ટિ અને વ્યવસ્થા હતી, તે અત્યારે નથી રહી એમ જરૂર કહી શકાય. આપણે દિવસે દિવસે નવા નિયમો ઉભા કરી કરીને ધર્મને વધારે ઉન્નત અને મહિમાવંત બનાવવા મથીએ છીએ; પરંતુ એથી વધારે અવનતિ થાય છે તે આપણે જોઈ શકતા નથી. એક વાત કહું છું તે સાંભળો દાદા, આ કોઈ કલ્પિત ઘટના નથી

પણ નજરો નજર જોયેલી છે. એકવાર હું મારા બાપુ સાથે દેશમાં આવી હતી. ગામમાં એક રાધાકૃષ્ણનું મંદિર હતું. એક દિવસ કંઈક ધમાલ થવાથી હું પણ મારા બાપુ સાથે મંદિરમા ગઈ, જોયું તો ઘણા માણુસો એકઠા થઈ એક માણુસને મારી રહ્યા હતા. હું જાણી શકી, તે માણુસે થોડા દિવસ પહેલાં એક સ્વપ્ન જોયું હતું. સ્વપ્નમાં તેણે પોતાના હાથે રાધાકૃષ્ણની પૂજા કરી હતી. આ સ્વપ્ન જોયા પછી તે માણુસ પોતાના હાથે ઠાકોરજીની પૂજા કરવા ખાતર લગભગ પાગલ જેવો બની ગયો હતો. તે જાતનો ચમાર હોવાથી પૂજા કરવાનુ તો દૂર રહ્યું, મંદિરમાં પ્રવેશ કરવાનો પણ તેને અધિકાર નહોતો. તેણે ઘણા માણુસો પાસે મંદિરમાં જઈ પૂજા કરવાની માગણી કરી......પ્રાર્થના કરી......પણ લોકોએ એને પાગલ કહી તરછોડયો.

તે દિવસે મંદિરમાં એકાંત હોવાથી તે ચમાર છાનોમાનો અંદર ગયો અને ભગવાનની પૂજા કરવા લાગ્યો. આ ગુન્હા બદલ તેને કેટલું સહવું પડયું તે જોઈને મને ભારે આશ્ચર્ય થયું. લોકો એના પર અમાનુષી માર મારતા હતા, છતાં તે ચમારના ચહેરા પર જરાયે વેદના નહોતી, તૃપ્તિના આનંદથી તેનો ચહેરો પ્રફુલ્લ હતો; કારણુ કે ઘણા સમયની તેની આશા પુરી થઈ ગઈ હતી...તે ભગવાનના ચરણુ પર ભાવનાનાં ફૂલો મૂકી શકયો હતો. દાદા, આવી ભક્તિ, આવો પ્રેમ અને આવી ભાવના રાખવા છતાં તે ચમારને મંદિરમાં જવાનો કે પૂજા કરવાનો કશો અધિકાર નહોતો; અને જે બ્રાહ્મણો કેવળ ધંધો લઈને બેઠા છે, ભક્તિ, શ્રદ્ધા, કે એવું કશું જેના પ્રાણુમાં છે નહિ, તેઓ જ મંદિરમાં જવાનો અને પૂજા કરવાનો પરવાનો ભોગવે છે! શું આ યોગ્ય છે? મારૂં મન તો એમ જ કહે છે દાદા, એવા માણુસોની પૂજા ભગવાન કદી સ્વીકારતા નથી...અને આ મહાપાપના કારણે જ ભગવાન આ લોકમાંથી જાણે ચાલ્યા ગયા છે, આપણે તો કેવળ પ્રાણુહીન પુતળાની જ પૂજા કરીએ છીએ. માના મંગળદિવસો આવે છે...

આંગળીઓના ઘેર મા પધારે છે, એનું સ્વાગત કોણ કરશે ! એની પ્રતિષ્ઠા કોણ કરશે. શ્રદ્ધા અને ભક્તિ વગરના માત્ર સુતરના ત્રણ ત્રાગડા પહેરેલા બ્રાહ્મણો જ ને ? આથી જ આજે માનો કોમળ હાથ આપણા મસ્તક પરથી ઉઠી ગયો છે...શક્તિની પ્રેરણા આ કારણે જ ચાલી ગઇ છે, અને મંદિર દેવત વગરનું બની ગયું છે. આપણી પ્રાર્થનાઓ કેવળ મંદિરના પત્થરો જ સાંભળે છે...દેવતાનો પ્રાણ સાંભળતો નથી...કારણ કે આટલા અત્યાચારો અને અનાચારો વચ્ચે દેવતા કોઈ દિવસ રહી શકે જ નહિ. તે દિવસે ભગવાને ચમારના અંતઃકરણની પૂજા જરૂર સ્વીકારી હશે...એટલું જ નહિ પણ ભગવાન તે દિવસે જરૂર પ્રસન્ન થયા હશે. તમે જ કહો દાદા, જેના હૈયામાં આટલી ભક્તિ હોય. તેને શું પૂજા કરવાનો અધિકાર ન હોય ?"

બિહારીલાલ વિસ્મિત નેત્રે સીતાના વદન સામે જોઇ રહ્યા. જ્ઞાનના પ્રકાશ વડે જાણે સીતાનો ચહેરો ઝળહળી રહ્યો હતો. આવો પ્રકાશ તેમણે કોઈ દિવસ સીતાના ચહેરા પર જોયો નહોતો.

શાંત સ્વરે દાદાએ કહ્યું: "તારા પ્રશ્નનો ઉત્તર હું નહિ આપી શકું બેન,—હું શીરોમણી મહાશયને બોલાવું છું, તે જ ઉત્તર આપશે." શુષ્ક હાસ્ય સહ સીતા બોલી: "ના દાદા, એમની કશી જરૂર નથી, આપનો આદેશ હું મસ્તકે ચડાવું છું. ખરેખર હું તમારી સ્વગોત્રા નથી, મા મારા હાથનો પ્રસાદ નહિ સ્વીકારે, કદાચ સ્વીકારે તો પણ મારાથી આપી શકાય નહિ."

ઇશાનીએ કહ્યું: "હું જ બધું રાંધી દઇશ, બાપુ, સીતા મને સહાય કરસે. એ સિવાય બીજા એક બે માણસોને મદદમાં લઇશ, એ માટે તમે કશી ચિંતા કરશો નહિ. બહારની રસોઇની વ્યવસ્થા કરી લેશો એટલે બધું બરાબર થઇ જશે."

બિહારીલાલે ભોજન પછી હાથ મોં ધોતાં ધોતાં કહ્યું: "એ બધી વ્યવસ્થા થઇ ગઇ છે મા ઘણા સમયથી આ કામ નથી કરતો

એટલે એમ ન માનીશ કે હું ભૂલી ગયો હોઇશ. આની પૂજા તો એક નિમિત્ત છે, ખરૂં કામ તો દરિદ્રનારાયણની સેવા કરવાનું છે. બહારના કામની જવાબદારી મારા માથે છે...તું નિશ્ચિંત રહેજે. પણ તારી આ નરમ તબીયત જોઇને મને ચિંતા થાય છે, એકવાર કોઇ સારા વૈદ્ય–ડાક્તરને શરીર બતાવવું જોઇએ."

સીતાએ કહ્યું:–" સુશીલભાઇ પાસે હોમિયોપેથી દવાઓ છે. મેં સમાચાર મોકલ્યા હતા, તેમણે દવા મોકલાવી છે."

માથું હલાવીને બિહારીલાલે કહ્યું: " તપાસ્યા વગર દવા આપવી તે બરાબર નથી. હું સુશીલને કહીશ, સાંજના વખતે આવીને તપાસી જશે."

તેઓ ઉભા થયા.

૧૯

શાંતિથી પૂજા પતી ગઇ.

પૂજાના દિવસોમાં ઇશાનીને થોડો થોડો જ્વર રહ્યા કરતો, પણ તેણે કશી દરકાર રાખી નહોતી. તેની સામે કર્તવ્ય જાગૃત થયું હતું, તેણે પોતાની નબળાઈ સામે જોયું જ નહિ.

તેના કાર્યમાં સીતા જરા યે સહાય કરી શકી નહિ; દૂર ઉભી રહીને તે માત્ર જોયા કરતી હતી. ઉત્સવમાં બીજાં સગાઓ આવ્યાં હતાં. તેઓના હાથે જે કાર્ય થતું, તે કાર્ય પણ સીતાને ફાળે આવી શક્યું નહોતું.

સીતાનો કરમાયેલો ચહેરો જોઇને ઈશાનીને ખૂબ જ દુઃખ થતું હતું. હાય અભાગિની, તું જ આ ઘરની વહુ થવા આવી હતી, તારા જ હાથે માતાનો પ્રસાદ મૂકાવાનો હતો......પણ કશું ન બન્યું, શું ધાર્યું હતું અને શું થઇ ગયું !

ઇશાનીએ મોટી આશા બાંધી હતી, આ વર્ષમાં પુત્ર, પુત્રવધૂ સાથે માના ચરણમાં નમશે. પરંતુ તેની આ આશા સાવ ઉલટ પાલટ થઇ ગઈ. આજે પુત્ર હોવા છતાં નથી, તે ધર્મત્યાગી બની ગયો છે..... અન્યનો થઈ ગયો છે. જેને વહુ માનીને લાવ્યા હતા, તે

કુમારિકા રૂપે જ બાજુમાં ઉભી છે. જ્યોતિર્મય જીવતો હોવા છતાં મા સામે આજ મૃત બની ગયો છે. તેણે પોતાના શ્વસુર સમક્ષ પ્રતિજ્ઞા કરી છે, આ ઘરમાં કોઇ પણ ઉપાયે પુત્રને પગ મૂકવા નહિ દે.

કદાચ તે આવે તો......

માનું હૃદય નાચી ઉઠે.....ના......એ હવે પાછો આવે જ નહિ. જો પાછા આવવાની એને ઇચ્છા હોત તો આ રીતે ધર્માંતર શા માટે કરે? તે જાણે છે, કોઇ પણ દિવસે કદાચ સમાજ તેનો અપરાધ ભૂલી શકે છે અને તેને ખોળામાં લઇ શકે છે. પરંતુ દાદા કદી લઇ શકશે નહિ. દાદા અતિ કઠોર વિચારક છે. ભલે તે એમનો એકનો એક વંશધર રહ્યો, પણ દાદા કોઇ પ્રકારની ત્રુટી સહી શકે તેમ નથી. આ સમાજમાં તે સ્થાન મેળવી શકે, પણ આ ઘરમાં સ્થાન મેળવી શકે તેમ નથી.....આ ઘરના બારણાં હંમેશ માટે દેવાઇ ગયાં છે.

પૂજાનો ઉત્સવ પુરો થયો અને ઇશાનીએ શય્યાનો આશરો લીધો.

સુશીલે ચિકિત્સાનો ભાર લીધો હતો. તે નિયમિત જમિનદારના અંતઃપુરમાં જતો આવતો, ઇશાનીને તે મા કહેતો, સીતા સગપણના હિસાબે તેની બહેન થતી. સીતા પ્રત્યે સુશીલને ઘણી મમતા હતી. સીતાના બાપે જ દરિદ્ર સુશીલને ભણાવ્યો ગણાવ્યો હતો, પોતાની ભાણેજ સાથે પરણાવ્યો હતો, તે વખતે સીતા બાળક હતી. ત્યાર પછી સીતાના પિતાની લાગવગથી જ સુશીલ બિહારીલાલની જમિનદારીનો મેનેજર થઇ શક્યો હતો.

કાર્તિક માસ પુરો થવા આવ્યો, ઠંડીનો આભાસ ચારે

હિસાઓમાં ઘેરાવા માંડયો.

ઈશાનીને એક બે દિવસ તાવ ન આવે, અને વળી દશબાર દિવસ સતત તાવ આવી જાય. સીતા પાસે રહીને તેમની સેવા કરવા લાગી. સીતાની અપૂર્વ સેવા જોઈને ઈશાનીએ કહ્યું: “ દિકરી, મને પથારીમાંથી બેઠી કરવાનો પ્રયત્ન હવે મિથ્યા છે...આ મારી અંતિમ શય્યા છે...હવે તો તારે શ્રીધર પાસે પ્રાર્થના કરવી જોઈએ કે મને તરત બોલાવી લ્યો.”

સીતાએ દબાયેલા સ્વરે કહ્યું: “ મા, આવું ન બોલશો...મને દુઃખ થાય છે.”

આજ ઈશાનીને વધારે પડતો જ્વર આવ્યો હતો. તે શય્યામાં ટૂંટીયું વાળીને પડી હતી. જ્વરનું દુઃખ ઘણું હોવા છતાં તે શાંત ભાવે પડી હતી. જ્વરના વેગમાં વધારે ન બોલવું એવું ઈશાનીએ નક્કી કર્યું હતું.

પૂજાની સામગ્રી વ્યવસ્થિત કરીને સીતા આવી ગઈ; ઈશાનીના કપાળ પર હાથ મૂકતાં તેણે જોયું, આજનો જ્વર હંમેશ કરતાં ઉગ્ર છે. સવારે સાવ ઓછો તાવ હતો. સુશીલે તપાસીને કહ્યું હતું, આજ તાવ ઉતરી જશે. છેલ્લા નવ દિવસથી તાવ કંઈક મોળો પડી ગયો હતો, તે પરથી સહુને વિશ્વાસ બેઠો હતો, હવે વળતાં પાણી લાગે છે; પરંતુ અત્યારનો જ્વર જોઈને વિશ્વાસની બધી લાગણીઓ ચીમળાઈ ગઈ.

સીતાના હાથનો સ્પર્શ થતાં ઈશાનીએ ચમકીને કહ્યું: “ કોણ સીતા ? ”

“ હા મા, હું છું. આજ તો હંમેશ કરતાં વધુ જ્વર લાગે છે...શરીર તો જાણે સળગી રહ્યું છે ! ”

"ભલે સળગતું સીતા, અંતરમાં દબાયેલી આગ હવે બહાર નીકળવા મથે છે, ભલે બહાર નીકળતી. આટલી આગ મેં મનમાં સાચવી રાખી હતી, તે આજ ખુલ્લી થઇ ગઈ; હૈયું તો જાણે બળીને રાખ થઈ ગયું છે...હવે બધી જ્વાળા દેહને સળગાવી રહી છે...દેહની રાખ થયા વગર એ આગ શાંત નહિ થાય. મા, તારો શીતળ હાથ મારી છાતી પર મૂક...હૈયું તો શેકાઈ રહ્યું છે."

ઇશાનીએ સીતા સામે જોયું. ઈશાનીનો ચહેરો ઝાંખો પડી ગયો હતો, તેના બંને નયનો વાટે આંસુ ઉભરાઈ રહ્યાં હતાં. સીતાએ તેની છાતી પર હાથ ફેરવવા માંડયો. ઇશાની સ્થિર નજરે તેના સામે જોઇ રહી હતી.

સીતાએ ઇશાની સામે જોઇને કહ્યું: "મા રડો છો?" કહી તેણે છેડા વતી આંસુ લૂછવા માંડયાં.

એક નિસાસો નાખીને ઇશાનીએ કહ્યું: "ઘણી વેદના સાથે આંસુ નીકળી રહ્યાં છે મા...હું કોઈપણ ઉપાયે આંસુને રોકી શકતી નથી."

સીતાએ સાંત્વના ભર્યા સ્વરે કહ્યું: "જુઓ, આ તમારી મોટી ભૂલ છે મા,—તમે કોઈપણ ઉપાયે મનને સાંત્વન આપી શકતાં નથી. તમે માણસ છો, તમારામાં જ્ઞાન છે, બુદ્ધિ છે, શામાટે સામાન્ય મનોવૃત્તિને વશ થઈ જાઓ છો? મન ઉપર સંયમ રાખો... જુઓ દાદાએ કેવી રીતે પોતાની જાતને સંભાળી લીધી છે. ખરી રીતે જોઈએ તો તમારા કરતાં દાદાને ઓછું દુઃખ નથી મા."

ઇશાની ધ્રુજતા હાથે આંસુ લૂછવા ગઈ, સીતાએ લૂછી નાખ્યાં. વેદના ભર્યા સ્વરે ઇશાનીએ કહ્યું: "તું ખોટું સમજે છે મા, મારા ખાતર મારી વ્યથાનો વિચાર કરીને હું રડું છું, એવું ન માનીશ.

મને તો એ પણ સાંત્વના છે...હું બધું પામી શકી હતી પણ ભાગ્યના દોષે સઘળું ગુમાવી બેઠી. મારા આંસુ કેવળ તને જોઇને ઉભરાય છે દિકરી, મનમાં થાય છે, તારું સુકુમાર જીવન સાવ વ્યર્થ બની ગયું. સંસાર જીવનની સઘળી આશાઓ, સઘળો આનંદ :અને સઘળો ઉત્સાહ જાણે તારા જીવનમાંથી સાવ ભૂંસાઈ ગયો. તારૂં અગાઉનું હાસ્ય ચાલ્યું ગયું છે, તારા પ્રાણનો આનંદ ઉડી ગયો છે... મારું પરિવર્તન તું જોઇ શકી છે...શું તારૂં પરિવર્તન હું નથી જોઈ શકતી સીતા ? હું પુરુષ નથી, હું તારા વૃદ્ધ દાદા જેવી પણ નથી કે અતિકષ્ટ સહિત હાસ્ય લાવીને હૈયાનો ભાવ છૂપાવી શકું. દિકરી હું એક સ્ત્રી છું, સ્ત્રીની કથા, સ્ત્રીની વ્યથા, સ્ત્રીનું હૃદય જ સમજી શકે... અન્ય કોઈ સમજી શકે નહિ."

અચાનક આઘાત થતાં જેવો ચહેરો થઇ જાય, તેવો સીતાનો ચહેરો ઝંખવાણો પડી ગયો. પરંતુ બીજી પળે મનને સંભાળી લઇ તે આછું હસી અને બોલી: " આપ પાગલ બની ગયાં છો મા—મારૂં, શું હતું,–શું ગયું છે? સંસારમાં સંસારી રૂપે રહેવાની ઇચ્છા મેં કોઇ દિવસ કરી નથી, કોઇક દિવસ કરીશ પણ નહિ. આ તો સંસાર છે મા... લોકો આ સંસાર ને પરમ સુખમય માને છે. પણ હું અનુભવી શકી છું, સંસાર ભયાનક દુઃખોથી બનેલો છે. જ્યાં સદાય આઘાત પ્રત્યાઘાત આવ્યા કરે અને હૈયુ દબાઈ જાય, જ્યાં દિવસ રાત આંસું અને નિસાસા નાખવા પડે, ત્યાં રહેવા કરતાં સંસારની માયા દૂર કરવી એજ વધારે સારૂં છે મા. વિષફળ દેખવામાં ઘણું આકર્ષક અને સુંદર હોય છે, શોભા તરીકે રાખી શકાય. , પરંતુ વ્યવહારમાં લઈએ એટલે તરત જ અંદર રહેલા ઝેરનું પારખુ થઇ જાય. આ સંસારના અસારત્વનો પરિચય મેળવ્યા પછી જે લોકો વાસ્તવિક જ્ઞાની છે, તે લોકો કદી પણ સંસારને વળગવા ઇચ્છતા નથી...માત્ર દૂર ઉભા રહીને જોયા કરે છે."

પોતાનો પ્રશ્ન આ રીતે વાત કરીને સીતાએ ઉડાડી દીધો છે, તે ઈશાની તરત સમજી ગઈ. ઘડીભર મૌન રહીને તે બોલીઃ "મારી એવી આશા હતી કે..."

કઈ આશા હતી તે સમજી જઈને સીતાએ વચ્ચેજ કહ્યુંઃ "વધારે ન બોલો મા. તાવનું જોર છે વધારે ન બોલવું જોઈએ હું સુશીલભાઈને બોલાવવા માણસ મોકલું છું...તેઓ આવીને જો માથું ધોવાની રજા આપે તો હું તમારું માથું ધોઈ દઉં."

તરત તેણે એક દાસી મારફત બહારની બેઠકમાં દાદા આગળ સમાચાર મોકલ્યા. કચેરીનું કાર્ય બંધ રખાવીને દાદાએ તરત સુશીલને અંદર મોકલ્યો. સુશીલે ઇશાનીનો તાવ માપીને નીરાશ સ્વરે કહ્યુંઃ "મારી દવા કશું કામ નહિ કરે સીતા. આટલા દિવસ એલોપથીની કે દેશી દવા લીધી હોત તો માને સારું થઈ ગયું હોત. મેં પહેલાંજ માને કહ્યું હતું, નૃપેનબાબુને બોલાવી તબીયત દેખાડો. એ સારા ડાક્તર છે અને હાથમાં યશરેખા છે...એને બતાવ્યું હોત તો આજ જ્વર રહેત નહિ દાદાએ કહ્યું હતું, પણ મા સમ્મતિ નહોતાં આપતાં. ગમે તે હો, અત્યારે સારી રીતે માથું ધોઈ નાખ. અત્યાર પુરતી દવા હું લઈ આવું છું. પછી સાંજના નૃપેનબાબુને લઈને હું આવીશ...મા ના પાડશે તો પણ ડાક્તરની દવા લેવી પડશે."

સીતાએ કહ્યુંઃ "બરાબર છે; દરદ દિવસે દિવસે વધતું જાય છે, યોગ્ય ઉપચાર થવો જ જોઈએ ભાઈ, તમે ઘડીક બેસો હું માનું માથું ધોઈ દઉં, ત્યાર પછી તમે દવા લઈ આવજો."

સીતાએ ઈશાનીનું માથું ધોઈ નાખ્યું. સુશીલ દવા લઈ આવ્યો. દવા ખાધા પછી થોડીવારે ઈશાની સૂઈ ગઈ. એક દૂરના કુટુંબી અને એક દાસીને ત્યાં બેસાડી સીતા બહાર આવી.

બિહારીલાલ જમવા બેઠા હતા. આજ સીતા કે ઈલાની કોઈ પાસે નહોતું. વૃદ્ધને ભોજન ભાવતું નહોતું. રસોઈયણ શાક સારું ન થવાના કારણે ઠપકો સાંભળી રહી હતી. સીતાએ ભોજનગૃહમાં દાખલ થતાં થતાં જરા હસીને કહ્યું: "કેમ દાદા, રસાવાળું શાક કરવાનું તો તમે ગઈ કાલે જ કહ્યું હતું! ફઈ, તમે જાઓ, જરૂર પડશે તો હું તમને બોલાવીશ; દાદાને હું જમાડું છું."

રસોયણને જાણે માંડ છૂટકારો મળ્યો.

સીતાએ બિહારીલાલની સામે બેસતાં કહ્યું: "આજ તો તમે કશું ખાધું નથી લાગતું...બધું થાળીમાં પડયું છે!"

વૃધ્ધે અભિમાન ભર્યા સ્વરે કહ્યું: "કેવી રીતે ખાઉં? મારી પાસે કોઈ બેઠું ન હોય, ત્યાં સુધી મને જમવાનું ભાવતું જ નથી. આ આદત બાલ્યકાળની પડી ગઈ છે...કોઈ દિવસ આ નિયમનો ભંગ થયો નથી. પહેલાં મારી મા બેસતાં, પછી મારાં ફઈ બેસતાં, પછી તારા દાદી બેસતાં અને છેલ્લે વહુમા અને તું બેસતાં...ધીરે ધીરે તેં જ માનું સ્થાન લઈ લીધું હતું. આજ કેવી રીતે કોળીયો ગળે ઉતરે કહે જોઉં...ખાવા જતાં જાણે ડચુરો વળે છે."

સીતાએ હાસ્ય દબાવીને કહ્યું: "તેથી જ તમારૂં મનગમતું શાક છાંડયું લાગે છે! આ કશું છંડાશે નહિ દાદા, બધું ખાઈજવું પડશે. મને જરા વાર લાગી તે સાચું...પણ આજે માને સખત તાવ આવ્યો છે. એમનું માથું ધોઈ, એમને દવા ખવરાવી...સુવાડયા પછી તરત જ અહીં આવી છું. મને ખબર છે કે આપ એકલા હશો તો ભૂખ્યા જ રહેશો."

બિહારીલાલે કંઈક ચમકીને કહ્યું: "તાવ આવ્યો છે? ઘણો છે?"

"હા, આવો તાવ આટલા દિવસમાં કદી આવ્યો નથી. સુશી-

બલાઇએ તપાસીને કહ્યું નૃપેનબાબુને બતાવ્યા વગર ચાલે તેમ નથી. હોમિયોપેથી દવા કશું કામ કરતી નથી."

"હા...હા...જતાં પહેલાં સુશીલે મને કહ્યું હતું. મેં જણાવ્યું હતું, વહુમાની ઇચ્છા હોય તો નૃપેનબાબુને બોલાવીએ વહુમા શું પરદેશી દવા પીશે?"

સીતાએ કહ્યું: "એ સિવાય અન્ય કોઇ ઉપાય નથી. આપ ઔષધની વ્યવસ્થા કરી આપો...પછી હું જ એમને દવા ખવરાવીશ. બધા કંઇ આપના જેવા નથી હોતા દાદા..."

હસીને વૃધ્ધે કહ્યું: "તું સાચું કહે છે બેન, મેં પોતે કોઇ દિવસ વિલાયતી દવા પીધી નથી. કદાચ કોઇવાર જરૂર પડે તો દેશી વૈદ્યની જ દવા લઉં છું. મને વિલાયતી દવા પ્રત્યે શ્રદ્ધા નથી એટલે સહુને શ્રદ્ધા ન હોય એમ હું નથી માનતો. જો તું માને દવા પાઇ શકે? તો નૃપેનને બોલાવી વ્યવસ્થા કરી દઇશ. હવે તું જા સીતા, મેં જમી લીધું છે. માની પાસે તું નહિ હો તો તેને ભારે દુઃખ થશે."

સીતાએ કહ્યું: "મા સૂઇ ગયા છે, ફઇબા પાસે છે અને દાસી પવન નાખે છે."

બિહારીલાલે કહ્યું: "બેન, એ લોકો કંઈ તારા જેવી સેવા કરી શકે. કમળા ત્યા છે એથી શું થયું...એ તો કોઈને અડવાની પણ નહિ. તું જા બેન, મારી ચિંતા ન કરીશ."

"દાદા, આમ જમવામાં ઉતાવળ ન કરો. આ રીતે ઉતાવળ કરશો તો અજીર્ણ થઇ જશે અને બે ચાર કલાક હેરાન થવું પડશે. આપ હંમેશ મુજબ ધીરે ધીરે જમો. તમે જમી લેશો ત્યાર પછી તમને બિછાનામાં સુવાડીને હું જઇશ."

બિહારીલાલ વધુ કંઈ ન બોલી શક્યા. તે જાણતા હતા, સીતા

ધાર્યું કર્યા વગર નહિ રહે. સંસારના પ્રત્યેક કાર્ય તે પોતાની રીતે જ કરે છે એમાં કોઇ કોઇનું ચાલતું નથી.

દૂધને ભાત ખાતાં ખાતાં તેમણે કહ્યું: "વહુમાનો એક કાગળ આવ્યો છે, રાખાલે ક્યાં મૂક્યો છે તે જરા પૂછી જોજે બેન."

રાખાલ બારણા પાસે ઉભો હતો, તેણે સીતાના હાથમાં પત્ર મૂક્યો,

બિહારીલાલે કહ્યું; "નાની વહુમાનો કાગળ લાગે છે. તું વાંચતો બેન...શું લખે છે?"

આ પત્ર જયંતીનો હતો...તેમાં તેણે અહીં આવવાનો વિચાર જણાવ્યો હતો.

પત્ર સાંભળતાં સાંભળતાં બિહારીલાલનો ચહેરો ગંભીર થઇ ગયો. પત્ર માટે બંને આંખો ચમકીને શાંત પડી ગઇ. તેઓ નીરવ ભાવે દૂધ ભાત ખાવા લાગ્યા.

સીતાનું હૃદય આનંદથી ભરપુર બની ગયું હતું, પરંતુ બિહારીલાલના ગંભીર ચહેરા સામે જોઇને તે પોતાનો આનંદ વ્યક્ત કરી શકી નહિ

બિહારીલાલ કશું ન બોલ્યા. ભોજન પુર્ણ કરી તેઓ બિછાના પર ગયા. રાખાલ હુક્કો ભરીને મૂકી ગયો.

"દાદા......"

બિહારીલાલ સીતાનો મનોભાવ સમજી ગયા. હુક્કો પીતાં પીતાં તેઓ બોલ્યા, "સીતા મને હવે આ જંજાળ નથી ગમતી. એ લોકો અહીં આવે એમાં હું રાજી નથી."

શાંત કંઠે સીતાએ કહ્યું: " એવું ન બોલો દાદા! એ ગમેતેમ તોયે આપનાં જ પુત્રવધૂ છે. મા માં અને એમનામાં કોઈ ફરક નથી. માણસનું મન કંઈ સદાય સમાન રહી શકતું નથી દાદા! એક દિવસ તેમની નજરે ગામડું ભયંકર જણાતું હતું...તેઓ ગામડામાં આવવા ઇચ્છતાં જ નહોતાં,—આજ તેઓ પોતાની ઇચ્છાથી આવવા માગે છે. આ પરથી જ તેમના મનોભાવનું પરિવર્તન કેટલું થયું છે, તે સમજી શકાય તેમ છે. ના દાદા, તમે જરાય મોઢું ન બગાડો. એ લોકો આવવા ચાહે છે, ભલે આવે.. મેં આપની સમક્ષ કોઇ દિવસ કોઈ પણ વાતની પ્રાર્થના નથી કરી. આજ મારી એ પ્રાર્થના છે કે એ લોકોને પોતાના ઘરમાં આવવાની અનુમતિ આપો. આપણું અંધકારમય ઘર ફરીવાર પ્રકાશથી ભરાઈ જવાદો, વિષાદને જવાદો...આનંદને આવવાદો. "

" પ્રકાશ...આનંદ ? "

વૃદ્ધના ચહેરા પર ઝાંખા હાસ્યની એક રેખા દોરાણી. તે બોલ્યા ,,તું આ શું કહે છે ગાંડી ? જે ઘરમાં એક દિવસ વિજળીનો પ્રકાશ ચમકી ગયો છે, તે ઘરમાં આગીયાનો પ્રકાશ થાય એમાં શું ? એ તો પોતામાં પણ પ્રકાશ આપી શકે નહિ, ચારે દિશાઓને પ્રકાશ આપવાનું બળ તેનામાં કયાંથી હોય ? એવા પ્રકાશથી કેટલો આનંદ મળે બહેન ? સામાન્ય આગીયો...એની પોતાની કાયા પણ અંધકારમાં ડુબેલી હોય છે ! એવા પ્રકાશની આશામાં તું આનંદ પામી રહી છે સીતા ? જે સ્થળેથી સદા માટે આનંદ નાશ પામ્યો છે, તે સ્થળે આવા ક્ષણિક આનંદનો પ્રયત્ન કરવો એ તો વિષાદનું કુર તાંડવ સહી લેવા જેવું છે. પણ હું તારા પ્રયત્નમાં વિરોધ કરવા નથી માગતો. એકવાર તને આ બધું જોવાની ઇચ્છા થઇ હતી, પણ હું તને દેખાડી શકયો નહોતો. ભગવાને સુયોગ આપ્યો છે...એકવાર જોઇલે એ લોકો ભલે આવે...પણ એક વાતની તારે સંભાળ રાખવાની છે...મારા આ ઓરડામાં એ લોકો કોઇ ન આવે...હું તેમને જોવા ઇચ્છતો નથી. "

એક નિશ્વાસ નાખી તેમણે નજર ફેરવી. થોડીવાર પછી તેઓ ફરી બોલ્યાઃ "એ લોકો શા માટે અહીં આવે છે, એ જો તેં એક વાર વિચારી જોયું હોત, તો તને આટલો ઉત્સાહ ન રહેત. એ લોકો જાણે છે...મેં જ્યોતિનો ત્યાગ કર્યો છે. મારા લોહીના ટીપેટીપે મેળવેલી આ સંપત્તિ હું અન્ય કોઈને ન આપી બેસું એટલા જ માટે નાની વહુ આવે છે. સીતા હું તારો દાદો છું...સંસારનો અનુભવ ઘણો મળી ગયો છે, મારી આંખમાં ધૂળ નાખવી સહજ નથી. તમારી આંખમાં ધૂળ નાખી શકે...મારી આંખમાં ધૂળ નાખવી ભારે કઠણ છે. આઘાતથી હું ભાંગી ગયો હતો...પણ પાછો ઊભો થઈ શક્યો છું...કઠણ બની શક્યો છું. હું કર્તવ્ય ભૂલી ગયો હતો. પણ મારે શું કરવું જોઈએ તે જ્ઞાન મારી સામે ફરીવાર જાગૃત થઈ ગયું છે, મારે શું કરવું જોઈએ તે મેં નક્કી કરી લીધું છે."

સીતા હાથમાં પત્ર લઈને ધીરેધીરે ચાલી ગઈ.

૨૦

માગસર મહિનાની અધવચ્ચે એક દિવસ સાંજના જયંતી પોતાની કન્યા સાથે રામનગર આવી પહોંચી.

તેની કન્યા ગામડાની ભોટ સ્ત્રી નહિ, પણ શહેરની સુશિક્ષિત અને સુઘડ હતી. આ સત્ય ગામડાનાં લોકો પ્રથમ દર્શને સમજી શકે એટલા ખાતર તેણે પોતાની કન્યાને શહેરી ઢબછબથી શણગારી હતી. ઉંચી એડીના બુટ, પારસી ઢબની સાડી, વાંકો સેંથો, કાંડાઘડી, કપાળ પર સુંદર–કોમળ કેશ ગુચ્છાના તરંગો વગેરેથી ઇલાને સંપુર્ણ પણે આધુનિક બનાવી હતી. આ રીતની સજાવટ ઈલા માટે નવીન હોવા છતાં તેને જરાય ગમતી નહોતી. આ રીતની ટાપટીપ ન કરવા માટે તેણે મા સાથે વિવાદ કર્યો હતો, પણ આખરે માતાના આગ્રહને સંતોષવો પડ્યો હતો.

એમને મૂકવા માટે શંભુ નામનો ઘરનો મહેતો આવ્યો હતો. પ્રથમ સાવ નાનું સ્ટેશન જોઈને તેની આંખો કપાળે ચડી ગઈ.

જયંતી ભારે મુંઝવણમાં પડી ગઇ. તેના મનમાં ક્રોધ પણ પ્રગટયો—કારણ કે તેણે અગાઉથી પોતે કઈ ટ્રેનમાં આવવાની છે તે જણાવ્યું હતું. સ્ટેશન પર શું એકાદ પાલખી મોકલવી ઉચિત નહોતી ? ઘરના સઘળા માણસો સારી રીતે જાણે છે કે જયંતી ગાડામાં બેસી શકતી નથી. તેના હૈયામાં અભિમાન સજાગ બન્યુઃ—

' ના...અહીં આવવું કોઈપણ રીતે યોગ્ય નથી થયું. ભાઈએ વાર-વાર ના પાડી હતી, બાપુની વાત ન માની ને આવવામાં ભારે અન્યાય કર્યો છે. ત્યાં હતાં તે જ સારું હતું...ભાવિની કોઈપણ ચિંતા કરવાનો પ્રશ્ન હતો જ નહિ. આ તો હાથે કરીને અપમાન વહોરી લીધું છે.' કલકતા જનારી કોઈ વળતી ગાડી તરતમાં હોત તો જયંતી રામનગર ન જાત–સ્ટેશનેથી જ કલકત્તા પાછી ફરત. પણ દુર્ભાગ્યવશ કોઈ બીજી ટ્રેન હતી નહિ,–ન છૂટકે તેને રામનગર જવું પડયું.

તેના ચહેરા પર ભારે અંધકાર વસી ગયો હતો. તે એક વાર બળદ ગાડી તરફ, એકવાર ગામડાના ખડબચડા અને ઝાડી ઝાંખરા-વાળા માર્ગ તરફ જોઈને કંપી ઉઠતી હતી.

ઇલાએ માનો મનોભાવ જોઈને કહ્યું: " શું વિચાર કરો છો બા, ગાડામાં બેસોને."

તિરસ્કાર ભર્યા સ્વરે જયંતી બોલી: " એ તો બેસવું જ પડશે ને! તારી જીદના કારણે જ મારી આ દુર્દશા થઈ છે! નીરાંતે કલકત્તામાં રહેતાં હતાં...ત્યાં આ કુવિચાર જાગ્યો...હવે આ ખડબચડા, કાચા અને વાંકાચુંકા રસ્તે ગાડામાં બેસીને જવું પડશે."

ખરી રીતે રામનગર આવવાની પ્રબળ ઇચ્છા જયંતીને થઇ હતી, છતાં અત્યારે મુશ્કેલીમાં મૂકાઈ જવાથી તેણે સઘળો દોષ ઇલાના માથે મુકયો. જાણે તે ઇલાની જીદના લીધે જ આવી ન હોય!

ઇલા હસી પડી. ચીડાવા જેવી વાત હોવા છતાં તે ચીડાઈ નહિ; બોલી: " એ વાત યાદ કરીને હવે શું કરશો બા? અત્યારે જ્યારે અન્ય કોઈ ઉપાય નથી, ત્યારે બળદગાડીમાં બેસીને જવું જ પડશે. શંભુ ભાઈ, તમે શું આમ ઉભા રહ્યા છો! ગાડાનું નક્કી કરી

ઓ. નહિ તો હું......"

છબાનું ડહાપણ જોઈને જયંતીએ મોઢું બગાડતાં કહ્યું: "રહે-વાદે હવે...તારે એવી બહાદુરી બતાવવાની નથી અગાઉથી મેં કાગળ ન લખ્યો હોત, તો મનને ગમે તેમ સમજાવી લેત. મૂળ વાત તો એ છે કે એ લોકો એવું ઇચ્છતા જ નથી કે આપણે ત્યાં જઈએ અને રહીએ. બધું સમજાઈ ગયું છે! પણ હવે આ વનવગડામાં આવી પડ્યા છીએ એટલે બીજો કોઈ ઉપાય નથી. અરે શંભુ, જાને તું કોઈ સારું ગાડું ભાડે કરી લે."

શંભુ ગાડી જોવા ગયો.

છબાએ કહ્યું: "મને લાગે છે બધા કંઈક કામમાં પડી ગયા હશે, એટલે કશો બંદોબસ્ત કરી શક્યા નથી. જ્યોતિભાઈના મોઢે મેં સાંભળ્યું હતું, ઘરની સ્ત્રીઓ આપણી માફક છૂટથી બહાર જઈ શકતી નથી, બહારની દુનિયા સાથે તેઓને કશો સંબંધ નથી હોતો. દાદા જાતે જ બહારનું બધું સંભાળે છે. કદાચ મારાં ભાભુ આપણા આવવાના સમાચાર દેવા ભૂલી ગયાં હોય. નહિ તો......"

વચ્ચે જ અભિમાન ભર્યા સ્વરે જયંતી બોલી ઉઠી: "તું એ બધી વાત ન બોલ છબુ. હું બધું જાણું છું. ઘરનાં બધાં માણસો બધી વાત જાણે છે...તેથી જ એ લોકો આપણા પ્રત્યે આટલા બેદરકાર રહે છે. ભલે એ લોકો અપમાન કરે, આપણે ક્યાં આખો ભવ રહેવા જઈએ છીએ, બે ચાર દિવસમાં પાછા નીકળી જઈશું. શંભુને રાખવો જ પડશે. એક તો આ ભૂત પ્રેતનો દેશ...માણસ કોઈ દિવસ રહી શકે નહિ. તને ગામડામાં રહેવાનો ભારે શોખ છે તે બે દિવસમાં પુરો થઈ જશે. ભવિષ્યમાં તું કદી અહીં આવવા ન કહેતી, એ અત્યારથી કહી રાખું છું."

બળદગાડી નક્કી કરીને શંભુ આવ્યો. ઈભા અત્યંત ઉત્સાહ સાથે તૈયાર થઇ. જયંતી જાણે ન છૂટકે તેની પાછળ ચાલવા લાગી.

ગાડીમાં બેસતાં બેસતાં ઇભાએ હસીને કહ્યું: " બા, અહીં તો બેસવાની સરસ જગ્યા છે. આપણે બંને આ તરફ બેસશું. શંભુભાઈ સામે બેસશે, મજાથી જવાશે."

પોતે અહીં શા માટે આવી છે, એ વિચારથી જયંતીનું અંતર પ્રજળી રહ્યું હતું. ઈભા તો ગાડામાં લાંબા પગ કરીને આરામથી બેસી ગઈ.

ગાડામાં ચડતાં ચડતાં જયંતીએ નાકનું ટેરવું ચડાવી કહ્યું: " શંભુ તું અંદર જ બેસજે. છત્રી છે નહિ.....માથું ફાડી નાખે એવો તડકો છે.....તારાથી સહન નહિ થાય."

" ના મા, મને આગળ ફાવશે. થોડે દૂર જશું એટલે રસ્તા પર ઝાડની ઘટાઓ આવશે. તડકો નહિ નડે."

ગ્રામ્ય માર્ગે ગાડું ચાલ્યું. ગાડીવાન વારંવાર બળદનું પુંછડું આમળતો, ગામઠી ભાષામાં બળદને ગાળો પણ દેતો. એ સાંભળીને ઇભા ખૂબ હસતી હતી.

કાચો રસ્તો હતો. ગાડા માર્ગે ધૂળ પણ ઘણી હતી. બળદના પગથી અને ગાડાના પૈડાથી એ ધૂળ ઉડવા લાગી. ધૂળથી રક્ષણ મેળવવા જયંતીએ મોઢા આડો છેડો ઢાંકી દીધો.

રસ્તો કેટલો લાંબો છે તે વાત જયંતીથી અજાણી નહોતી. ઘણા સમય પહેલાં તે આ રસ્તેથી પાછી ફરી હતી ત્યારે તેણે મનથી નક્કી કર્યું હતું, 'આ લોકો સાથેનો સંબંધ હવે પુરો થાય છે.....હવે કદી આ રસ્તો જોવા નહિ આવું.' આજ આ વાત હૈયે ચડતાં તે જરા અકળાવા લાગી.

પ્રભા ગાડાના પાલાના છીદ્ર વાટેથી બહારનું દશ્ય જોતી હતી. ઘણા સમયથી જે પ્રદેશ જોવાની હૈયામાં આકાંક્ષા હતી, તે પ્રદેશ જોવાથી તેનું હૈયું આનંદથી ભરપુર બની રહ્યું હતું. મનની અનેક ભાવપુર્ણ કવિત્વમય વાતો હૈયે ઉભરાઇ રહી હતી, પરંતુ માનો ગંભીર ચહેરો જોઇને તે એક પણ વાત કહેવાનું સાહસ કરી શકતી નહોતી. શંભુ ગાડીવાનની બાજુમાં બેસીને તીવ્ર ભાષામાં ગામડાની વિરુદ્ધ વાતો કરી રહ્યો હતો; અને જયંતી એની વાતને ટેકો આપતી હતી. આ બધી વાતો પ્રભાને ગમતી નહોતી...તેણે પોતાનું ચિત્ત બહારનો પ્રદેશ જોવામાં પરોવ્યું.

થોડીવાર પછી તેનું મન માની વાત પર ગયું. જયંતી એ વખતે દુઃખભર્યા સ્વરે શંભુને કહેતી હતીઃ "છોકરીએ જેટલી જીદ કરી છે, તેટલી મજા તેને ભોગવવી પડશે. ત્યાં તો જૂનવાણી જમિનદારનું ઘર છે, એ લોકો પ્રાણ કરતાં માન મર્યાદાને પ્રથમ જાળવે.

એ લોકોની સ્ત્રીઓ ચંદ્ર સૂર્યના દર્શન કરી જ ન શકે, સાત સાત ઓરડા વટાવીએ ત્યારે અંતઃપુર આવે, બહારની દુનિયા સાથે જમિનદારના ઘરની સ્ત્રીઓને કશો સંબંધ જ નહિ. છોકરીને આ બધું દુઃખ ભોગવવું પડશે. ખુલ્લી જગ્યામાં આજ સુધી રહી છે. હવે પાંજરામાં પુરાવું પડશે......પછી ગામડાના સુખની ખબર પડશે. ત્યાં તો સાંજે ફરવા પણ નહિ જવાય.....અમે ત્યાં મળવા પણ નહિ જવાય."

પ્રભા આ સાંભળીને હસી રહી હતી. જયંતીએ ક્રોધ ભરી નજરે તેના સામે જોયું. એકદમ હાસ્ય દબાવી દઇ ગંભીર સ્વરે તે બોલીઃ "ભલેને ત્યાં ગમે તે હોય, બે દિવસ બધું સહી શકાશે, આપણે ક્યાં ભવ આખો રહેવા જઇએ છીએ!"

જયંતીએ વિકૃત ચહેરો કરતાં કહ્યું: "શું બે દિવસ માટે! આની લોક જીંદગી સુધી રહેવું પડે તો?"

ઇલા હાસ્ય દબાવી શકી નહિ; પરંતુ તે ખડખડાટ હસી શકી નહિ. બોલી: "બા, તમે નકામી ચિંતા કરો છો, તમને ત્યાં ભવ આખો બાંધી રાખે એવી તાકાત કોનામાં હતી? મારા બાપુ...સ્વામીના અધિકાર વડે પણ જે ન કરી શક્યા, તે શું દાદા સાસરાના અધિકારે થોડું કરી શકવાના હતા? તમે ત્યાં નહિ રહી શકો તે નક્કી વાત છે. અને એ લોકો પણ આપણને પરાણે રોકી શકે તેમ નથી, કારણ કે તમે શહેરના પ્રકાશથી પોષાયેલાં છો એ વાત તે લોકો સારી રીતે જાણે છે. એટલે હું તો આ બાબતમાં સાવ નિશ્ચિંત છું કે મારે ગામડામાં જીવનભર રહેવું નહિ પડે."

"તારૂં ડહાપણ રહેવા દે ઇલા,...બધી વાતમાં હસવાની ટેવ સારી નથી......મારાથી તારૂં હસવું જરાય ખમાતું નથી."

મોઢેથી આ રીતે ઠપકો આપવા છતાં જયંતીનું હૃદય સત્ય વાત સમજી ગયું હતું. ઇલાના શબ્દોથી તેનો પ્રાણ કંપી ઉઠ્યો હતો. તે જરા ઝંખવાઈ ગઇ હતી.

ગામડાના પ્રવાસનો દીર્ઘ પંથ પુરો થયો. જમિનદાર ભવનના મુખ્ય દરવાજા પાસે ગાડું ઉભું રહ્યું. રામસિંહ દરવાન દરવાજા પાસે બેઠો બેઠો રામાયણ વાંચી રહ્યો હતો. ગાડાને ઉભું રહેલું જોઇને તેણે પુછ્યું: "ગાડી ક્યાં જવાની છે?"

શંભુએ જવાબ આપ્યો: "આ મકાનમાં."

રામસિંહે અનુમાન કર્યું, જમિનદારનાં કોઇ સગા સંબંધી આવ્યાં હશે. તેણે વિનય પુર્વક કહ્યું: "આપ ક્યાંથી પધારો છો?"

શંભુએ વિરક્ત ભાવે જવાબ દીધો: "સ્ટેશનથી આવીએ છીએ,—નાની મા આવ્યાં છે, બાબુને સમાચાર આપો."

"નાની મા!" રામસિંહ રામાયણ મૂકીને ઉભો થયો.

આ પરિવારમાં રહીને તેને ધોળાં આવી ગયાં હતાં. તે માત્ર દરવાન હતો, બહારની ચોકી કરતો હતો, છતાં અંદરની ઘણી વાતો તે જાણતો હતો. વિનયથી માથું નમાવી તે જમિનદારબાબુને સમાચાર આપવા ગયો.

પુત્રવધૂ અને પૌત્રીનાં આગમનના સમાચાર સાંભળીને બિહારીલાલ જરાયે વિચલિત ન થયા. સ્થિર સ્વરે કહ્યું: "મુખ્ય દરવાજેથી આવતાં કચેરી સામે આવશે એટલે ગાડીને પાછળના દરવાજે લઈ જવાનું કહે, હું સીતાને સમાચાર મોકલું છું."

વૃદ્ધના આદેશ મુજબ ગાડી મકાનના પાછલા દરવાજે લઈ જવામાં આવી. અસહિષ્ણુ જયંતી નિર્વિષ નાગણ માફક ગર્જી ઉઠી: "બધી વાતમાં જમિનદારી પ્રથા; વળી કોઈ ઘરની આને જોઈ જાય.........કેવી ભયંકર વ્યવસ્થા! ઈલા, તું બધું બરાબર જોતી રહેજે!"

ઈલા મૌન રહી. તે જાણતી હતી, જો કંઈ બોલીશ તો હમણા જ પ્રચંડ જ્વાળા ભભુકી ઉઠશે.....આવું કરવાની કશી જરૂર નથી. મૌન રહેવું સારું છે. કલકત્તામાં જ્યારે માએ ફેશનેબલ સજાવટ કરાવી હતી, ત્યારે તેણે મનથી નિર્ણય કર્યો હતો, ગમે તે થાય મૌન ભાવે સહી લેવું...બને ત્યાં સુધી જવાબ ન વાળવો પડે તેવું જ રાખવું.

પાછળના દરવાજે ગાડી ઉભી રહી. સૌથી પ્રથમ શંભુ નીચે ઉતર્યો. જયંતી અપ્રસન્ન વદને નીચે ઉતરી......ઈલા ધીરે ધીરે ઝેલ્લી ઉતરી.

ઘણા સમયની જૂની અને પરિચિત દાસી ક્ષમા દરવાજા બહાર

ઉભી હતી. તેણે જયંતીની ચરણરજ મસ્તકે લીધી. ઈભાને પ્રણામ કર્યા. પછી કહ્યું: "આવો મા, અંદર આવો."

ઈશાની દરવાજા પાસે સત્કાર કરવા ન આવી પણ એક દાસીને મોકલી...એ જોઈને જયંતીના પ્રાણમાં ખટકો થયો. કશું ન બોલતાં ઈભા સાથે તે અંદર ગઈ. જયંતીએ પાછળ શંભુ સામે જોઈને કહ્યું: "તો પછી શંભુ, તું..."

રામસિંહે વિનયથી કહ્યું: "હું એમને બહારની બેઠકમાં લઈ જઉં છું મા."

શંભુ માટે નિશ્ચિંત બનીને જયંતીએ ઘરમાં પ્રવેશ કર્યો.

અંદરના દરવાજા પાસે સીતા ઉભી હતી. તેની સામે નજર જતાં જ ઈભા જરાક ખચકાણી. જયંતી મુગ્ધ વિસ્મયથ આ અતિ સુંદર વદન સામે જોઈ રહી. સીતાના પહેરવેશમાં કોઈ પ્રકારની ખોટી ટાપટીપ નહોતી. એક સાદું પોલકું અને કાળી કિનરની સાદી સાડી તેણે પહેરી હતી એના હાથમાં સોનાના ગોળરા હતા. આવા સાદા વેશમાં તેનું સૌન્દર્ય જાણે ઉછળી રહ્યું હતું...જોનારને એમ જ લાગે કે સૌન્દર્યને સજાવટની જરૂર હોય જ નહિ...સજાવટ તો જેનામાં રૂપ ન હોય તેને જ હોય.

તેણે જયંતીના પગની રજ લઈ માથે ચડાવી. ઈભાને આદર પુર્વક હૈયા સરસી ચાંપી તેના કપાળે સ્નેહભર્યું ચુંબન કર્યું, ત્યાર પછી તે આછા હાસ્યસહ બોલી: "આવો કાકી, આવ ઈભા, ચાલો ઉપર જઈએ. માની તબીયત ઘણી બગડી ગઈ હતી. હમણાં કંઈક ઠીક છે. પણ મેં એમને નીચે આવવા જ ન દીધાં, કારણ કે દાદર ઉતરતાં ચઢતાં તેમનુ હૃદય ધડકે છે."

જયંતીએ મૃદુસ્વરે પુછ્યું:..."તું...તું પોતે જ સીતા!"

સીતાના પ્રવાલ જેવા અધર પર હાસ્યની ગુલાબી રેખા ચમકી ગઈ. તેણે માથું નમાવી મૃદુસ્વરે કહ્યું: "હા, કાકી, હું જ સીતા."

વિસ્મિતથી ગાલ પર હાથ મુકતા જયંતી બોલી: "આવી પ્રતિ-

માનો ત્યાગ કરી જ્યોતિ ચાલ્યો ગયો...અને આના કરતાં સાવ નિર્માલ્યનો સ્વીકાર કર્યો! આ તો કોઈ નવલકથા જેવું બની ગયું છે ઇલા......"

સીતાના શરમથી લાલ બની ગયેલા વદન સામે જોઈને ઇલા બોલી: "તમે શું કહો છો બા, એ બધી વાતો પછી થઈ શકશે. ચાલો, પહેલાં મોટીબાને મળી લઈએ."

સીતા અને ઇલા સાથે સાથ સીડી ચડવા લાગ્યાં. સીતા બોલી: "તમારો પત્ર આજે જ મળ્યો અને મોટીબાને વંચાવ્યો. કાગળ ગઈ કાલે મળવો જોઈતો હતો, પણ પોષ્ટની કંઈક ગેરવ્યવસ્થા થઈ હશે. અમે પહેલાં નક્કી કર્યું હતું, તમે આવો ત્યારે બે પાલખી લઈ ને રામસિંહને મોકલવો. કાગળ મોડો મળવાથી કશું બની શક્યું નહિ. તમે લગભગ બાર વાગે ગાડીએથી ઉતર્યાં હશો, ચારપાંચ કલાક ગાડામાં ગયા...ચીલે ખાવા પીવાનું ક્યાંથી બને!"

સંકોચ વગરની વાત સાંભળીને અને સરલ વ્યવહાર જોઈને ઇલા. સીતા પ્રત્યે આકર્ષાણી, તે બોલી: "આજ તો લગભગ ઉપવાસ જેવું જ થયું છે થોડું ભાતું ખાધું હતું અને ચા પીધો હતો."

"ઓહ, આખો દિવસ ચાલ્યો ગયો અને કશું જમ્યાં નથી! બીજી ગાડીમાં આવ્યાં હોત તો કલકત્તાથી જમી પરવારીને આવી શકત. જો કે અહીં પહોંચતાં સંધ્યા થઈ જાત, પણ આવો ઉપવાસ તો ન કરવો પડત. ચાલો તમને મોટીબા પાસે મૂકીને હું તમારા ભોજનની વ્યવસ્થા કરું."

ઈશાનીના ઓરડામાં તે એકલી નહોતી, તેની દૂરની નણંદ કમળા અને એક બે અન્ય સ્ત્રીઓ ત્યાં હતી. પગમાં જોડા પહેરીને અંદર જતાં ઈભાને સંકોચ થયો. બધી સ્ત્રીઓ તેના પગ તરફ જોઈ રહી હતી આથી તે શરમની મારી બારણા પાસે ઉભી રહી.

જયંતીએ ઈશાનીને પ્રણામ કર્યા. ઈશાનીએ અન્ય સ્ત્રીઓ સાથે પરિચય કરાવ્યો, જયંતીએ એમાંથી કોઈને પ્રણામ કર્યા, કોઈના પ્રણામ લીધા.

ઘણા સમય પછી આજે દેરાણી જેઠાણી મળ્યાં; ભૂતકાળના દિવસો ઈશાનીને યાદ આવ્યા. લક્ષ્મણ જેવો દીયર, સોનના ચાંદ જેવો પુત્ર, આજે એમાંનું કોઈ નથી. ઈશાની મોઢું ફેરવી નીરવભાવે આંસુ લુછવા માંડી. જયંતી પણ બંને હાથ વચ્ચે મોઢું છૂપાવી દડદડ આંસુ પાડવા લાગી.

વળતી પળે ઈશાનીએ સ્વસ્થ થઈ ઈભા તરફ જોતાં કહ્યું: "ત્યાં કેમ ઉભી છે બેટી, અંદર આવ."

સીતાએ ધીરેથી ઈશાનીના કાનમાં કંઈક કહ્યું. ઈશાનીએ સ્નિગ્ધ સ્વરે કહ્યું: "પગમાં જોડા છે, તેથી આવતાં સંકોચ થાય છે આ ? પગમાં જોડા ભલે રહ્યા...મોટી બા પાસે આવવામાં કાંઈ દોષ નથી. તારી મોટી બા અત્યારે આભડછેટના પાટલે નથી કે તને અડીને ક્ષોભ પામે. તારો ભાઈ પણ કોઈ દિવસ જોડા પહેર્યા વગર માના ખોળામાં માથું મૂકવા આવ્યો નથી. આજ તને પણ એ રીતે હૈયા સરસી લેવા ઈચ્છું છું, સંકોચ દૂર કરીને આવ."

પુત્રની વાત યાદ આવતાં ઈશાનીના નયનો ભીના થઈ ગયાં જયંતીએ આંખો લૂછી શુષ્ક સ્વરે કહ્યું: "મોટીબા બોલાવે છે, અંદર આવ ઈભા."

સંકુચિત ભાવે ઇભા અંદર આવી. મોટીબાને પ્રણામ કરવા જતાં ઇશાનીએ તેને બંને હાથે પકડી લીધી અને હૈયા સરસી દબાવી. ઇભાના માથા પર આંસુના બે બીંદુ ખર્યાં. વિકૃત સ્વરે તેણે કહ્યું: "નાની વહુ, મારા દીયરે એકવાર ઇભુને જોવાની ઇચ્છા કરી હતી. આજ એ જ મકાનમાં ઇભુ આવી છે પણ એના પિતા આજ ક્યાં છે?"

સીતા અહીં વધુ વાર બેસી શકી નહિ. જમવાની વ્યવસ્થા કરવા તે એકદમ બહાર ચાલી ગઈ. આજ તેના હૈયામાં અપૂર્વ આનંદ ઉભરાઇ રહ્યો હતો.

# ૨૧

એક વાત એવી છે કે માણસ મન દઈને વિચારે તો તરત સમજી શકે. જીવનભર સાથે રહેવા છતાં જે પ્રીતી જાગૃત નથી થતી, તે પ્રીતિ ઘડીભરની વાતચીતથી પણ જાગૃત થઈ શકે છે. આ રીતે આવા થોડા સમયના પરિચયથી સીતાને ચહાવા મંડી ગઈ. એના હૈયામાં આ સ્નેહથી આનંદ ઊભરાયો. તે મનથી સમજી શકી, થોડી વારના પરિચયથી સીતા પ્રત્યે જે પ્રેમ જાગૃત થયો છે, તે પ્રેમ હજુ સુધી અન્ય કોઇ પ્રત્યે જાગૃત થઇ શકયો નથી.

ખરી વાત એ છે કે સીતાના પ્રાણ વચ્ચે એવી એક સરલતા હતી, જે જોઇને તેને ચાહ્યા વગર કોઇ ન રહી શકે, એના આકર્ષણથી સહુને ખેંચાવું પડતું. તેનો પ્રાણ સરલ હતે, એટલે એમ માનવાનું નથી કે, તે જ્ઞાનહીન અથવા પોતાની આત્મમર્યાદા ન સમજી શકે એવી ખોટ હતી. પોતાની મર્યાદા અતૂટ રાખીને તે નાના મોટા બધા સાથે હળીમળી જતી. ઘરના નોકર ચાકરથી માંડીને કઠોર સ્વભાવના બિહારીલાલ સુધીના માણસો તેની વાત અમાન્ય કરી શકતા નહોતા! સીતાની નજર ખુબ જ તીક્ષ્ણ હતી. આ ઘરનું નાનામાં નાનું માણસ પણ તેની દષ્ટિમર્યાદાથી દૂર જઈ શકતું નહોતું.

ઘરના નોકર ચાકરો તેના પ્રત્યે માલીક કરતાં પણ વધારે સન્માન દર્શાવતાં, વધારે ચાહતાં. માલીક સાથે તેઓને કેવળ વેતન પુરતો સંબંધ હતો. નોકર ચાકરમાંથી કોઇ માંદું પડતું ત્યારે સીતા સિવાય તેની સંભાળ બીજું કોઇ લેતુ નહિ. તે પોતાના હાથે પથ્ય તૈયાર કરીને ખવડાવતી, ઓસડ નિયમિત રીતે આપતી, કોઈને ધમકાવતી અને વળી પાછી મા માફક સ્નેહ કરતી. સીતાએ થોડા જ સમયમાં સહુના અંતરનો સ્નેહ પ્રાપ્ત કરી લીધો હતો. જ્યાં સુધી તે આ ઘરની ભાવિ વધુ તરીકે હતી, ત્યાં સુધી બિહારીલાલે તેને પુરતી સ્વાધીનતા નહોતી આપી, કારણ કે તે વખતે સીતા ઘરની લક્ષ્મીના રૂપે હતી, જ્યોતિર્મયના ચાલ્યા ગયા પછી વૃધ્ધે સીતાને બંધનમાં ન રાખી, પુરતી સ્વાધીનતા આપી હતી...જમિનદાર વંશમાં આટલી સ્વાધીનતા અન્ય કોઇ સ્રીને આપવામાં આવતી નહોતી. સ્રી સ્વાતંત્ર્યના પ્રખર વિરોધી બિહારીલાલ આટલા ઢીલા કેમ થઇ ગયા હશે, તે કોઇ સમજી શક્યું નહિ. છેલ્લા થોડા સમયથી તો તેઓ જમિનદારીના પત્રો પણ સીતાને જ વાંચવા–વિચારવા આપતા હતા. તેઓ સીતાને સમજાવતા "મારી કાયાનો ભરોસો નહિ બેન, થોડું ઘણું તારે જાણી લેવું જોઇએ, કોઇવાર કામમાં આવે. વળી જેને હું મારી સંપત્તિનો વારસદાર બનાવું, તેને મારે સમજાવવું તો પડશે ને!"

•

બીજે દિવસે સવારે નાહી પૂજાની વ્યવસ્થા કરીને સીતા વિધવાઓની રસોઇ કરવા ગઈ. ઇશાની રસોઇ કરવા બેઠી હતી. દુર્બળતા હોવા છતાં તે રસોઇનું કાર્ય છોડતી નહિ, રસોઈનું કાર્ય એના જીવનનું જાણે મુખ્ય અવલંબન બની ગયું હતું. આજ સીતા કોઇ પણ ઉપાયે ઇશાનીને રસોઇ કરવા દેવા નહોતી ઇચ્છતી તેથી કમળા ફઇને રસોડામાં લઇ આવી હતી, ઇશાનીએ જરાય મચક ન આપી. સીતા સામે જોઇને તેણે કહ્યું: "શું તું મને કયું કામ ન કરવા દઈ ને મારી નાખવા માગે છે સીતા, હું બચું એ તારી ઇચ્છા નથી એ હવે મને

બરાબર સમજાય છે. જો તું મને મારું કાર્ય નહિ કરવા દે તો હું તારી એક પણ વાત માનીશ નહિ."

સીતા મૌન ભાવે ઉભી રહી...તે વિરોધ કરી શકી નહિ. ઈલાની આનંદપૂર્વક રાંધવા બેઠી.

ઘરમાં એક વૃદ્ધ દાસી આજ કેટલાક દિવસથી જ્વરમાં સપડાઈ હતી. સવારે સીતાની આજ્ઞાથી ગૌરી દાસીને વૃદ્ધા પાસે જવું પડ્યું હતું. તેણે આવી મોઢું વિકૃત કરતાં કહ્યું: "રામહરિની માએ પથારીમાં ઉલટી કરી છે બેન...મારાથી તો એ જોઇ પણ શકાતું નથી."

સીતા એકદમ ઉઠીને રામહરિની મા પાસે ગઈ.

થોડીવાર પછી ઈલા સીતાને શોધતી શોધતી નીચે આવી. એક ઓરડી સામે જોતાં તે ભારે વિસ્મય પામી. સીતા વૃદ્ધા દાસીએ કરેલી ઉલટી સાફ કરતી હતી. બીજી દાસી બારણા પાસે ઉભી ઉભી કહેતી હતી: "બેન બા, તમે ખસી જાઓ...હું જ સાફ કરી નાખીશ. તમે પોતે આવીને આ રીતે કરશો એમ મેં ધાર્યું જ નહોતું. ખસો હું સાફ કરી દઉં."

સીતાએ પ્રસન્ન વદને કહ્યું: "આવા કાર્યમાં સંકોચ રાખવાનું શું કારણ છે ગૌરી? જરૂર આવું કામ કરતાં ઘણાને સુગ ચડે છે, પણ મને એવું કશું નથી થતું. તું કશું મનમાં ન લાવીશ, કામ પતી ગયું છે...આમાં કેટલી વાર લાગે!"

ઝડપથી બિછાનું સ્વચ્છ કરી ગૌરીને વૃદ્ધ દાસીની સેવામાં બેસાડી સીતા બોલી: "તું અહીં જ રહેજે, ત્યાં કામ પડશે તો હું બિન્દુ વિગેરેથી પતાવી લઈશ. બિચારાં વૃદ્ધ છે...સખત તાવ આવ્યો છે... તુણામાં કોઈવાર પ્રાણ નીકળી જાય...એમની પાસે હાજર રહેવું જ જોઇએ."

બહાર નીકળતાં જ તે ઈલાને જોઇ શકી—ઈલા વિસ્મય ભરી નજરે તેના સામે જોઇ રહી હતી.

સીતાએ આછા હાસ્ય સહ કહ્યું: " તું અહીં શા માટે આવી છે ઈભા ? આ સ્થળે સ્વચ્છતા નથી...આવી જગ્યાએ..."

વચ્ચે જ ઈભા બોલી: " મારે આવવું ઉચિત નથી એમજને ? પણ તમે તો આવ્યાં છો ? "
સીતાએ એવા જ હાસ્યભર્યા વદને કહ્યું: " મારાને તારામાં ઘણો તફાવત છે બેન. હું છું દુનિયા બહારનો જીવ, સંસારમાં વસવા છતાં હું સંસારની કોઈ નથી, અહીં કોઈની સાથે મારો મેળ કદી મળ્યો નથી, અને કદી મળશે પણ નહિ. "

ઇભાએ ખોટો રોષ દર્શાવતાં કહ્યું: " મેળ નથી ખાતો એ તો હું નજરે જોઉં છું. અહીં આવીને તમારું કાર્ય જોયા પછી હું બરાબર સમજી ગઈ છું કે તમે કેટલાં અસંસારી છો ! તમે તો સંસારમાં પુરાં ખૂંતા ગયાં છો, છતાં તમે કહો છો મારેને સંસારને કશું લાગે વળગે નહિ. "

" તું મારા મનની વાત ક્યાંથી જાણે બેન. મારું અસ્તિત્વ ભૂલીને અને પ્રાણ રેડીને હું આ સંસારમાં મળી જવા ઇચ્છતી હતી, પણ એ ક્યાં બની શક્યું છે ? "

ઈભાએ કહ્યું: " બરાબર બની શક્યું છે. તમારી આ નિસ્વાર્થ સેવા...ખરેખર તમારા હાથે એવા ઘણાં કાર્ય કરાવવાના હશે તેથી જ ભગવાને તમને બંધનમાં લીધાં નથી, એકની પાછળ તમને ન રાખતાં સહુની વચ્ચે તમારું સ્થાન ગોઠવી દીધું છે. તમારી ઇચ્છા શક્તિ વાયુ જેવી હળવી અને મુક્ત છે, તમારા દેહમાં પણ એવી જ સ્વાધીનતા છે, તેથી જ તમે અબાધ્ય છો, તમારું કાર્ય અતિસુંદર છે અને દરેક વાતમાંથી તમે સાર્થકતા મેળવી શકો છો. "

" એ તને ખૂબ ગમતું હશે કેમ ઇભુ..."

અચાનક જયંતીના શબ્દો સાંભળીને બંનેએ ચમકીને પાછળ

જોયું. અંદરના તળાવમાં સ્નાન કરીને ધ્રૂજતી ધ્રજતી જયંતી ઘરમાં જઈ રહી હતી. બાથરૂમમાં ગરમ પાણીએ નહાવાની તેને ટેવ હતી. શીયાળામાં પાણી વધારે ગરમ હોયજ તો નાહી શકાય. ઈલા પાસેથી સઘળી વાત જાણીને સીતાએ સવારે ગરમ પાણી કરાવ્યું હતું. એક દાસી મારફત ગરમ પાણીની ડોલ અંદરના તળાવને કાંઠે મોકલાવી હતી, ન છૂટકે જયંતીને ખુલ્લામાં સ્નાન કરવું પડ્યું. કારણકે આવડા મોટા મકાનમાં બાથરૂમ નો અભાવ હતો.

સ્નાન કરવા જતી વખતે જયંતીએ સીતાને દાસીનું વમન સાફ કરતી જોઈ હતી. ઘૃણાથી તેનું શરીર કંપી ઉઠ્યું હતું, કશું બોલ્યા વગર તે ચાલી ગઈ હતી. અત્યારે પાછા ફરતાં સીતા અને ઈલાની વાત સાંભળીને તેનું અંગ પ્રજળી ઉઠયું. તેણે જરા તીવ્ર સ્વરે કહ્યું: "સ્વાધીન રહેવું એ સારું તો છે, પણ દેશની અશિક્ષિત સ્ત્રીઓ જો સ્વાધીન રહેવા ઇચ્છશે, તો એનું ભરણ પોષણ કોણ કરશે? શિક્ષિત સ્ત્રીઓ ન પરણે તો પણ ચાલે કારણકે પોતાના ભરણપોષણ માટે તે કોઈને બોજારૂપ થઈ પડતી નથી. આથી જ હું વારંવાર કહું છું, સીતાના લગ્ન હવે જલ્દી કરી નાખવા જોઈએ, એમ નહિ થાય તો સીતાને કોઈનો આશ્રય સ્વીકારવો પડશે. દાદા કંઈ લાંબો સમય જીવી શકે તેમ નથી, ત્યાર પછી આ સંપત્તિનો માલિક જે બનશે, તે સીતાને આ રીતે ઘરમાં રાખવા ન ઇચ્છે તો તેનું શું થાય? ઉમ્મર મોટી થયા પછી લગ્ન થવા કઠણ થઇ પડે છે. તેમાંય જે આવા નિરાધાર હોય તેને તો કોઇ સ્વીકારતું જ નથી."

ઈલા સહન કરી શકી નહિ. અત્યાર સુધી તેણે માની ઘણી વાતો સહી લીધી હતી, પણ હવે સહી શકાય તેમ નહોતું. તે બરાબર જાણતી હતી કે માની નજરમાં સીતા કણાની માફક ખૂંચે છે. ઘરમાં સીતાનું ચલણ જોઈને માનું કાળજું બળ્યા કરે છે, સીતા પ્રત્યે દાદાનો અગાધ સ્નેહ અને અનંત વિશ્વાસ જોઇને માના આખામાં

અનેક કુવિચારો આવ્યા કરે છે. કદાચ દાદા પોતાની સઘળી મિલ્કત સીતાને જ આપી દે, આવી શંકા તેના મનમાં રહ્યા કરતી, આથી જ તે હાલતાં ચાલતાં, વાતચિત કરતાં સીતા પ્રત્યે રોષ અને અવજ્ઞા દર્શાવ્યા કરતી. શરૂ શરૂમાં તો સીતાનું અપૂર્વ લાવણ્ય જોઈને જયંતીના મનમાં આશ્ચર્ય થયું હતું. એટલું જ નહિ પણ આવું રમણી રત્ન આ રીતે અભાગી બની ગયું એ જોઈને તેનું મન કરુણ ભાવથી ભીનું થઇ ગયું હતું. પરંતુ આ ઘરમાં સર્વ કરતાં સીતાનું વર્ચસ્વ વધારે જોઈ ને, બિહારીલાલ ઉપર પણ સીતાનો પ્રભાવ પડતો જોઇને જયંતીના મનની કરુણા કપુર માફક ઉડી ગઈ. આ બધું જોયા પછી તેના મનમાં થયું કે વૃદ્ધ કાસ્ટેસર વારસદારને કશું ન આપતાં સીતાને જ આપી જશે. આમ થશે તો સાચી હકદાર ઇભા સાવ રહી જશે. આ ભયની કલ્પના આવતાં તેણે ગઇ રાતે જ ઇભાને આ માટે ઘણી વાતો કહી હતી.

સીતાનો ઝંખવાયેલો ચહેરો જોઇને ઇભા બોલીઃ "કઇ વાત ચાલે છે અને તમે કઇ વાત કરવાં બેઠાં મા ! તમારામાં કોણ જાણે કેવી આદત પડી ગઇ છે કે ગમે ત્યારે ગમે તે વાત કરી નાખવી અને એથી બીજાના મનને કેટલું દુઃખ થાય છે એનો વિચાર પણ ન કરવો. અમે તમને આવી ચર્ચા કરવા માટે કંઇ બોલાવ્યા નહોતાં........"

વચ્ચે જ સ્નેહ મધુર સ્વરે સીતા બોલી ઉઠીઃ "અરે ઇભા, મા સામે આ રીતે કઠોર વાત ન કહેવાય. મા હોવા છતાં મા એ શું છે તે તું સમજી શકી નથી ઇભા. મારે મા નથી છતાં હું માનો પ્રેમ અને માનો ભાવ કેવો હોય છે તે સમજી શકી છું. ભગવાને મને એક મા આપીને મારા વ્યર્થ જીવનને ભરી દીધું છે. માને દુઃખ ન આપીએ, શિક્ષણ અને સંસ્કારનો સદુપયોગ કરવો જોઇએ. કાકી જે કંઇ કહે છે, તે સાચું જ કહે છે. મારા જેવી

અશિક્ષિત સ્ત્રીઓ પરણ્યા વગર સ્વાધિન ભાવે રહેવા માગે, તો તેનું ભરણપોષણ કોણ કરે? અશિક્ષિત સ્ત્રીઓ માટે કોઈ રસ્તો નથી, બધા દરવાજા બંધ છે. માથા ઉપર કોઈ સંભાળ રાખનાર જોઈએ, તેથી જ આજે દરેક સ્ત્રીઓને પરણવું પડે છે. નહિ તો ઉદરપોષણ કેવી રીતે કરે? અત્યારનો સમય એવો છે કે કોઈ પોતાના અપંગ માબાપ કે ભાઈભાંડરને પણ પોષી શકતા નથી, પછી મારો ભાર કોણ લે? એટલે કાકી જે કહે છે તે બરાબર કહે છે."

અત્યંત આનંદિત બનીને જયંતી બોલીઃ "જોયું, સીતાએ તારા જેટલું શિક્ષણ નથી લીધું, છતાં એનામાં જેટલી બુદ્ધિ છે એટલી તારામાં નથી. સીતા, મોટીબા કહેતા હતા, તું પરણવા માગતી નથી–આ શું બની શકે? સ્ત્રી જાતિમાં જ્યારે જન્મ લીધો છે, પોતાના પગ પર ઉભા રહી શકાય એવું શિક્ષણ જ્યારે મેળવ્યું નથી, ત્યારે નહિ પરણવાનો વિચાર કરવો એ શું યોગ્ય છે? અહીં કદાચ ન રહી શકે, તો પરાયા ઘેર રસોઈયણ તરીકે રહેવું પડશે અથવા કોઈની દાસીવૃતિ કરવી પડશે. કારણ કે અશિક્ષિત અથવા અર્ધશિક્ષિત સ્ત્રીઓ આથી વધારે બીજું કોઈ કામ કરી શકે નહિ. હું સાચું કહું છું, આમાં તું જરાય રોષ ન કરતી હો મા."

સીતાનો ચહેરો ઝાંખો પડી ગયો હતો. તેણે મોઢા પર પરાણે હાસ્ય લાવીને કહ્યું: "ના. કાકી, રોષ શા માટે કરું? આપ જે કહો છો તે બરાબર છે. આપે તો મને મારા ભાવિ માર્ગનું સ્પષ્ટ ભાન કરાવ્યું."

જયંતીએ કન્યાના મોઢા સામે રોષ ભરી નજર કરતાં કહ્યું: "ઇન્દુ ઘણું ભણી છે પણ એની બુદ્ધિ ઓછી છે. તેથી જ મને વારંવાર ડર લાગે છે કે કોણ જાણે ક્યારે શુંનું શું કરી બેસશે."

દાંત વડે હોઠ પીસીને ઇન્દુએ આડું જોઈને કહ્યું: "કલકત્તા ક્યારે જવું છે બા?"

કેમ! જયંતીએ આશ્ચર્ય પામતાં કહ્યું: "આવી ત્યારની જઉં જઉં શા માટે કરે છે?"

ઇભાએ કહ્યું: "આવતી કાલે પાછા ફરવાનું તમે જ કહેતાં હતાં ને......."

જરા હસીને કન્યાની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં જયંતી બોલી: "કહ્યું એટલે શું આવતી કાલે જવાનું હશે ગાંડી? જ્યારે આવ્યા છીએ.....ત્યારે બે ચાર દિવસ રહી જઇએ. તું શું કહે છે સીતા?"

ઇભાએ અસહિષ્ણુભાવે કહ્યું: "તો પછી શંભુભાઇને શા માટે રોકી રાખ્યા છે આ? જો જવું જ હોય તો જઇએ, નહિ તો શંભુભાઇને કહી દઇએ કે તેઓ જાય."

રોષ ભર્યા સ્વરે જયંતી બોલી: "તો પછી જા કહી દે, આજે જ જાય. બાપરે, અહિં આવવું હતું ત્યારે આખું ઘર માથે લીધું હતું, હવે જવા માટે ઉતાવળી થઇ રહી છે. તું શું મારા ઉપર હુકમ ચલાવવા માગે છે ઇભા? હું કોઇના તેડાવ્યાથી નથી આવી, મારી ઇચ્છાથી આવી છું અને મારી ઇચ્છાથી ચાલી જઇશ. મને ત્યાં મૂકી જવા માટે આવડા મોટા ઘરમાંથી શું એકાદ માણસ નહિ મળી શકે? તને અહીં ન ગમતું હોય તો તું સુખેથી શંભુ સાથે ચાલી જા.....હું હમણાં અહીં જ રહેવાની છું."

મોઢું ભારે કરીને ઇભા ઉભી રહી સીતાના શુષ્ક વદન પર હાસ્ય આવતું નહોતું, છતાં બળપુર્વક હાસ્ય લાવીને તે બોલી: "ઇભા, કલકત્તા જવા માટે આટલી ઉતાવળી થઇ છે, તો શું આ સ્થળ તને ગમતું નથી? આ ઘર તારૂં પોતાનું છે...આ બધા માણસો તારા સ્વજનો છે. હું તો બેન, પરાઇ છું. તું આટલાં દિવસ સુધી આવી નહિ, એટલે તારી જવાબદારી મેં લીધી છે, તારૂં કાર્ય મેં કર્યું છે. હવે તારૂં કાર્ય તું સંભાળી લે અને મને છુટકારો આપ."

જશાંતીએ આગગળા સ્વરે કહ્યું: " બોલ મા બોલ, આવી જ શિખામણ આ મુરખ છોકરીને આપ. મારી એકેય વાત તે સાંભળતી નથી અને સામેથી મને ધમકાવે છે. તારી શિખામણથી એનામાં સમજ આવે તો ઘણું સારૂં."

મનની આગ ઠરી ગઈ એટલે ઠંડીએ પોતાનો પ્રભાવ જમાવ્યો. તે ધ્રૂજતી ધ્રૂજતી ઉપર ચાલી ગઇ

સીતા ડાકીમાની ગતિ તરફ જોઇ રહી હતી, આંખ ફેરવીને તેણે ઇલા સામે જોયું, ત્યારે ઇલાની આંખો આંસુથી ભીની થઇ ગઇ હતી.

ઇલાનો હાથ પોતાના હાથમાં લઇ સાંત્વના ભર્યા સ્વરે સીતા બોલી: "માની વાતથી રોષ કે દુઃખ ન થવું જોઇએ ઇલા. મા જે કંઇ કહે તે સારા માટે જ કહે છે, મા કોઇ દિવસ સંતાનના અમંગળની ઇચ્છા ન રાખે એ તો જાણે છે ને બેન?"

ઇલાના સુંદર અધર કંઈક કહેવા માટે કંપી ઉઠયા. જે કહેવું હતું તે ન કહેતાં દબાયેલા સ્વરે તે માત્ર એટલું જ બોલી: "હજી તમે કશું નથી સમજી શકયાં બેન, પણ ધીરે ધીરે સઘળું જાણી શકશો."

સીતાના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લઇને ઇલા એકદમ ઉપર ચાલી ગઈ. સીતા એની વાત ન સમજતાં મૌનભાવે ઉભી રહી.

મેડી પરથી ઇશાનીનો હળવો સ્વર આવ્યો "સીતા...!"

સીતાને યાદ આવ્યું. ચટણી વાટવાની છે. ઇશાનીના દાળભાત તૈયાર થઇ ગયા લાગે છે. તે એકદમ ઘાટપર ગઇ અને ફરીવાર સ્નાન કરી તરત ઉપર આવી ગઈ. તેને બીજીવાર નાહીને આવતી જોઈ ઇશાનીએ કહ્યું: "આવી ઠંડીમાં બીજીવાર શા માટે નાહી સીતા? વસ્ત્રો બદલાવ્યાં હોત તો ચાલત."

સીતાએ જરા હસીને કહ્યું: "શું કરૂં મા? ઘરમાં વિધવા છે, ઠાકોરજી છે, દાસીનું વમન સાફ કરીને આવી છું એટલે નાહી! વગર કોઈ ચીજને કેવી રીતે અડકી શકું? આપ તો કશું ન કહો, પણ મનમાં રહેલા સંસ્કાર કેવી રીતે માને!"

જરા રોષથી ઈશાનીએ કહ્યું: "હું તને જે વાતની ના પાડું, તેજ તારે કરવું જોઈએ એ કેમ? આજ હું દાદાને કહી દેવાની છું, તેં એવો અત્યાચાર શરૂ કર્યો છે કે છેવટે માંદી પડ્યા વગર નહિ રહે."

સીતા હસીને બોલી: "દાદા કશું કહી શકશે નહિ મા! હજી તમે કંઇક કહી શકશો...પણ દાદા તો મૌન જ રહેશે."

ઈશાનીએ હસીને કહ્યું: "મારૂં તો તારે ખૂબ જ સાંભળવું પડશે એ યાદ રાખજે."

સીતા ચટણી વાટવા બેસી ગઇ.

જયંતી બાજુમાં બેઠી બેઠી શાક સમારી રહી હતી, આ સ્નેહ ભરી વાત કાનને ગમી નહિ. તેના ચહેરા પર અપ્રીતિની રેખાઓ કાળી વાદળી માફક બેસી ગઇ હતી; કંઇક કામનું બહાનું કાઢીને તે બહાર ચાલી ગઈ.

# ૨૨

દિવસો જેવા રીતે આવતા, તેવી રીતે વિદાય થઈ જતા. ઘરમાં પોતાના બે માણસો આવ્યા છે, એ ખબર જાણે બિહારીલાલથી અજ્ઞાત રહી ગઈ. હંમેશની માફક તેઓ થોડી વાર અંદર આવતા અને પાછા પોતાની બેઠકમાં ચાલ્યા જતા. એમની સેવાનો ભાર જે રીતે સીતાના હાથમાં હતો, તે રીતે જ રહી ગયો હતો.

ઈભા સીતાની સાથે દાદા જમવા બેસતા ત્યારે કોઈ કોઈ વાર આવતી પણ વૃદ્ધ કદી તેના સામે નજર નહોતા કરતા. જયંતી એક દિવસ અડધી લાજ કાઢીને ધણીની પાસે બેઠી હતી, જોઈને વૃદ્ધે પળ-માટે ચહેરો બગાડી નાખ્યો હતો, કશું કહ્યું નહોતું. તેને જે કંઈ કહેવાનું હતું, તે સીતા સાથે જ ...ખાસ કરીને જમિનદારી સંબંધી સઘળી વાતો તેઓ સીતાને જ કહેતા.

તે દિવસે તેમણે જયંતીની હાજરીમાં જ સીતાને પુછ્યું:" ઘર ખરચના પૈસા હાથમાં છે કે પુરા થઈ ગયા છે ?"

સીતાએ કહ્યું " દસેક રૂપિયા રહ્યા હશે દાદા "

વૃદ્ધે હસીને કહ્યું " આ વાત તારે મને કહેવી જોઈએ ને દીકરી ? આજ સુશીલને કહી દઉં, તે તારા હાથમાં પૈસા આપી જશે."

સીતાના હાથમાં ઘર ખરચનો સઘળો ભાર રહેલો જોઈને જયંતીનો પ્રાણ પ્રજળી રહ્યો હતો. ભોજન કરીને બિહારીલાલ શયનગૃહમાં ગયા, ત્યારે સીતા પણ તેમની સાથે સાથે ગઈ આ જોઈને ઇન્દ્રાનીએ એક નિશ્વાસ નાખી કહ્યું " સદભાગ્યે સીતા મળી ગઈ નાની વહુ, તેથીજ આ વૃદ્ધ જીવી રહ્યા છે. નહિતો કોણ જાણે શું થઈ ગયું હોત!"
ચહેરો બગાડીને જયંતી બોલી: " પરાઈ કન્યાને આવી રીતે રાખવી તેને હું કદી યોગ્ય ન કહી શકું બેન! એને શું આ દુનીયામાં કોઈ નથી!"

ઉભવા નિશ્વાસ સાથે ઇન્દ્રાનીએ કહ્યું: " છે. માસી, માસીનો દીકરો, ભાઈ બધા છે. એ લોકો લઈ જવા ઇચ્છે છે પણ સીતા ત્યાં જવા નથી ઇચ્છતી, અમે પણ તેને છોડી શકતાં નથી. એની માસીના દીયરનો એક શિક્ષિત અને સંસ્કારીક છોકરો છે. એની સાથે સીતાના લગ્નની વાત એ લોકો કરી રહ્યા છે. પણ એ શું બની શકે બેન! એક દિવસ સીતાએ મારા ચરણમાં માથું નમાવીને કહ્યું હતું, મારાં લગ્ન થઈ ગયા છે, આપ મારા લગ્ન સંબંધી કશી વાત કરશો નહિ હું પરણેલી છું એમજ માનજો.' આ વાત સાંભળીને હું પણ મારાં આંસુ રોકી શકી નહોતી. સીતાનો ત્યાગ કરીને જે અભાગી ચાલ્યો ગયો છે, તેને અભિશાપ આપ્યા વગર હું રહી શકી નહિ. જ્યોતિ શું સુખી થશે! મને અને દાદાને તેણે ઓછું દુઃખ નથી દીધું...તેમાંય આ તરૂણ નારીની જીંદગી, આશા અને ઉર્મિ બધું નષ્ટ કરી નાખ્યું છે..."

કહેતાં કહેતાં ઇન્દ્રાનીનાં બંને નયનો સજળ બની ગયાં.

ઘડીક નીરવ રહીને જયંતીએ જરા હસીને કહ્યું: " પણ બહેન, જ્યોતિની વહુને જો એકવાર જોઈ હોય તો તમે એમ જ કહો કે જ્યોતિની પસંદગી ઘણી સરસ છે "

ઘૃણાભર્યા સ્વરે ઇન્દ્રાનીએ કહ્યું: " એ વાત જવાદે બેન, ભગવાનને હું તો પ્રાર્થના કરું છું કે એનું મોઢું જોવાનો વખત મને ન

આપે. શિક્ષણ અને સંસ્કારને તમે જે રીતે સમજો છો, કમનસીબે અમે એ રીતે સમજતાં નથી. જે શિક્ષણ માણસના જીવન વ્યવહારમાં કદી પણ ઉપયોગી ન થાય અને માણસને કેવળ રૂપાળા રમકડા જેવું બનાવી મૂકે તે શિક્ષણને શું યોગ્ય શિક્ષણ કહો કદાચ નાની વહુ! તું રોષ ન કરીશ, અંગ્રેજીની બે ચાર ચોપડી ભણ્યા એટલે તમે બધા માનો છો કે પુરૂં કર્યું", પણ અમે તેમ નથી માનતા. અમે તો કહીએ છીએ, સિન્દુર વગરના સેંથા કરતાં સિંદૂર ભરેલો સેંથો દેખાવમાં સારો; ઉંચી એડીના બુટ કરતાં અળતાથી રંગાયેલો પગ સારો. ખુરશી પર બેસીને પુસ્તકો વાંચ્યા કરવાં એ શું હરસમય શોભતું હશે! એ કરતાં તો રસોડામાં માતૃમૂર્તિ તરીકે બેસવું ઘણું શોભે છે. સંતાનના પાલનનો ભાર નોકર ચાકરના હાથમાં ન મૂકતાં જાતે એ ભાર ઉપાડશો તે વધારે સુંદર દેખાય, આથી જ સીતા અમને ખૂબ વહાલી લાગે છે, મને એનમાં આદર્શ માતાના દર્શન થાય છે."

આઘાત પામીને જયંતી મૌન રહી.

સાંજના સુશીલ સીતાના હાથમાં કેટલીક નોટો આપી ગયો. સીતાએ એ પૈસા પોતાના કબાટમાં મૂક્યા.

ઇશાનીનું શરિર આજ કંઈક નરમ જણાતું હતું. સંધ્યા થતાં જ તે સૂઈ ગઈ. જયંતીએ તેના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું "તમારૂં શરીર જોઈને મારે કહેવું પડે છે, થોડા દિવસ માટે હવાફેર કરવા માટે ક્યાંક જવું જોઈએ. આવા શરિરથી જીવવામાં શો આનંદ! હવાફેરથી સારૂં થઈ જતું હોય, તો શા માટે ચાહીને આ દુઃખ ભોગવી રહ્યાં છો?"

ઝાંખા હાસ્ય સહ ઇશાની બોલીઃ "એવી શી જરૂર હતી નાની વહુ! હવે આ દેહ પર મમતા નથી રહી. ઘસાઈ ઘસાઈને મરવા કરતાં એકવાર વિદાય લેવાય તો પ્રભુનો પાડ! મારા જવાની મેં કોઈ

કેવળ પ્રાર્થના કરી નથી-કરવાની પણ નથી જેને બચવામાં સુખ છે, તે જ બચે હું બચું તો મારે કેવળ દુઃખ જ ભોગવવાનું છે, શાંતિ શા માટે માગવી ? જેનું કોઈ નથી,—સ્વામી નથી, પુત્ર નથી, તે ક્યા સુખની આશાએ બચવા ઇચ્છે બેન !"

આવેગથી તેનો કંઠ સ્વર કંપતો હતો. તેણે તરત અન્ય દિશાએ મોઢું ફેરવી લીધું.

કંઈક વ્યસ્ત થતાં જયંતી બોલીઃ "બળી તમારી વાત ! દીકરો નથી એવું મનમાંય ન લાવશો બેન. સોનાના ચાંદ જેવો તમારો દીકરો છે; આવો દીકરો કેટલી માતાઓને મળે છે કહો જોઉં ? તમારું પુત્ર સૌભાગ્ય જોઈને ઘણા લોકો ઇર્ષા કરે છે, કહે છે—ઘણા પુણ્ય કર્યાં હોય ત્યારે જ આવો દીકરો મળે. એનું રૂપ, એના ગુણ, એની દ્રઢતા, એની સાહસિક વૃત્તિ બીજા કોઈ દીકરામા બતાવો જોઉં ! જેવું તેવું ન બોલશો બેન; તમે મન સાથે વિચાર કરીને બોલજો. તરંગને વશ બનીને તે જેને ચાહતો હતો તેની સાથે પરણી ગયો છે, અને તરંગને વશ બનીને પરદેશ ગયો છે. છતાં એ તમારોજ પુત્ર છે. માત્ર એના દોષ તરફ નજર ન કરતાં એના ગુણ સામે પણ જુઓ."

નયનો મીંચીને પ્રજ્ઞાની ઘણીવાર સુધી મૌન રહી. ત્યાર પછી ધીરસ્વરે બોલીઃ "દોષ અને ગુણ બંને જોયાં છે બેન. ગુણ કરતાં દોષનું પરિમાણ ઘણું વધી ગયું છે. તેણે જે કાર્ય કર્યું છે, તેથી કોઇ દિવસ હું તેને મારી પાસે રાખી શકીશ નહિ. મને આ એક જ દુઃખ છે."

જયંતીએ કહ્યુંઃ "અહિં જ તમારી મોટી ભૂલ થાય છે બેન ! શું એને હૈયા સરસો ન લેવાનો નિર્ણય કરી નાખ્યો છે ? તેણે એવો કયો અપરાધ કર્યો છે—જેના અંગે પાસે ન લેતાં દૂર જ રાખશો ?"

"અપરાધ ?" પ્રજ્ઞાની બેઠી થઈ ગઈ તેના બંને નયનો જાણે તીવ્રભાવે પ્રજળી ઉઠયા. ગર્વભર્યા સ્વરે તે બોલીઃ" એને કયો અપરાધ કર્યો છે તે હજી પણ તું જાણવા ઇચ્છે છે જયંતી ? એના જીવનનો મોટા-

માં મોટો અપરાધ છે—ધર્મ ત્યાગ. ધર્મ ત્યાગ કરનારાએ કશું નથી કર્યું એમ કહીને અપરાધ હળવો બનાવવાનો પ્રયત્ન ન કરીશ. ધર્મ કંઈ નાના બાળકોનું રમકડું નથી કે ઘડીક લઈ શકાય, ન ગમે એટલે ફેંકી શકાય. તું કહીશ કે તે પ્રાયશ્ચિત કરીને ફરી હિન્દુ થઈ શકે છે. પરંતુ એવા પ્રાયશ્ચિતની શી જરૂર છે! પોતાના સ્વાર્થ ખાતર સામાન્ય વસ્તુના લોભે જે માણસ પોતાનો ધર્મ છોડી શકે છે, તે માણસ બીજું શું ન કરે! શું એના પર કદી વિશ્વાસ રાખી શકાય?"

આટલું કહીને તે પાછી સૂઈ ગઈ.

આ સંબંધી વધુ ચર્ચા કરવી યોગ્ય ન જણાતાં જયંતી મૌનભાવે પ્રશાનીના માથા પર હાથ ફેરવતી બેસી રહી.

સીતાએ ખંડમાં દાખલ થતાં કહ્યું "આ શું મા, સંધ્યાવેળાએ શા માટે સૂઈ ગયા છો! જરા બેઠા થાઓ ...થોડી વાર પછી સૂઈ જજો."

પ્રશાની બેઠી ન થઈ.

જયંતીએ જરા વિરક્ત ભાવે કહ્યું:" સંધ્યાવેળાએ નબળા શરીરે પણ બેઠા થવું જોઈએ એવો કોઈ નિયમ નથી સીતા. ભલેને નીરાંતે આરામ લે છે તો ભલે લે."

સીતાએ કહ્યું " આમ કવેળાએ સૂઈ રહેવું એથી શરીર અને મન પર ખરાબ અસર થાય છે કાકી મા, તમારે બેઠા થવું પડશે. હું તમને અત્યારે કોઈ પણ ઉપાયે સૂઈ રહેવા નહિ દઉં."

પ્રશાની તરતજ બેઠી થઈ ગઈ. તેણે પોતાનું મોઢું સીતા ન જોઈ જાય તેની સાવચેતી રાખી પણ સીતાની નજર આગળ એ સાવચેતી ટકી શકી નહી. સીતા પ્રશાનીની આંસુભરી આંખો જોઈ ગઈ.

"મા, તમે પણ ભારે છો હો, સંધ્યાવેળાએ આંસુ પડાતાં હશે? કવેળાના આંસુથી ઘરમાં અકલ્યાણ થાય છે એવું તો આપજ કહેતા હતા"

પ્રશાનીનો ચહેરો જરા ઝંખવાયો. તે બોલી " હું ક્યાં આંસુ પાડું છું સીતા? તું બરાબર જોયા વગર જ મને ધમકાવે છે."

સીતાનું પ્રભુત્વ અને ઇશાનીનો બચાવભાવ જોઇને જયંતીને ખૂબ જ અકળામણ લાગ્યું, તે ગંભીર ભાવે બોલી: "હવે મંગળ અમંગળ કોના માટે વિચારવાનું હતું સીતા? જે માતાનો એકનો એક પુત્ર ચાલ્યો જાય, તે માતા સદાય રડતી જ હોય છે. વેળા કવેળા ને મંગળ અમંગળનો વિચાર કરીને શું રડી શકાતું હશે? તું હજી મા નથી થઇ, માને કેટલી વેદના સહવી પડે છે એ તું ક્યાંથી જાણે? માના હૈયામાં જ્યારે ઘા લાગે ત્યારે વેળા કવેળા નથી હોતી. જે લોકો બીજાને બતાવવા ખાતર દંભથી રડે છે, તે લોકો જ વેળા–કવેળાનો વિચાર કરતા હોય છે. માનું રૂદન એવું નથી હોતું સીતા."

આ રીતે ગોઠવીને વાત કરવાની શક્તિ ઇશાનીમાં નહોતી, મનની વાત જયંતીના મોઢેથી પ્રગટ થયેલી જોઇને તે આનંદ પામી. સીતા એકવાર તેના સામે જોઇને ચાલી ગઈ. જતી વખતે કહેતી ગઈ: "તો પછી આપ રડાય તેટલું રડી લો મા, રડી રડીને જ્યારે તાવ આવશે, ત્યારે એકલાં આ ઘરમાં પડ્યાં રહેજો. હું તમારી પાસે નહિં આવું તે કહેતી જાઉં છું."

ક્રોધથી લાલચોળ બની ગયેલી જયંતીએ ઇશાની સામે જોઇને કહ્યું: "તમે આ છોકરીને બહુ ચડાવી છે; તમારા પ્રત્યે પણ વિવેક નથી દર્શાવતી. જો આ છોકરીમાં શિક્ષણ જેવું કંઈ હોત, તો આવું વર્તન ન દેખાડત. અશિક્ષિત માણસો જ જરા મોઢે ચડાવ્યા કે આવા બની જાય છે..."

ધીમા સ્વરે ઇશાની બોલી: "શું કરૂં બહેન, દાદા......"

વચ્ચે જ ઉગ્રભાવે જયંતી બોલી: "હા, દાદાએ જ એને આટલી ચડાવી છે, તે હું બરાબર જોઇ શકી છું. સીતા ન હોય તો દાદાને એક પળ માટે પણ ન ચાલે. એ તો ઠીક પણ દાદા જમિનદારી સંબંધી સઘળી વાત એને સમજાવે છે ને કહે છે કે એમાં

એને લાભ શું ! વળી ઘરના પેટી–પટારાની બધી ચાવીઓ એના હાથમાં છે... ખરચ પત્રનો હિસાબ પણ એના હાથમાં છે. આ બધું તમારા હાથમાં શા માટે નથી રાખતાં બહેન ?"

ઇશાની કશું બોલી નહિ, ઓશીકામાં મોઢું છૂપાવીને બેસી રહી. સીતાની વિરૂદ્ધમાં કોઈ કંઈ પણ વાત કરી શકે છે, એવું તેની કલ્પનામાં યે નહોતું.

જયંતી કહેવા લાગી: " સાંભળ્યું છે કે આજ તેની માસીનો દિકરો ભાઇ આવ્યો છે. તમને શું એમ નથી લાગતું બેન, આ ખરચપત્રમાંથી બચાવીને સીતા સરકાવી લેતી હોય ? હજાર હો પણ તેઓનો સગો કહેવાય. આજ જો તમારે ત્યાં આશરો ન રહે, તો કાલ સીતાને માસીને ઘેર જ જવું પડે. ઘરખરચનો કશો હિસાબ રાખવામાં આવતો નથી. હું તો કહું છું, ઇશુના હાથમાં ઘરખરચનો હિસાબ સોંપો તો સારૂં. મારા ભાઇએ પોતાના ઘરખરચનો સઘળો ભાર ઇભાના હાથમાં જ મૂક્યો હતો. ઇભાના હાથે કોઈ દિવસ કશી ભૂલ નથી થઈ. ગમે તેમ તોય તે ભણેલી છે, અને આ બધું છે તો તેનું જ ને, એ શું ખોટી રીતે એક પૈસો પણ વેડફી શકે ? એના મનમાં જેટલી કાળજી રહેશે, એટલી કાળજી શું પરાયાના મનમાં રહી શકે ખરી ?"

ઇશાની નિસ્તબ્ધ ભાવે પડી રહી. એના તરફથી કશો ઉત્તર ન મળતાં જયંતીએ ધાર્યું, તે સૂઈ ગએલ હશે. થોડીવાર પહેલાં એક દાસી આવીને દીવો મૂકી ગઈ હતી. દીવાના ઝાંખા પ્રકાશમાં તે જોઈ ન શકી કે ઇશાની સૂઈ ગઈ છે કે જાગે છે.

તેણે ધીરેથી સાદ કર્યો: " બેન..."

ઇશાનીએ ઉત્તર ન આપ્યો, હલનચલન પણ ન કર્યું. જયંતીને ખાત્રી થઈ કે ઇશાની સૂઈ ગઇ છે. એટલે તે ઉભી થઇ.

રાત્રિ ચાલી ગઈ, સીતા જે રીતે હસતા મોઢે કામકાજ કરતી હતી, તે રીતે જ કરવા લાગી..

સવારે ઇલાના ખંડમાં સીતા દાખલ થઇ. એ વખતે ઇલા સ્ટવ પર ચાનું પાણી ગરમ કરી રહી હતી, તેને અને તેની માને ચા વગર ચાલતું નહોતું. આ ઘરમાં ચા પાનનો રીવાજ હતો જ નહિ, જ્યોતિર્મય જ્યારે આવતો, ત્યારે તેના માટે જ ચા થતો.

અસમયે સીતાને આવેલી જોઇને ઇલાએ આશ્ચર્યસહ કહ્યું: "ઓહો, આજ સવારમાં જ સીતાબહેન અહીં! ચા પીશો,...આપું?"

સીતાએ હસીને કહ્યું: "ના બેન, આ ઘરમાં આવ્યા પછી ચા છોડી દીધો છે. અને એવું બધું ન પીવાય તે જ સારું. ઘણું ખરાબ વ્યસન છે."

ઇલાએ પ્રશ્ન કર્યો: "તમને ચા છોડતાં કષ્ટ ન થયું?"

"એમાં કષ્ટ શેનું બેન? આ તો કેવળ મનની જ વાત છે. મનને સમજાવીએ નહિ, તો સામાન્ય કષ્ટ ને વિરાટ માની બેસે અને સમજાવીએ તો વિરાટ કષ્ટ જરાય જણાય નહિ. આવા સામાન્ય ત્યાગમાં કષ્ટ જેવું શું હતું...આ કરતાં પણ વધારે ત્યાગ મારે કેળવવાનો છે. એટલે નાની વાતમાં દુઃખ માનું તો કેવી રીતે ચાલે? આ જીવનમાં ઘણી ટેવો હતી, ધીરે ધીરે બધી છોડી દીધી છે, અત્યારે હું ખૂબ સાદાઈથી જીવન ચલાવી શકું છું. એ બધી વાત જવાદો. હું ચા પીવા નથી આવી, એટલે તું મારા માટે અધીર ન બનીશ. હું એક કામ માટે આવી છું...તારી સાથે ખાસ વાત કરવાની છે."

"ખાસ વાત? અરે, પણ તમારા હાથમાં આ બધું શું છે?" કૌતુહલ ભરી નજરે જોતાં ઇલાએ કહ્યું.

સીતાએ નોટોનું બંડલ એનાં સામે મૂકતાં કહ્યું: "તારા માથા પર એક જવાબદારી મૂકવા આવી છું બેન, કશું મનમાં ન લાવીશ. હું એકલી રહી, ચારે તરફ ધ્યાન કેવી રીતે રાખી શકું કહે જોઉં! નીરાંતે શ્વાસ લેવાનો પણ સમય નથી મળતો. એટલે વિચાર્યું, મારા

કામમાંથી થોડો ભાગ તને પણ આપું. ખૂબ વિચારતાં ઘરખરચના હિસાબનો બોજો તારા માથે મૂકવો એ મને યોગ્ય લાગ્યું. મેં સાંભળ્યું છે, તારા મામાના ઘરનો બધો હિસાબ તું જ રાખતી હતી, અહીં પણ તારે આ કાર્ય સ્વીકારવું પડશે."

ઇલાએ માથું ધુણાવ્યું. આખી વાત તેની સમજમાં આવી ગઇ. જરૂર આ વાત પાછળ માનો જ કટાક્ષ હોવો જોઇએ. નહિ તો એકાએક આજ સીતા શા માટે આ બોજો સોંપવા આવે ? આજ બે ત્રણ મહિનાથી અહીં આવ્યા હોવા છતાં, કોઈ દિવસ સીતાએ એકાદ નાનું કામ પણ સોંપ્યું નથી, તે બોલીઃ " આ બોજો હું નહિ ઉપાડી શકું બેન. દાદાની અવસ્થા અને ઘરખરચના હિસાબ સિવાયનું બીજું જે કામ સોંપશો તે હું કરીશ. મોટીબાની સંભાળ રાખીશ, તમારાં પાળેલાં પ્રાણીઓને સાચવીશ, રસોઈ કરીશ, એ સિવાય તમે જે કહેશો તે બધું કરીશ, માત્ર એ બે કાર્ય હું નહિ કરી શકું."

સીતાએ જરા હસીને કહ્યુંઃ " દાદાનો ભાર શા માટે નહિ લે ? "

" તમારા જેવી દાદાની સેવા મારા હાથે ન થઇ શકે."

" મારા ચાલ્યા ગયા પછી આ બધો ભાર તારે જ લેવો પડશે ઇલા, એ વખતે દાદાની સંભાળ તારે જ રાખવી પડશે."

સીતાનો કંઠસ્વર અતિ કોમળ બની ગયો હતો.

સીતા સામે ફાટી આંખે જોતાં ઇલાએ પુછ્યુંઃ " તમે ક્યાં જવાનાં છો બેન ! "

સીતાએ કહ્યું: " મારા ભાઇ મને તેડવા આવ્યા છે, એ તો તું જાણે છે ને ? થોડા દિવસ ત્યાં જઇ આવું...અહીં હવે ગમતું નથી. મારા ગયા પછી આ બધાં કામ તારે જ કરવાં પડશે."

ઈભાએ સીતાનો હાથ પકડી લેતાં કહ્યું: " તમે જશો કેવી રીતે ? અમે તમને જવા દઈશું, ત્યારે જશોને બેન, બળજબરીથી તો નહિ જાઓને ? હું તમને આ રીતે પકડી રાખીશ, કોની મગદૂર છે કે તમને મારા હાથમાંથી છોડાવી જાય."

આટલું કહીને ઇભા સીતાને વળગી પડી. બંનેનાં નયનો સજળ બની ગયાં. થોડીવાર પછી ઇભાના બાહુબંધનમાંથી છૂટીને સીતાએ પરાણે હસતાં હસતાં કહ્યું: " તું જવા પણ નહિ દે...અને એમાંથી એક કામ પણ નહિ લે...પછી હું કેવી રીતે બોજો ઉપાડી શકીશ ? "

ઇભાએ કહ્યું: " સારૂં, ઘરખરચના હિસાબનો ભાર હું લઉં છું. પણ દાદાની જવાબદારી હું કદી નહિ લઉં, એ કહી રાખું છું."

" તો પછી દાદાની સેવા ક્યારે કરીશ ? " કહીને સીતાએ હસતાં હસતાં ઇભાની પીઠ પર ટાપલી મારી.

" સીત્તેર વર્ષના વૃદ્ધની સંભાળ મારાથી ન લઈ શકાય બેન...એ તો તમારૂં જ કામ છે.,'

" સારૂં સારૂં, તું નોટો સંભાળી લે. પછી આપણે બપોરે વાતો કરીશું." કહીને સીતા જવા તૈયાર થઈ. બરાબર એ સમયે જયંતીએ ખંડમાં પ્રવેશ કર્યો અને મેજ પર પડેલી નોટો જોઈને તે વિસ્મયપૂર્વક બોલી: " આ રૂપિયા ક્યાંથી આવ્યા, કોણ લાવ્યું ! "

સીતાએ કહ્યું: " હું જ લાવી છું કાકી. મેં ગઇ કાલે દાદાને કહ્યું હતું, મારા ભાઈ મને તેડવા આવ્યા છે એટલે થોડા દિવસ માટે હું કલ્યાણપુર જઇશ. આ સાંભળીને દાદાએ ઘરખરચનો ભાર ઈભાને સોંપવાનું કહ્યું હતું. મેં ઇભાને બધુ સમજાવી દીધું છે, ઈભા ઘરખરચની વ્યવસ્થા રાખશે"

ખૂબ જ સંતોષ પામતાં જયંતી બોલી: "તેં બહુ સારી વ્યવસ્થા કરી છે મા. ગમે તેમ હોય ઉભા ભણેલી ગણાય. ખોટો ખર્ચ એના હાથે થશે જ નહિ, એક જ મહિનામાં બધું સમજાઈ આવશે. ખરચ તો ગમે તે રીતે કરી શકાય, પણ હિસાબ રાખવો એ કામ સહેલું નથી. તું એના જેટલું ભણી નથી એટલે હિસાબ ન રાખી શકે તે દેખીતું છે; પણ ઉભા દરેક વાતે સંતોષ આપી શકશે."

સીતાએ શાંત સ્વરે કહ્યું: "સાચી વાત છે કાકી, મારા જેવી સામાન્ય ઘરની કન્યાઓ કેટલું ભણી શકે? બહુ બહુ તો કાગળ લખી વાંચી શકે...અને ગામડાની સ્ત્રીઓ માટે એ પણ ઓછું નથી. હિસાબ સાચવવો એ શું મારા જેવીનું કામ છે? ઉભામાં એ યોગ્યતા છે તે હું બરાબર જાણું છું."

સીતાના આ આ રીતે બોલાએલા શબ્દો ઉભાને અસહ્ય થઈ પડયા. સીતા કેટલું ભણી છે, ગણિતમાં તે કેટલી પાકી છે, એ વાત ઉભાથી અજાણી ન હોતી. જયંતીને એ ખબર નહોતી કે મેટ્રીક સુધી ભણેલી સીતા બી. એ. સુધી પહોંચેલી ઉભાને પણ ભણાવી શકે તેમ છે. ઉભા ઘણી વાર આ વાત કરવા તૈયાર થઈ હતી, પણ સીતાએ સોગંદ આપીને તેને રોકી હતી. આજ પણ તે મૌન ઉભી રહી, એક શબ્દ બોલી શકી નહિ.

ઉભા સામે હાસ્ય ભરી નજર કરીને સીતા નિશ્ચંત મને ચાલી ગઈ.

## ૨૩

પ્રશાંત અને જ્યોતિર્મય એક જ ક્લાસમાં ભણ્યાં હતા. પ્રશાંત સીતાનો માસીયાઈ ભાઈ છે તે વાત જ્યોતિર્મય જાણી શક્યો નહોતો, પ્રશાંતે પણ જણાવા દીધી નહોતી. પ્રશાંતના મનમાં હતું, જ્યારે જ્યોતિર્મય પરણવા આવશે ત્યારે અચાનક સાળા તરીકેના પરિચયથી આશ્ચર્યમાં મૂકાઈ જશે. મનની આ કલ્પનાને સિદ્ધ કરવા ખાતર પ્રશાંત આટલા વખતથી રામનગરમાં સીતાને મળવા પણ આવ્યો નહોતો. પણ સીતા સાથે એનો પત્ર વ્યવહાર નિયમિત ચાલતો હતો.

દેવયાની સાથે જ્યોતિર્મયના લગ્નનું નિમંત્રણ પત્ર મળતાં જ પ્રશાંત જાણે આકાશમાંથી ગબડી પડયો. સીતાના પિતાના મૃત્યુ પછી તરત જ બિહારીલાલે સીતાને રામનગર તેડાવી લીધી હતી, આ વખતે પ્રશાંત કે તેની માતાએ કશો વિરોધ દર્શાવ્યો નહોતો. સીતા જ્યોતિર્મયની ભાવી પત્ની છે તે વાત સહુ જાણતા હતા.

દેવયાની સાથે જ્યોતિર્મયના લગ્ન થવાના છે એ વાંચીને પ્રશાંત ખૂબ જ વિચારમાં પડી ગયો હતો. એ સમયે માએ કહેલા શબ્દો તેના મનમાં ઘુમવા માંડયા. માએ કહ્યું હતું, લગ્ન પહેલાં સીતાને રામનગર મોકલવી તે જરાય ઉચિત નથી. મા તો સીતાને મોકલવા જરાય રાજી નહોતાં પણ પ્રશાંતની જીદના લીધે જ મા નો વિરોધ

ઘવાઈ ગયો હતો. આ રીતે સીતાનું અપમાન થવા પાછળ પ્રશાંતે પોતાનો જ દોષ જોયો. પોતે માની વાત માની હોત અને સીતાને રામનગર ન મોકલી હોત તો આવું ઘોર અપમાન સહવું પડત નહિ.

જ્યોતિના લગ્ન વખતે પ્રશાંત નહોતો ગયો, ઘોર અપમાનથી ઘવાયેલા પ્રશાંતે પ્રતિજ્ઞા કરી હતી, જીવનમાં ફરી કોઈવાર જ્યોતિર્મયનું મોઢું ન જોવું, વિલાયત જતાં પહેલાં જ્યોતિએ પ્રશાંતને મળવા આવવા બે વાર માણસ મોકલ્યું હતું, છેવટે પોતે પ્રશાંતના ઘેર ગયો હતો, પણ પ્રશાંત મળ્યો નહોતો. પ્રશાંતના મનમાં આવા નાલાયક માણસ સાથે મૈત્રી બાંધવાનો અને આવા બેવચનીના ઘેર પોતાની બહેનને મોકલવાનો ભારે અફસોસ થતો હતો.

જ્યોતિર્મયના લગ્નની કંકોત્રી મળ્યા પછી પ્રશાંતે સીતાને એક પત્ર લખ્યો હતો, તેમાં જણાવ્યું હતું,–તારે હવે ત્યાં રહેવાની જરૂર નથી, હું થોડા જ દિવસોમાં તેડવા આવીશ.

આ પત્રનો ઉત્તર આપતાં સીતાએ જણાવ્યું હતું, હું હમણાં અહીંથી છૂટી શકીશ નહિ. કારણ કે જ્યોતિર્મયના ધર્માંતરની અને વિલાયત જવાની વાત સાંભળીને તેમનાં મા અને દાદા ખૂબ જ અધીર બની ગયાં છે. તેઓ કંઈક સ્વસ્થ થશે એટલે હું તમને જણાવીશ.

આ પત્ર વાંચીને પ્રશાંત ખૂબ જ ચીડાયો હતો. જેની સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી રહ્યો, તે લોકો ખાતર સીતા આટલી સમવેદના શા માટે બતાવે છે?

ત્યાર પછી તેણે સીતાના સંબંધ માટે તપાસ કરવા માંડી. સીતા જેવી સુંદર અને સંસ્કારી કન્યા માટે સારામાં સારું ઘર મળી શકશે. જ્યોતિ કરતાં પણ ઘણાં સારા યુવાનો પડયા છે કે જેઓ સીતા જેવી પત્ની મેળવવામાં પોતાના જીવનને સાર્થક માને.

પ્રશાંતનો એક ખાસ મિત્ર પ્રણવ પ્રશાંત સાથે ઘણીવાર વિનયબાબુના ઘેર જતો આવતો-ત્યારથી તેણે સીતાને જોઈ હતી. એક દિવસ તેણે સાંભળ્યું હતું કે સીતા વાગ્દત્તા છે, એટલે તે સાહસ કરીને કશું બોલી શકયો નહોતો. સીતાના સગપણ તૂટયાના સમાચાર પ્રશાંતના મોઢેથી સાંભળીને તે પ્રથમ તો ભારે આશ્ચર્યમાં પડી ગયો. ત્યાર પછી સઘળી વાત સાંભળીને તે જ્યોતિર્મયના કર્તવ્ય પર ખૂબ જ રોષે ભરાયો. ત્યાર પછી તેણે સંકોચ સહિત જણાવ્યું, પોતે સીતા સાથે લગ્ન કરવા તૈયાર છે. જો પ્રશાંત હા પાડે તો આવતા મહિનામાં જ પોતે લગ્ન માટે તૈયાર થઈ શકે તેમ છે.

પ્રશાંતે આનંદપૂર્વક મિત્રને હૈયા સરસો લીધો. પ્રણવ પૈસાદારનો પુત્ર હતો, મા સિવાય સંસારમાં બીજું કોઈ હતું નહિ. માનો એકનો એક પુત્ર હોવાથી મા એની ઇચ્છા વિરુદ્ધ કશું કરતી નહિ.

પ્રણવ સાથે લગ્ન સંબંધી વાતચીત કરીને પ્રશાંતે સીતા પર એક પત્ર લખ્યો, પત્રના ઉત્તરની રાહ ન જોતાં તે પ્રણવને લઈને સીધો રામનગર આવ્યો.

આ બંનેને જોઈને વૃદ્ધ બિહારીલાલનો ચહેરો કંઈક ઝાંખો પડી ગયો. પ્રથમ તો તેઓ કશું બોલી શકયા નહિ; મૌનભાવે બંને સામે જોઈ રહ્યા. પ્રશાંતે નમસ્કાર કર્યા, છતાં પણ વૃદ્ધથી આશીર્વાદ આપી શકાયા નહિ.

થોડી વાર પછી કંઈક પ્રકૃતિસ્થ થઈને વૃધ્ધે કહ્યું: “ સીતાએ તારા પત્રનો ઉત્તર ગઈ કાલે જ લખ્યો હતો...મને લાગે છે કે એ કાગળ તને મળ્યો નથી. ”

પ્રશાંતે કહ્યું: “ નથી મળ્યો, કારણ કે અહીંની ટપાલ ત્યાં ત્રણ દિવસે મળે છે. મેં ઉત્તરની અપેક્ષા રાખી જ નહોતી...આજ આવવાનો છું તે મેં જણાવી દીધું હતું. ”

બિહારીલાલે કહ્યું: "એ તો બરાબર છે...તું આવ્યો તે પણ સારું થયું...હાં...તમે બંને બેસો હું અંદર જઈને સમાચાર આપું."

વૃદ્ધના મનમાં ભારે દર્દ થઈ રહ્યું હતું, સીતા ચાલી જશે એ વિચારથી તેઓ ખૂબ જ વ્યાકુળ બની ગયા હતા. તેઓ પોતાની જાતને એકાંતમાં મૂકી મનને આશ્વાસન દેવા ઇચ્છતા હતા.

રાખાલ ખડાવ લઈને સામે ઊભો રહ્યો. ખડાવ પહેરીને બિહારીલાલ અંદર ચાલ્યા ગયા.

હજી નવ નહોતા વાગ્યા; સીતા નાની બગીચામાંથી ફૂલો ચૂંટીને આવી હતી. સામે દાદાને જોતાં જ તે ચમકીને ઊભી રહી અને બોલી: "કેમ દાદા, આજ અત્યારમાં ચાલ્યા..." કહેતાં કહેતાં તે અટકી ગઈ. દાદાનો ચહેરો જોઈને તે થંભી ગઈ. બોલી: "આપનો ચહેરો કેમ પડી ગયો છે દાદા, શું તબીયત નરમ છે?"

પરાણે મોઢા પર હાસ્ય લાવીને દાદાએ કહ્યું: "ના બહેન, તબીયત તો સારી છે, તારો ભાઈ તને અહીંથી લઈ જવા આવ્યો છે, તે કહેવા હું આવ્યો છું."

"મારા ભાઈ..." સીતા તરત બધું સમજી ગઈ. દાદાનો ચહેરો આ માટે પડી ગયો છે તે પણ જાણી ગઈ. સીતાનો ચહેરો પણ ઝંખવાણો પડી ગયો વાક્ય અધુરૂં રાખીને તે અન્ય દિશાએ જોઈ રહી.

વેદના ભર્યા સુરે બિહારીલાલ બોલ્યા: "કદાચ આવતી કાલે જ તને તેડી જાય બેન,—કાલથી તારે પૂજાની તૈયારી નહિ કરવી પડે, આ ડોસાની ચાકરી પણ નહિ કરવી પડે આ ઘરના બોજા-માંથી તને મુક્તિ મળશે બેન, પણ હું કેવી રીતે રહી શકીશ, એટલું જરા વિચારજે. હું જેને મારૂં કહી શકું, તેવું જે કંઈ છે તે તું લઈ જાય છે બેન, પછી હું શૂન્યતા વચ્ચે કેવી રીતે

ઊભી શકીશ ! "

વૃદ્ધનો સ્વર કંઇક કરુણ થઈ ગયો હતો, તેમણે તરત મોઢું ફેરવી લીધું.

"સીતા, મેં એવાં ક્યા મહાપાપ કર્યાં હશે, અથવા કોઇના હૈયાનું એશ્વર્ય છીનવી લીધું હશે, જેને પરિણામે મારે આવી કઠોર સજા ભોગવવી પડે છે? એ મહાપાપ આ જન્મનું હશે કે પરજન્મનું હશે, એકવાર એટલું તો કહે બેન. કોણ જાણે કેવાં પાપ કર્યાં છે કે મારા પોતાના જ હાથે મારા હૈયાના પાંસળાં એક પછી એક ખંડિત થઇ રહ્યાં છે! જેને હું મારી વસ્તુ માનું, તે જ મને દગો દઇને ચાલી જાય છે,—માત્ર મને બાળવા ખાતર સંભારણા મૂકતાં જાય છે. જો તમે બધા આ રીતે બધું લઇને ચાલ્યા જવાના હો, તો પછી સંભારણા શા માટે મૂકતા જાઓ છો? તમારા જવાની સાથોસાથ તમારા પગનાં ડાઘ પણ ભૂંસતા જાઓ. મારે એ ડાઘ જોઇને જીવનની છેલ્લી પળ સુધી રડવું ન પડે...હું એકલો પડ્યો રહીશ. જે કંઇ સુંદર છે, જે કંઇ પુણ્ય છે,—તે બધું ચાલ્યું ગયું છે,—હવે જે કંઇ છે તે સાવ શૂન્ય—વિરાટ અંધકાર! જાઓ તમે બધા તમારૂં સર્વસ્વ લઇને ચાલ્યા જાઓ, હું એકલો મારી જાતને ગાઢ અંધકારમાં વીંટીને પડ્યો રહીશ."

વૃદ્ધના આંસુ કોઇ પણ ઉપાયે રોકી શકાતાં નહોતાં; બહાર નીકળી આવ્યાં. મનની નબળાઈ છૂપાવવા માટે તેઓ તરત બાજુના ખંડમાં ચાલ્યા ગયા અને અંદરથી બારણું બંધ કરી દીધું.

એ ભાંગેલા હૈયાની વેદના ભરી વાણી વાયુ સાથે ઘુમતી ઘુમતી સીતાના હૈયાને આઘાત કરવા લાગી. સીતાના હાથમાંની ફુલછાબ ક્યારે નીચે પડી ગઇ, તે પણ તેના ખ્યાલમાં ન રહ્યું. તેણે બુમ મારી: "દાદા..."

વૃદ્ધે એ વખતે બારણું બંધ કરી પોતાની શય્યામાં આડે

પડખે થઈ હાથવડે મોઢું છૂપાવ્યું હતું. જો તે નિર્બળ હૈયાની સ્ત્રી હોત, તો ખુલ્લે હૈયે રડીને પોતાના મનનો બોજો હળવો કરી શકત. હાય, હૈયું ફાટી જાય છે, છતાં તે મુક્ત મનથી રડી શકાતા નથી!'

વૃદ્ધના પ્રાણુમાં ભૂતકાળની વાતો ઉભરાવા માંડી. હરીયાળો સંસાર જાણે વેરાન બની ગયો હતો. વેદનાથી પીડાતા હૈયાને બંને હાથે દબાવીને તે મનથી બોલ્યા: "અરેરે, તમે કોઈએ મારા પર જરા જેટલીયે દયા ન કરી......એક પછી એક ચાલ્યા ગયા, વૃદ્ધ બાપને શા માટે મૂકતા ગયા? શું આ બધી વેદનાઓમાં પ્રજળવા માટે? હવે તમે મને બોલાવી લ્યો......તમારી પાસે મને રાખો...મારાથી હવે સહી શકાતું નથી."

વૃધ્ધે કદી પણ પોતાના બાળકોને દુભાવ્યા નથી. કેટલાય પિતાઓ પોતાના સંતાનોને તિરસ્કારતા હોય છે, મારતા હોય છે, પણ આ વૃધ્ધે કદી ઉંચા સાદે એક વાત પણ કહી નથી. તો પછી એ લોકો શા માટે ચાલ્યા ગયા?

બહાર ભટ્ટાચાર્ય મહાશયે આવી બુમાબુમ કરી મૂકી. પૂજાની કશી તૈયારી નહોતી. આ ઘરમાં કોઈ દિવસ આજના જેવી અવ્યવસ્થા નહોતી દેખાઈ.

ભટ્ટાચાર્ય મહાશયની બુમો સાંભળીને સીતા એકદમ બેઠી થઈ ગઈ—ફૂલ બધાં નીચે પડી ગયાં હતાં, દેવકાર્યમાં કામ આવે તેમ નહોતાં. ભટ્ટાચાર્ય મહાશયને જરા ધીરજ રાખવાનું કહીને તે ફૂલો ચૂંટવા દોડી. ઝપાટામાં થોડાંક ફૂલો લાવીને તેણે પૂજાની સામગ્રી તૈયાર કરી દીધી.

ભટ્ટાચાર્ય મહાશય પૂજા કરવા ગયા. સીતા બિહારીલાલના ખંડના દ્વાર પાસે આવી અને સાંકળ ખખડાવતાં બોલી: દાદા, એકવાર બારણું ઉઘાડો."

બિહારીલાલે ઉત્તર ન આપ્યો.

સીતાએ ઉદ્વિગ્ન ભાવે ફરીવાર કહ્યું 'દાદા, મારે ખુબજ જરૂરી કામ છે...કમાડ ઉઘાડો."

છતાં કશો ઉતર ન મળ્યો.

છેડાવતી આંસું લુંછીને સીતા ચાલી ગઇ. રાખાલને બોલાવી કહ્યું "મારા ભાઈ આવ્યા છે, તેને મારૂ નામ દઇને અહીં બોલાવી લાવ."

રાખાલે કહ્યું એક બીજા ગૃહસ્થ આવ્યા-છે, તેને પણ બોલાવતો આવું?"

"ના ફક્ત ભાઈ નેજ અંદર લઇ આવ. તેમના રહેવાની વ્યવસ્થા બરાબર કરી છેને!"

રાખાલે કહ્યું" મોટાબાબૂએ મેનેજરને બધુ કહ્યું છે...મેનેજરબાબૂ બંદોબસ્ત કરી દેશે."

સીતાની આજ્ઞા મુજબ રાખાલ પ્રશાંતને અંતઃપુરમાં લઈ આવ્યો.

ઘણા સમય પછી પ્રશાંત સીતાને જોઈ શકયો.

બે વરસ પહેલાં તેણે જે સીતાને જોઇ હતી તે સીતા જાણે છે જ નહિ. બે વરસ પહેલાં સીતાના ચહેરા પર નિર્મળ હાસ્ય રમતું હતું. આજ સીતાના ચહેરા પર તે હાસ્ય નથી,-તે અસ્વાભાવિક ગંભીર બની ગઈ છે. તેના લલાટપર ચિંતાની રેખાઓ ઉભરાઈ રહીછે-બે વરસ પહેલાની ચપળતા જાણે ઉડી ગઇ છે. પ્રશાંત કોઈ પણ ઉપાયે એક નિશ્વાસને રોકી શકયો નહિ...તેના હૈયાને હલબલાવીને નિશ્વાસ નીકળી પડયો.

સીતાએ નમસ્કાર કરી ચરણરજ લીધી, ત્યાર પછી તે ધીરે ધીરે ઉભી થઇ. તેના ચહેરા પર સ્નેહભરી નજર કરીને પ્રશાંત બોલ્યો: "મજામાં છો ને બેન?"

સીતા હળવું હસીને બોલી: "હા, તમે સારા છો ને, મારાં માસી આનંદમાં છે ને?"

પ્રશાંતે ઉત્તર વાળ્યો: "અમે મજામાં છીએ પણ તું મજામાં છો એ વાત મારા ગળે ઉતરતી નથી. બે વરસ પહેલાં જ્યારે હું તને ટ્રેનમાં મૂકી ગયો હતો, તે દિવસે તારો જે ચહેરો હતો, તે ચહેરો આજ નથી રહ્યો. તારૂં નામ હું ન જાણતો હોત તો તને ઓળખી પણ ન શકત. પહેલાં કરતાં તું કંઇક લાંબી અને રોગી દેખાય છે. તારી આંખો જાણે ઊંડી ઉતરી ગઇ છે, શરીરનો ગુલાબી રંગ ઝાંખો પડી ગયો છે. તેં તારો ચહેરો કોઇ દિવસ જોયો છે સીતા?"

કંઇક શરમ સાથે સીતા બોલી: "તમે પણ ભાઇ અજબ છો. શું હું રોગી થઇ ગઇ છું?"

"એમ જ દેખાય છે. હું તને તેડવા માટે આવ્યો છું એ તો તું જાણે છે ને? અહીં તને રાખવા માટે ઘણી વાતો થઇ છે. જ્યોતિ સાથે તારાં લગ્ન થશે, એ વાત પર જ તને અહીં મોકલી હતી. એમાંનું કશું ન થયું. તેણે જ્યારે અન્ય સાથે લગ્ન કર્યાં છે, ત્યારે તને અહીં રાખીને લોકોની વાતો સાંભળવાનો કશો અર્થ નથી. મા એ પણ મને આ માટે ખૂબ કહ્યું છે. આ વખતે તને સાથે નહિ લઇ જઉં તો મને ઘરમાં જ નહિ આવવા દે, મારૂં મોઢું પણ નહિ જુવે. અને હવે પરાયા ઘરમાં રહેવાની શી જરૂર છે બેન? એવું તો છે નહિ કે અમે તારૂં પોષણ નહિ કરી શકીએ—તારાં લગ્ન નહિ કરી શકીએ, અહિં શું ઓછું અપમાન સહવું પડયું છે બેન? લોકો મને પણ કહી જાય છે. ના, હવે હું તને અહીં નહિ રહેવા દઉં... કોઇનું સાંભળીશ પણ નહિ...તને ગમે તે રીતે લઇ જઇશ."

"આ બધી ચર્ચા પછી કરશું ભાઈ તમે જરા આરામ લ્યો. મેં માને જણાવ્યું હતું, તમે આવ્યા છો સાંભળીને તેઓ ઘણા આનંદ પામ્યાં છે. તમારી સાથે પ્રણવભાઈ પણ આવ્યા છે ને?"

પ્રશાંતે કહ્યું: "હા, એને પણ સાથે લેતો આવ્યો છું. આ

ગામનો રસ્તો એવો છે કે કંપની વગર આવી શકાય જ નહિ."

સીતાએ કહ્યું: "તમે જો અમુક ગાડીમા આવવાનું જણાવ્યું હોત, તો સ્ટેશન પર વાહનનો બંદોબસ્ત કરી શકત, આટલું કષ્ટ ન ભોગવવું પડત."

પ્રશાંતે કહ્યું: "તો તો અમારાં હાડકાં જ ભાંગી જાત. ગાડામાં આટલી લાંબી મુસાફરી કરવી એટલે અડધું મોત ભોગવવું."

"હું પાલખી મોકલત."

"પાલખીમાં ગોટો વળીને બેસવું એ કરતાં ચાલવું સાત દરજ્જે સારૂં મને ચાલવામાં જરા હરકત નથી આવી. પણ બિચારા પ્રણવને ભારે કષ્ટ ભોગવવું પડયું છે. એને ચાલવાની ટેવ નથી. એ તો હાંરી જ ગયો છે. અહીં તમે ચા રાખતા હો તો એના માટે બે કપ ચા બનાવીને મોકલ, નહિ તો એ ઉઠી જ નહિ શકે."

"હું હમણા જ ચા તૈયાર કરીને મોકલું છું. તમે પણ લેશોને?"

"મારે એવી જરૂર નથી, પહેલાં એના માટે વ્યવસ્થા કર, ચા વગર એનું શરીર ગારા જેવું થઇ ગયું છે."

સીતા ચા બનાવવા ચાલી ગઈ.

## ૨૪

અચાનક શરીર અસ્વસ્થ થવાના કારણે બિહારીલાલ પોતાના ઓરડામાંથી બહાર નીકળી શક્યા નહોતા. આ અણધારી અસ્વસ્થતાનું કારણ ઘરમાંથી કોઈ ન જાણી શક્યું, પરંતુ સીતા બધું સમજી ગઈ, પોતે જવાની છે એથી જ દાદા અસ્વસ્થ થઈ ગયા છે.

બીજે દિવસે ભોજન સમયે સીતાના આગ્રહને વશ થઈ બિહારીલાલ ભોજન ગૃહમાં આવ્યા. પ્રશાંત અને પ્રણવ પણ આવ્યા. આસન પર બેસતાં બેસતાં દાદાએ પ્રશાંત સામે જોઈને કહ્યું: "ભાઈ મને માફ કરજે.. ગઈ કાલે તબીયત બગડવાને લીધે હું એકાએક ચાલ્યો ગયો હતો. તું જ્યોતિનો મિત્ર છે એ વાત મને હમણાં જ સીતાએ કહી. જ્યોતિના મોઢેથી મેં ઘણીવાર તારી વાત સાંભળી હતી. એકવાર બોર્ડીંગમાં જ્યોતિને મુદતીયો તાવ થયો હતો, ત્યારે તારા સિવાય કોઈએ તેની સંભાળ નહોતી લીધી. એ સમયે તેં એની સંભાળ ન લીધી હોત તો કેવું પરિણામ આવત તે કેવી રીતે કહું. તેં એને મરણના મોઢેથી પાછો વાળ્યો હતો,—પરંતુ આ પ્રસંગે તું એને પાછો ન વાળી શક્યો એ ભારે દુઃખ રહી ગયું."

પ્રશાંતે શાંત સ્વરે કહ્યું: " મને કશી ખબર નહોતી, આગળથી હું જાણતો હોત તો ગમે તે ઉપાયે તેને પાછો વાળત. તેના લગ્નના દિવસે જ્યારે મને નિમંત્રણ પત્ર મળ્યું, ત્યારે મારા માથા પર જાણે આકાશ તૂટી પડ્યું. છતાં એનું કર્તવ્ય યાદ કરાવવા હું સુરેશબાબુને ઘેર ગયો હતો, પણ જ્યોતિ મને મળ્યો નહોતો. "

બિહારીલાલ થોડીવાર સુધી નીરવ રહ્યા. ત્યાર પછી બોલ્યા: " જે બનવાનું હતું તે બની ગયું. મિત્ર ખાતર મિત્ર જેટલું કરી શકે, એ કરતાં તેં વધારે કર્યું છે. તેં એને મૃત્યુમાંથી બચાવ્યો હતો...એ જોતાં તેણે સઘળી વાત તને કહેવી જોઈતી હતી, એમ થયું હોત તો જરૂર તું એને ઉન્માર્ગે ન જવા દેત. પણ હવે એ બધું યાદ કરવાનો કોઈ અર્થ નથી; એનું નામ મોઢે લાવવામાં પણ મહાપાપ છે. જેના હાથનું પાણી પણ પિતૃઓ પામી શકવાના નથી, તે જીવતો હોવા છતાં મરેલો જ છે!"

વાટકીમાં જે દાળ હતી તે પ્રશાંતે ભાતમાં નાખી દીધી. બિહારીલાલે ખાલી વાટકી સામે જોઈને કહ્યું: " સીતા દાળતો લઈ આવ... પ્રણવબાબુને પણ..."

પ્રશાંતે હસીને કહ્યું: " એને બાબુ ન કહેશો એ પણ જ્યોતિનો મિત્ર છે; આપનો બાળક છે. એ કશું નહિ લ્યે, તે હું જાણું છું, મારી માફક થાળી ભરીને ભાત ખાવાની એનામાં શક્તિ નથી... જુઓ દાદા, એના ભાત હજી એમને એમ થાળીમાં પડયા છે."

બિહારીલાલ પ્રશાંતની સરલ વાતોથી ખૂબ રાજી થઈ ગયા હતા. ઘણા દિવસોથી સંચિત થયેલી વેદના આજ જાણે હળવી થઈ રહી હતી. પ્રશાંતની બળવાન કાયા, વાતચીત વગેરે જાણે પરલોકગત પુત્ર પ્રતાપ જેવી જ લાગતી. સ્નેહના અંગે તેમની દૃષ્ટિ કોમળ બની

ગઈ, તેમણે જરા હસીને કહ્યું: "જે લોકો પુરતો ખોરાક પચાવી શકે નહિ તે લોકો દુઃખ પણ ન પચાવી શકે. એક દિવસ હું પણ તમારી માફક જુવાન હતો. શરીરમાં એટલું જોર હતું કે સાંભળીને તમે આશ્ચર્ય પામો! આજના જુવાનની માફક એકવાર ખાઈને ત્રણ વાર હજમ કરવાપણું નહોતું રહેતું. ખોરાક અને પરિશ્રમના અંગે આજ સીતેર વર્ષની ઉમ્મરે પણ હું હરીફરી શકું છું. પ્રણવ જેવા જુવાનોતો ચાલીસ વર્ષની ઉમ્મરે વૃદ્ધ બની જાય."

ઉત્સાહમાં આવી ગયેલા પ્રશાંતે પ્રણવ તરફ કટાક્ષ કરતાં કહ્યું: "સાંભળ્યું ને! જુઓ દાદા, બીચારો શરમનો માર્યો બધું શાક ખાઈ રહ્યો છે. જો ભાઈ, આમ પરાણે ખાઈશ નહિ. પછી એનું પરિણામ અમારે બધાને ભોગવવું પડશે."

સીતાએ જરા હસીને કહ્યું: "પ્રશાંતભાઈ, આ તમારો અન્યાય છે. તમે જેની પાછળ પડો, તેને પછી છોડતા જ નથી. પ્રણવભાઈ, તમે શરમના માર્યા વધારે પડતું ન જમશો, કારણ કે તમારાથી સહન નહિં થાય."

પ્રણવે આછા હાસ્ય સહ કહ્યું: "અરે બધું સહન થશે. આમાં શું હતું?"

પ્રશાંતે ગંભીર વદને કહ્યું: "દાદા, મા, આપ સહુ જોઈ શકો છો, આમાં મારો કોઇ દોષ નથી; કારણકે મેં એને સાવધાન કર્યો છે...સીતાએ પણ ઘણું કહ્યું છે. હવે જો પ્રણવ કશું કહે તો..."

પ્રણવ વચ્ચે બોલી ઉઠયો "હવે બહુ થયું રાખ. આ ગરીબની વાત છોડીને કોઈ બીજી વાત કાઢેતો સારૂં. દાદા તારા પક્ષમાં હોવા છતાં, મા મારા પક્ષમાં રહેશે એ હું બરાબર જાણું છું કારણકે જે

બાળક નબળું હોય, તેના પ્રત્યે માની કૃપા વધારે હોય છે. માનો સ્નેહ તારા કરતાં મને વધારે મળશે."

એક તરફ બેઠેલી ઈશાની શાંત ભાવે હસી, તેના બંને નયનો સ્નેહથી છલી ઉઠયાં. આજ તેની આંખ સામે પોતાનો પુત્ર દેખાયો હોય, જ્યોતિ આજ આ સ્થળે હોત, તો આ સ્થળ કેટલું મનોહર જણાત !

ભોજન પૂરું થયા પછી બંને મિત્રો વિદાય થયા. સાથે સાથે કૃત્રિમ આનંદ પણ અદૃશ્ય થયો. થાકેલા હૈયે બિહારીલાલ ઊંડીતે પથારીમાં પડયા.

પ્રશાંત અને પ્રણવના આવવાથી જયંતી જરાયે ખુશ નથઇ. તેના મનમાં થયું, આ રીતે સીતાનાં સગાં વહાલાંઓથી આ ઘર ભરાઇ જશે અને આ ઘરના અંગત માણસો પરાયા બની જશે. અર્થાત સીતાના સ્વજનોનું પ્રભુત્વ આ ઘર પર છવાઇ જશે ઓહ ! આ કલ્પના પણ અસહ્ય છે.

જ્યારે પ્રણવ અને પ્રશાંત જમવા બેઠા હતા, ત્યારે પોતાના ખંડમાંથી છૂપાઇને જયંતી એ લોકોને જોતી હતી. પ્રથમતો એની નજરમાં ઘૃણા ભરી હતી પરંતુ ધીરે ધીરે પ્રશાંતનો ચહેરો સ્પષ્ટ જોવાતાં એ ભાવ દૂર થઇ ગયોઅને હૈયામાં એક નૂતન આશા જાગૃત થવા માંડી. પ્રશાંતનો સુંદર, બળવાન અને સપ્રમાણ દેહ, મનોહર વદન, નાના બાળક જેવી મીઠી વાણી, સરલ વ્યવહાર વગેરે જોઇને જયંતીનું મન તેના પ્રત્યે ખેંચાયું.

ઘરના બધાંને જમાડી સીતા જ્યારે રસોડામાં જમવા બેસતી હતી, ત્યારે જયંતી તેની પાસે આવીને બેઠી.

કોઇ દિવસ આ રીતે જયંતી રસોડામાં આવી નહોતી, આજ આવેલી જોઇને સીતાને કંઇક આશ્ચર્ય થયું.

ખરી વાત એ હતી કે સુપુરુષ પ્રશાંતને જોઇને જયંતીના પ્રાણમાં એક મધુર આશા જાગૃત થઇ હતી. ઇલા માટે પ્રશાંત યોગ્ય જણાયો હતો. પ્રશાંત સાથે ઇલાનાં લગ્ન થાય તો સારૂં એમ તેના મનમાં થયું હતું. પ્રશાંત સીતાનો ભાઇ છે એ જાણીને તેણે

આ સંબંધી વિશેષ તપાસ કરવાનો નિર્ણય કર્યો હતો. તેણે કહ્યું: "આ શું સીતા, ઠેઠ સાડાત્રણ વાગે તું જમવા બેસે છે!...આટલું બધું મોડું કેમ થયું?"

સીતા હળવું હસી.

જયંતીએ એક આસન પર બેસતાં કહ્યું: "આ રીતે અનિયમિત જમીશ તો શરીર કેવી રીતે સાચવી શકીશ! એક દિવસના અનિયમિતપણાનું પરિણામ સાત દિવસ ભોગવવું પડશે."

સીતાએ કહ્યું: "બધાને જમાડતાં આજ જરા મોડું થઈ ગયું કાકી. અને મને તો મોડા જમવાની આદત છે, મને કશું નહિ થાય. આપને એવી ટેવ નથી એટલે ભય લાગે છે. અને કાકી, ઘણા માણસો એવા પણ છે કે બિચારા સાંજના પાંચ વાગે માંડ ભોજન મેળવી શકે છે."

"પરંતુ એક દિવસ બાર વાગે અને એક દિવસ ત્રણ વાગે જમવું એ કંઈ ટેવ ન ગણાય. તું હવે જમવા બેસ. તેં તો સાવ ઓછા ભાત લીધા છે...શું આટલાથી પેટ ભરાશે?"

સીતાએ કહ્યું: "આટલું મારા માટે ઘણું છે કાકી, આથી વધારે હું કદી જમતી નથી. શું આપને કંઈ કામ છે કાકી? હોય તો પ્રથમ આપનું કામ કરી આપું."

"ના એવું કશું કામ નથી બહેન, તું તારે જમવાનું શરૂ કર...બેઠાં બેઠાં હું બે વાતો કરી લઈશ."

સીતા કંઈક સંકુચિત ભાવે જમવા બેઠી.

જયંતીએ પૂછ્યું: "લાંબો, દેખાવડો અને કંઈક શ્યામ છે તે જ તારો ભાઈ ને?"

"હા, એ જ મારા ભાઈ."

"અને બીજો એક પાતળો જુવાન હતો તે કોણ?"

સીતાએ કહ્યું: "એ મારા ભાઇના મિત્ર થાય. અમારા ઘર પાસે જ એમનું ઘર હતું. નાનપણથી એક બીજા મિત્રો છે. પ્રણવભાઈ મને પણ બ્હેન માફક માને છે, તેથી મને જોવા આવ્યા છે."

"હં..." કહીને જયંતી વિચારમાં પડી.

સીતાએ કહ્યું: "મારી એક વાત સાંભળશો કાકી? આપ ઈલા માટે પાત્ર શોધી રહ્યા છો, એ મેં સાંભળ્યું છે...તો પછી મારા ભાઇ સાથે ઇલાનો સંબંધ શા માટે નથી બાંધતા? મારા ભાઈની સ્થિતિ જો કે બહુ સારી નથી, પણ શિક્ષિત છે...ભવિષ્યમાં તેઓ પોતાની સ્થિતિ ખૂબ જ સારી કરી શકે તેમ છે."

ચહેરો ગંભીર રાખીને જયંતીએ પુછ્યું: "અત્યારે એને આવક શી છે?"

સીતાએ કહ્યું: "એવી કોઇ ખાસ આવક નથી મારા મામા થોડી જમીન મૂકતા ગયા છે. મારા ભાઈ એ જમિનની દેખભાળ કરે છે. એમાં ઘણો લાભ છે,—નોકરી કરવા કરતાં ઘણું સારૂં. આજ કાલ નોકરીયાત વર્ગની દુર્દશા કેવી છે એ તો તમે પણ જાણતા હશો! પગાર વધારે મળતો હોય, છતાં પુરૂં ન થાય. નોકરી જાય એટલે જાણે દુ:ખનો દરીયો આવી પડે. મારા ભાઈએ જીવનમાં કદી નોકરી ન કરવાની પ્રતિજ્ઞા કરી છે. તેઓ કહે છે—હું પોતે જમિન ખેડીશ, જમિનમાંથી મારા હાથે સોનું પકવીશ...એથી પુરતું મળી રહેશે, તંદુરસ્તી, સ્વતંત્રતા અને સદાચાર જળવાશે. હું પણ એ જ ઈચ્છું છું. કોઈનું સાંભળવું ન પડે અને નોકરી જવાનો ડર ન રહે—પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવાનું."

જયંતીએ ચહેરો વિકૃત કરતાં કહ્યું: "મેં સાંભળ્યું છે કે તારો ભાઈ એમ. એ. પાસ થયેલ છે. આટલું બધું શિક્ષણ શું ખંભે હળ લઈને ખેડ કરવા માટે મેળવ્યું છે?"

સીતા આછું હસી. પણ હસવું યોગ્ય નથી એમ ધારી ગંભીર થતાં તે બોલી: "આપણા દેશના લોકોની એક માન્યતા છે કાંઈક, શિક્ષણ મેળવવાનો અર્થ સારી નોકરી મેળવવી એ છે. નોકરી સિવાય બીજો કોઈ હેતુ શિક્ષણના મૂળમાં નથી. સાંભળ્યું છે, જે દેશનું દૃષ્ટાંત આપણા દેશના લોકો વાત વાતમાં આગળ કરે છે અને જે દેશનું અનુકરણ કરે છે, તે દેશમાં વિશ્વવિદ્યાલયની પદવી ધરાવનારા અનેક જુવાનો પોતાના હાથે ખેડ કરવામાં જરાય પાછા નથી પડતા. આપણા દેશમાં જ આ બધી વાતની સાઠમારી છે, તેથી જ આપણા દેશના જુવાનો બધી વાતમાં પાછા પડતા હોય છે. આપણા દેશના પુરુષોની મનોદશા આવી છે એમ નથી,—આપણા દેશની સ્ત્રીઓનું શિક્ષણ પણ આવું છે, જેના મૂળમાં કોઈપણ પ્રકારનું મહાન ધ્યેય છે જ નહિ. આપણા દેશના જુવાનો સામાન્ય એકાદ વસ્તુ હાથમાં લઈને રસ્તા પર ચાલવામાં સંકોચ અનુભવે છે, પરંતુ જે દેશનું આપણે આંધળું અનુકરણ કરીએ છીએ તે દેશના જુવાનો ગમે તેવો બોજો ઉપાડીને જતાં અચકાતા નથી. આપણા દેશમાં પચીસ રૂપિયાની નોકરી કરતા એકાદ જુવાનને જોશો તો તમને બંધી કલ્પના આવી જશે. એનો ડાકડીમાક એટલો હોય છે કે ન પૂછો વાત!

એકાદ ટંક ભૂખ વેઠી શકશે પણ એકાદ ફિલ્મ જતી નહિ કરી શકે. મારા ભાઈએ આવું અસાર શિક્ષણ નથી મેળવ્યું, જે માણસને અમાનવ બનાવી દે...નકામો બનાવી દે. તેમણે જે શિક્ષણ મેળવ્યું છે, તે માનવતા પ્રગટાવવા મેળવ્યું છે. એમ. એ. પાસ થયા હોવા છતાં તેઓ ખભે હળ લઈને ખેતર જવામાં જરાયે સંકોચ નથી અનુભવતા; બલ્કે ગૌરવ અનુભવે છે. આપ જો ઇચ્છાનો સંબંધ

એમની સાથે કરવા ઇચ્છતા હો, તો હું આજે જ બધું નક્કી કરી દઈશ."

જયંતી ગંભીર વિચારમાં પડી ગઇ. તેના મનમાં એક પ્રશ્ન ઉભો થયો, એમ. એ. પાસ થયેલ આ કૃષક પ્રકૃતિના જુવાનના હાથમાં કન્યાદાન કેવી રીતે દઇ શકાય !

જયંતીના મનોભાવ સમજી જતાં સીતા બોલીઃ " મારા ભાઈને કન્યા આપતાં જો આપનું મન ન માનતું હોય, તો આપ પ્રણવભાઈ સાથે ઇભાને વરાવી શકો છો. પ્રણવભાઈ પણ એમ. એ થયેલ છે અને મોટા ઘરનાં છે. સંસારમાં એક ફઈબા સિવાય કોઈ નથી. ઈભાને જો પ્રણવભાઈના હાથમાં મૂકશો તો ઇભા કોઈ દિવસ દુઃખી નહિ થાય, એ હું ખાત્રી પુર્વક કહું છું. જો આ બાબતમાં તમે સંમત થાઓ તો આવતા વૈશાખમાં જ લગ્ન કરી શકાશે.''

જયંતીના ચહેરા પર વળેલો અંધકાર હળવો થઈ ગયો. તે બોલીઃ " એમ જ કર મા. દાદાની હૈયાતીમાં ઇભુનાં લગ્ન થઇ જાય તો સારૂં. ત્યાર પછી ભાગ્યમાં શું થવાનું હશે તે કોણ જાણે છે. મારે તો એક કન્યા સિવાય બીજું કોઇ નથી. હું તો ઇભુ સારા ઘરમાં અને સારા વરના હાથે પડે એ જ ઇચ્છું છું. આવું યોગ્ય થાય તો હું જીવનભર તારો પાડ માનીશ."

સીતાનું ભોજન પુરૂં થયેલું જોઇને જયંતી ઉભી થઇ.

## ૨૬

પ્રશાંતે સીતાને બોલાવીને કહ્યું: " કેમ બેન, આવવા માટે તેં બધી તૈયારીઓ કરી છે ને ?"

સીતાએ સંકુચિત ભાવે કહ્યું: " હજી કશી તૈયારી નથી કરી."

જરા ચીડાઇને પ્રશાંતે કહ્યું: " તો પછી એમ જ કહેને...... તારા ખાતર મારે એકાદ મહિનો અહીં બેસી રહેવું ! મારે કશું કામકાજ હશે જ નહિ કાં ? અહીં બેસી રહું એટલે ત્યાંનુ બધું કામ આપોઆપ થઇ જશે ! જો તારે આવવું હોય તો આજે જ બધી તૈયારી કરીલે, આવતી કાલે આપણે જવું જ જોઇએ."

સીતા નીચી નજરે પગના અંગુઠાવતી શેત્રંજી ખણવા લાગી... કશું બોલી નહિ.

પ્રશાંતે કહ્યું: " કેમ ચુપ થઇને ઉભી રહી, ક્યારે જવું છે તે નક્કી કરીને કહી નાખને...પછી અમારે અહીં મહેમાન થઇને ક્યાં સુધી પડયા રહેવું ? મને આવી શાહી મહેમાનગીરી ગમતી નથી. મારૂં કામ મારા હાથે કરવામાં મને મજા આવે છે, આઠ દસ નોકરો સેવામાં

રહે તે મને નથી ગમતું. હું તને તેડવા આવ્યો છું, મજા માણવા નથી આવ્યો...પણ તું તો જાણે આવવાની ઇચ્છાય નથી દેખાડતી. તારા મનની વાત મને શા માટે નથી કહેતી ! તારી ઇચ્છા વિરુદ્ધ મેં કદી કર્યું નથી અને આ વખતે પણ નહિ કરું."

સીતાએ પ્રશાંત સામે જોઈ શાંત અને સ્થિર સ્વરે કહ્યું: "તો પછી આ વખતે પણ તમારે તમારી બેનને ક્ષમા આપવી પડશે. તમે મારા દરેક અપરાધ જતા કર્યા છે, આ વખતે પણ જતા કરજો. હું નહિં આવું...મારાથી આવી શકાય તેમ નથી."

વિસ્મિત થતાં પ્રશાંત બોલ્યો: "આ શું કહે છે સીતા, આવીશ નહિ અને આવી શકીશ નહિં તેનો અર્થ શું ?"

સજળ નજરે પ્રશાંત સામે જોતાં તે બોલી: "અહીંની સઘળી પરિસ્થિતિ નજરે જોવા છતાં મને લઈ જવા ઇચ્છો છો ભાઈ ? બિચારા વૃદ્ધ દાદા સઘળું ગુમાવીને કેવળ મારા જ ભરોસે જીવી રહ્યા છે... મારા જવાથી શું એ બચી શકશે ! જેમણે મારા જીવનમાં માના અભાવને જણાવા નથી દીધો, મારા જવાથી એમના શોકાચ્છન્ન હૃદયમાં હળવી સાંત્વના કોણ આપે, એમને કોણ સંભાળે ! એ ભોળા મોઢેથી તમને કશું કહી શકતા નથી. કારણ કે તેઓ આપણા હોવા છતાં એક વ્યક્તિની નિષ્ઠુરતાના પરિણામે પરાયાં બની ગયાં છે. ભાઈ, એકવાર દાદાના ચહેરા સામે અને માના ચહેરા સામે ધારી ધારીને જુઓ...ત્યાર પછી......"

તેનો સ્વર કંપવા માંડ્યો, તેણે અન્ય દિશા તરફ મોઢું ફેરવ્યું.

પ્રશાંત વિસ્મિત નજરે ઘડીભર તેના સામે જોઇ રહ્યો; ત્યાર પછી તે બોલ્યો: "પણ એ લોકોને સુખ દેવા જતાં તેં તારા સર્વસ્વનું બલિદાન આપી દીધું બહેન,–તારું કશું ન રહ્યું."

સીતાએ ગળગળા સ્વરે કહ્યું: "એ કાંઈ આજ નથી બન્યું ભાઈ, ઘણા દિવસો પહેલાં મેં આત્મ બલિદાન આપી દીધું છે. મારી સુખશાંતિ જગતમાંથી ભુંસાઈ ગઈ છે, મેં તો સ્વેચ્છાએ આ દુઃખ સ્વીકારી લીધું છે ભાઈ. આ માટે કોઈને જવાબદાર ગણી શકાય નહિ. તમે મને સુખી કરવાનો મિથ્યા પ્રયત્ન કરી રહ્યા છો; જે હૈયું બળીને ખાખ થઈ ગયું છે, તે હૈયામાં અન્ય કોઈની પ્રતિષ્ઠા કરવાનો પ્રયત્ન ન કરશો."

તેના નયનો વાટેથી આંસુ સરી પડયાં ભાઈની સામે આંસુ ઉભરાશે એવું સીતાએ ધાર્યું નહોતું, તેણે તરત જ મોઢું ફેરવ્યું.

"બહેન...સીતા..." કહી પ્રશાંતે બહેનનું મોઢું પોતા સામે કરી આંસુ લૂછ્યાં. અભાગિની બહેનના અંતરની સઘળી વ્યથા ભાઈના અંતઃકરણને સ્પર્શી ગઈ. બહેનના પ્રાણમાં કેટલી વ્યથા ભરી છે, બહેનના હૈયામાં કેટલાં આંસુ છૂપાયાં છે તે હકિકત પ્રશાંત બરાબર સમજી ગયો, બાલ્યકાળથી તેણે સીતાને ખોળામાં રમાડીને મોટી કરી હતી, શિક્ષણ આપ્યું હતું, આ સમયે સીતાના પ્રાણને સાંત્વન આપી શકાય એવા શબ્દો પ્રશાંતને હૈયે ન ચડયા. તેની આંખ પણ આંસુથી છલકવા માંડી. હાય, સીતાના ઉજવળ ભાવિની કલ્પના કરીને તે કેટલો આનંદિત બન્યો હતો! આજ સીતાનાં આંસુ જોઈને હૈયું હાથમાં રહી શકતું નથી. પ્રશાંતના મનામાં આશા હતી કે સીતા અન્ય સાથે લગ્ન કરીને સુખી થશે, પણ તે નહોતો જાણતો કે સીતાના હૈયામાં એ હૃદયહીન જ્યોતિ જ સ્વામીરૂપે પ્રતિષ્ઠિત થયેલો છે...નારી હૃદયને કોણ ઉકલી શકે! આ કુટુંબ સાથે સીતા એવા બંધનથી બંધાઇ ગઈ હતી. કે તે બંધનો કોઈથી તૂટી શકે તેવાં નહોતાં,

પ્રશાંતના હૈયે જ્યોતિર્મયની નિષ્ઠુરતા ખડી થઇ. આવું રત્ન

પગતળે પીસીને તે ચાલ્યો ગયો ! એક નારીના પ્રાણની આશાઓ, ભાવનાઓ અને લાગણીઓ કચરી નાખતા તેના મનને જરાય આંચકો ન લાગ્યો !

" સીતા..."

સીતાએ અશ્રુભર્યા વદને જોયું.

પ્રશાંતે કહ્યું: " આટલા માટે જ હું તને તેડવા આવ્યો છું બહેન, મારી સાથે રહેવાથી તને સુખ મળશે. "

" મારા મનમાં એમ છે કે અહીં રહેવાથી મને ઠીક પડશે ભાઇ, દાદા અને માના બળ્યા ઝળ્યા પ્રાણમાં કંઇક શાંતિ આપી શકું છું, મારા જીવનની એ જ સાર્થકતા છે. મારૂં આ જીવન તમે વ્યર્થ બની ગયેલું માનો છો, પણ એવું કશું નથી ભાઇ. મારા કલ્યાણ માટે જ ભગવાને મને કોઇના હાથમાં ન મૂકતાં, સહુની સેવા કરવાનો અધિકાર આપ્યો છે. અન્યના દુઃખમાં ભાગ લેવાનો અવસર આપ્યો છે. અહીંથી ક્યાંય જવાની વાત થાય છે ત્યારે મારા મનને ખુબ જ દુઃખ થાય છે. જગતમાં એક તમને જ એવો અધિકાર છે, કે મને જ્યાં લઇ જવી હોય ત્યાં લઇ જઈ શકો. તેથી ભાઇ તમારા પગમાં પડીને વીનવું છું, મને ક્યાંય લઈ જશો નહિ, અહીં આ સ્થિતિમાં રહેવાનો અધિકાર આપો. "

તેણે પ્રશાંતના બંને પગ પકડી લીધા અને આંસુવડે તે પગ ભીંજાયા.

એકદમ પગ સરકાવી લઈ પ્રશાંતે સીતાને બેઠી કરી. તે બોલ્યોઃ " આવું પાગલપણુ ક્યાંથી આવ્યું બહેન ? મેં કોઇ દિવસ તારી ઇચ્છા વિરૂદ્ધ કાર્ય કર્યું નથી, કદી કરીશ પણ નહિ. તારા પ્રત્યે મારા અંતરમા કેટલો પ્રેમ છે તે હું તને કેવી રીતે જણાવું ? જ્યોતિ

સાથે તારાં લગ્ન થશે એ જાણીને મને કેટલો આનંદ થયો હતો ! પણ હું ધારતો હતો તેવો તે ન નીકળ્યો. મારી સઘળી આશાઓ નષ્ટ થઇ ગઇ."

સીતાએ શુષ્ક હાસ્ય હસતાં કહ્યું: "કશું નષ્ટ નથી થયું ભાઇ તમારા આદર્શ એનામાં ભલે ન પોષાયા...પણ મારામાં તો પોષાયા છે ને ! મને આશીર્વાદ આપો ભાઇ, તમારા સંસ્કાર મારા જીવનમાં વિકસિત બને. તમારા પગલે ચાલવાનું મને બળ મળે."

સીતાએ પ્રશાંતના ચરણની રજ લઇ મસ્તકે ચડાવી. પ્રશાંતે આંસુભર્યા નયને સીતા તરફ જોઇ એક નિશ્વાસ નાખ્યો.

## ૨૭

જયંતી એ દિવસ માટે અહીં આવી હતી પણ આજકાલ કરતાં સાત આઠ મહિના વીતી ગયા, કલકત્તા તરફ જવાણું નહિ. ઈભાને તેના યોગ્ય સ્થાને બેસાડવા માટે તે ખુબ મહેનત કરતી, પણ સઘળા

પ્રયત્ન નકામો જતો. વળી પાછી વર્ષાઋતુ આવી, અષાઢ અને શ્રાવણ ચાલ્યા ગયા, ભાદરવાના અંતમાં ઇશાની ફરી પાછી મેલેરીયામાં સપડાણી.

ઘરખરચનો સઘળો બોજો સિતાએ ઇભા પર મૂકી દીધો હતો. તે વાત બિહારીલાલ જાણી શકયા નહોતા; સીતાએ પણ આ વાત કહેવી ઉચિત નહોતી માની, અગાઉની માફક ઘરખરચના રૂપિયા તેના હાથમાં આવતા અને તે ઇભાને સોંપતી. પહેલો મહિનો પુરો થયો એટલે ઇભાએ હીસાબની ચોપડી સીતાના હાથમાં મૂકી, સીતાએ બિહારીલાલ પાસે મોકલાવી.

હીસાબની ચોપડીના પાના ફેરવીને બિહારીલા એકાએક ગરમ થઇ ગયા. હીસાબની ચોપડીના ટૂકડે ટૂકડા કરી નાખીને તેઓ ઉચ્ચસ્વરે બોલ્યા. "શું આજ તું નવેસરથી ખરચ કરે છે સીતા, હીસાબ દેખાડવાની શી જરૂર હતી? મેં શું કદી જાણવા માગ્યું છે કે મહિને શું ખર્ચ

આવે છે,–કોઈ દિવસ પુછ્યું પણ નથી...! આ બધું જેને તપાસવું હોય તેને દેખાડજે,–મને દેખાડીશ નહિ...એ કહી રાખું છું."

સીતાએ મૂળ વાત જણાવી નહિ, ગુપ્ત રાખી; કારણ કે એથી જયંતી અને ઇભાને દુઃખ થાય તેમ હતું. કદાચ જયંતી આ પ્રસંગે પોતાનું અપમાન માની ક્રોધાવેશમાં ચાલી પણ જાય.

પરંતુ ઇશાની આગળ તેણે આ વાત છૂપાવી નહિ, કારણ કે તે કોઈ દિવસ કોઈ પણ વાત ઇશાની આગળ છૂપાવતી નહોતી. ઇશાનીએ મૌનભાવે બધી વાત સાંભળી લીધી, તે ખૂબ જ સ્વમાની હતી,–અસહ્ય વ્યથા ભોગવવા છતાં તે મનની કોઈ વાત પ્રગટ કરી શકતી નહોતી. જયંતી જે ઉદ્દેશ સાથે આવી હતી તે ઉદ્દેશ બે જ દિવસમાં ઇશાની સમજી ગઈ હતી, એથી એના પ્રાણને ભારે આઘાત લાગ્યો હતો. જયંતીએ વિચાર્યું હતું ઇશાની સઘળું પચાવી પડવા માગે છે. આ જાણીને ઇશાનીનાં નયનો સજળ બન્યાં હતાં. તે ઇભાને ખૂબ જ ચાહતી હતી, ઇભા પણ મોટા કાકીને ચાહતી હતી. આ પ્રેમ જયંતીની નજરે સળગતી આગ જેવો લાગતો હતો. તેથી જ તેણે એક દિવસ સહુની સામે કહ્યું હતુંઃ "મા કરતાં જે વધારે મમતા રાખે તે ખરેખરી કાકણ છે."

આ શબ્દોથી ઇશાનીના પ્રાણને અસહ્ય વેદના થઈ હતી. ત્યારથી તેણે ઇભા સાથેના વ્યવહારમાં સાવચેતી રાખવા માંડી.

કાકીના મનનું આ પરિવર્તન ઇભા તરત ન સમજી શકી, ચાર છ દિવસ તો તે અગાઉની માફક ઇશાની આગળ આવજા કરવા લાગી, પણ ઇશાનીએ તેની સાથે મન દઈને વાત ન કરી. આથી ઇભાના મનને ભારે દુઃખ થયું. તેણે ધીરે ધીરે કાકી પાસે આવજા ઓછી કરી નાખી.

ઇભા સમજી, આ લોકોના શાંત સંસારમાં પોતે અને મા

ધુમકેતુ માફક આવીને વિપ્લવ સર્જી રહ્યાં છીએ. આ લોકોને આથી દુઃખ થાય છે. પણ એ દુઃખને આ બધા ઇશ્વરનું દાન માનીને માથા પર ચડાવી લે છે; પરંતુ જયંતીની રોજની કંઇક ને કંઇક ધમાલ એ ઇશ્વરની ઇચ્છા નથી. એ તો માનવીની સર્જેલી પીડા છે. ઇલા આ બરાબર સમજતી પરંતુ માને કશું કહી શકતી નહિ...મનમાં ને મનમાં બળ્યા કરતી.

થોડા દિવસ પહેલાં જ માતા પુત્રી વચ્ચે એક વિવાદ થઇ ગયો હતો. ઇલા માની પડખે બિછાના પર સૂતી, તેને નિદ્રા આવતી હતી. હમેશ માફક જયંતીએ મનની વાત કહેવી શરૂ કરી. ઇલાએ આ વાતો પ્રત્યે લક્ષ્ય ન આપ્યું, પણ જયંતી તો પુત્રીના કાનમાં વિષ રેડવા જ લાગી. ઇલાએ સૂઇ જવાનો ડોળ કર્યો, તેના મનમાં થયું, મને સૂઇ ગયેલી માનીને મા વાતો બંધ કરશે, પણ જયંતી શાંત ન થઇ. ઇલાને સૂઇ ગયેલી ધારી, તેણે જગાડતાં કહ્યું: "એટલી વારમાં સૂઇ ગઇ ઇલુ." હજી રાતના દસ નથી વાગ્યા... એટલામાં ઊંઘ શેની આવે છે? તું જેમ જેમ સીતા સાથે ગાઢ સંબંધ રાખતી જાય છે, તેમ તેમ આળસુ થતી જાય છે. પહેલાં તો રાતના બાર સુધી તને ઊંઘ જ નહોતી આવતી."

અસહિષ્ણુ ભાવે ઇલા બોલીઃ "તમે મને સૂઇ રહેવા દેશો કે નહિ મા! દિવસે સીતાબહેન સાથે કામકાજ કરું છું એટલે અત્યારે નિંદ્રા આવે છે."

જયંતીએ કહ્યું: "દિવસના તું સીવણ કામ કરતી હોતો! અત્યારે એકાદ કલાક પુસ્તક વાંચી શકાય ને?"

"સીવણ કામ મને ગમતું નથી. અને પુસ્તકો વાંચવાનો રસ ચાલ્યો ગયો છે. તમે કલકત્તા જવાનું ક્યારે નક્કી કરો છો તે કહો, હવે મને અહીં રહેવું ગમતું નથી."

આશ્ચર્ય પામીને જયંતી બોલીઃ "નથી ગમતું એટલે શું અહીંથી ચાલ્યા જવાનું ? ન ગમે તો પણ તારે અહીં રહેવાનું છે એ શું ભૂલી ગઈ છે? તારા દાદાએ જ્યોતિને વારસ તરીકે રદ કરી છે એ તું જાણે છે? દાદાની સંપત્તિમાંથી જ્યોતિને એક અધેલો પણ મળી શકે તેમ નથી, અંતે સોતાના હાથમાં આ સંપત્તિ જાય તે હું સહી શકું તેમ નથી. જ્યોતિ ભલે ન પામી શકે, પણ તું તો પામી શકે છે ઈભુ, પામવાનો અધિકાર તને પણ છે. એ લોકો તારો હક ડુબાડવા ઇચ્છતા હોય, પણ હું એ કેમ થવા દઉં ? એ લોકોની સોતા પ્રત્યે ખૂબ લાગણી છે—સારી વાત, સોતાને આપવા ઇચ્છતા હોય તો થોડું ઘણું આપે, પરંતુ સઘળી સંપત્તિ સોતાના હાથમાં જઈ પડે તે કદી ન બની શકે."

ઇભાએ ઉત્તેજીત સ્વરે કહ્યું: "સંપત્તિની ભૂખ કોને છે મા, હુ એક કોડી પણ ચાહતી નથી. દાદા પોતાની ઈચ્છા પ્રમાણે ગમે તેને આપી શકે છે, મને આપવા આવે તો પણ હું રાતી પાઈ નહિ સ્વીકારૂં."

વિકૃત ચહેરો કરીને જયંતી બોલીઃ "બસ તને આ એક જ વાત આવડે છે. તારા આવા લાંબા ભાષણ સાંભળવાની મને જરાય ઇચ્છા નથી કલકત્તા જવા માટે ઉતાવળી થઈ રહી છે, પણ ત્યાં જઈને કાયમ માટે કંઈ મામા મામીના ગળે વળગી રહેવાય છે? સારો મુરતીયો મળી જાય એટલે....."

ઉગ્ર થઈને ઇભા બોલીઃ "મારે પરણવુંયે નથી અને મામા મામીના ગળે વળગવુંયે નથી."

"ત્યારે શું કરીશ...નોકરી કરીશ?"

ઈભાએ ઓસીકામાં મોઢું છૂપાવતાં દબાયેલા સ્વરે કહ્યું: "તમે

જ એક દિવસ મોટીમા આગળ કહેતા હતા કે ઇભા યોગ્ય નોકરી કરીને પેટ ભરી શકશે. મને શિક્ષણ આપવા પાછળ શું તમારો આવો ઉદ્દેશ નહોતો?"

ખુબ જ રોષે ભરાયેલી જયંતી બોલી ઉઠી: "તું બહુ વાચાળ થઈ ગઇ છે ઇભા; આથી જ આપણા દેશમાં સ્ત્રીઓને વધારે ન ભણાવવાની વાત મજબુત બની છે. તારામાં વાત કરવાનો જરાયે વિવેક નથી રહ્યો; મોઢે જે આવે તે કહી નાખે છે. બધાથી ઉપરવટ જઈને મેં તને ભણાવી...આ કરતાં ન ભણાવી હોત તો તું મને મોઢેમોઢ જરાયે સંકોચ રાખ્યા વગર ન પરણવાનું કહેત નહિ. આપણા દેશમાં કુવારી સ્ત્રીઓ કેટલી છે એ કહે જોઉં અને હાથમાં આવેલી સંપત્તિ જતી કરવા કેટલી સ્ત્રીઓ તૈયાર થઇ છે? જો ઇભુ, આ બધું મને ગમતું નથી...તારે સમજીને રહેવું જોઇએ."

ઇભા મૌન થઇને પડી રહી.

જયંતીએ કંઇક કોમળ થતાં કહ્યું: "જો બહેન, તું હવે મોટી થઇ છે. લગ્નની વાત માટે અત્યારે માથું શા માટે ગરમ કરવું જોઈએ? પ્રણવ ઘણો લાયક અને સારો હતો, પણ મેં વાત કાઢી એટલે તરત તેણે ઇન્કાર કર્યો. એ કુંવારો જ રહેવા ઇચ્છે છે. એની ઇચ્છા ગમે તે હોય, કંઇ મુરતીયાનો દુકાળ નથી પડ્યો. એના કરતાંય સારા મુરતીયા ઘણા છે. લગ્ન બાબતમાં હું તારા પર કોઇ જાતનું દબાણ કરવા નથી ઇચ્છતી. પણ આવડી મોટી સંપત્તિ હાથમાંથી જતી કરવાનો નિર્ણય ન કરીશ. દાદા બધું સીતાને આપી જાય પછી શું તારૂં સ્થાન અહીં શોભશે? જ્યોતિનો કશો હક્ક રહ્યો નથી, એ શુદ્ધિ કરે તો પણ સમાજ એનો સ્વીકાર કરે તેમ નથી, તેમ દાદા તેને એક પાઇ આપવાના નથી. તું પણ તારા મનનું ધાર્યું કરીશ તો તારે મુશ્કેલીમાં મૂકાવું પડશે. આપણા દેશમાં

સ્ત્રીઓ માટે સ્વમાનભરી નોકરીની એક જ જગ્યા છે; તે શિક્ષણ સંસ્થા. શિક્ષણ સંસ્થા બહુ બહુ તો ૫૦ થી ૭૫ સુધીનો પગાર આપી શકે. આટલા પગારમાં તું કેવી રીતે જીવી શકીશ? તારા દાદાના ઘેર આટલા પગારના કુટીબંધ નોકરો છે. સ્ત્રીઓ માટે આજે શિક્ષણનું ક્ષેત્ર વિસ્તૃત બની શકે છે, પણ એનું કાર્યક્ષેત્ર તો મર્યાદિત જ છે. આ સ્થિતિમાં તારે આગળ પાછળનો સઘળો વિચાર કરવો જોઇએ. હજી પણ સમય છે, અહીં રહીને દાદા પાસેથી સઘળું મેળવી લે...પછી આ ગામડામાં રહેવાનું કોને ગમે છે? આપણે કલકત્તા રહેશું તો પણ ચાલશે."

પ્રભા મૌન રહી. આ બધી વાતોનો ઉત્તર આપવાની તેને ઇચ્છા જ નહોતી. માના વિચાર સાથે તેના વિચારો કદી મેળ ખાતા નહોતા. એ જો પોતાના વિચાર રજુ કરવા જાય તો ઝઘડો જ થાય; એટલે મૌન રહેવામાં જ તેણે શ્રેય માન્યું. તે એમને એમ શય્યામાં પડી રહી. પુત્રીને મૌન જોઇને જયંતી પણ મૌન થઇ ગઈ. થોડીવાર પછી તે સુઇ ગઈ, પ્રભા આમ તેમ પડખાં ફેરવવા લાગી. તેને નિદ્રા ન આવી.

× × ×

પ્રજ્ઞાનીનો તાવ ઉતરવાના બદલે ઉત્તરોત્તર વધતો ગયો. બરાબર એકવીશ દિવસ પસાર થઇ ગયા પણ તાવ ન ઉતર્યો. સવારના સમયે જ્વર સામાન્ય રહેતો—બપોરે જ્વરનું જોર વધી જતું. એ સિવાય બીજા પણ ચાર છ ઉપસર્ગો એકઠા થયા. આ જોઈને ડાક્તર નૃપેન્દ્રનાથે ચહેરો વિકૃત કર્યો.

પ્રજ્ઞાનીનો ચહેરો પ્રફુલ્લ થઇ ગયો. તે બોલી: "હું હવે બચી શકીશ નહિ, ખરૂંને ડાક્તર!"

નૃપેન્દ્રનાથે શુષ્ક હાસ્ય હસતાં કહ્યું: " તમે જરૂર બચશો મા. આવો તાવ તો ઘણાને આવે છે, અને ચાલ્યો જાય છે. "

ચાહેલા સ્વરે ઇશાની બોલી: " ના ભાઈ, હું બરાબર સમજી ગઈ છું, હવે બચી શકીશ નહિ. આજ ત્રણ અઠવાડિયાથી તમે મને બરાબર તપાસો છો. આઠ આઠલી દવાઓ આપો છો, છતાં રોગ ઓછો થવાને બદલે વધતો જાય છે. આપને એમ લાગતું હશે કે, સહુની માફક મને પણ મરણનો ભય લાગે છે. પણ એવું નથી ડાકતર, મરણમાં મારો કેટલો આનંદ છૂપાયો છે. એ તમે નહિ સમજી શકો. હું મરવાની છું તે બરાબર જાણું છું પણ આટલા દિવસ હું કેવી રીતે બચી શકી એનો વિચાર જ મને આશ્ચર્ય ઉત્પન્ન કરાવે છે. હું વારંવાર શ્રીધરને પ્રાર્થના કરતી રહી છું—હે પ્રભુ તમે મને સઘળું આપ્યું હતું અને ભાગ્યદોષે સઘળું ચાલ્યું ગયું. હવે તો હું મૃત્યુની જ ભીખ માગું છું. છેલ્લું ડોઢ વરસ મે કેવીરીતે વીતાવ્યું છે તે તમે ક્યાંથી જાણો...એ તો મારો અંતર્યામીભગવાનજ જાણે છે. આવી સ્થિતિમાં પણ આપ મને આશ્વાસન આપો છો કે હું બચી શકીશ. આવું આશ્વાસન એવા લોકોને આપજો ડાકતર, જે લોકો બચવા ઇચ્છે છે, જે લોકો આ પૃથ્વીમાંથી કંઇક મેળવવાની આશા રાખે છે. મને તો હવે કશી આશા નથી રહી, હું તો સઘળું ગુમાવીને મરણની વાટ જોતી પડી છું."

ઇશાનીના નયન કિનારે આંસુ ઉભરાયાં, તેણે અન્ય દિશાએ મોઢું ફેરવ્યું.

સીતા બાજુમાં ઉભી હતી. ડાકતરે તેને બહાર બોલાવી મૃદુસ્વરે કહ્યું:" વિપત્તિ માટે તૈયાર રહેજો બહેન. માની સ્થિતી એવી છે કે હું હવે કોઈ જાતની આશા રાખી શકતો નથી, આમને આમ રહેતો પણ સારૂ. જો નવા કંઈક લક્ષણો દેખાશે તો હું જરાયે હિંમત રાખી શકીશ નહિ,"

સીતાએ કહ્યું: "આ વાત દાદાને કહેતા જજો."

સુશીલબાબુ છેલ્લા કેટલાય દિવસથી આહાર નિદ્રાનો ત્યાગ કરીને દરદી પાસે બેસતા હતા. ઇલા વચ્ચે વચ્ચે આવતી અને દરદીની હાલત જોઇ નીરવ ભાવે બે આંસુ સારી ચાલી જતી,

બીજે દિવસે હેડકીનો ઉપસર્ગ શરૂ થયો, દાકતરનો ચહેરો ઝાંખો પડી ગયો.

સીતા દાકતરનો ચહેરો જોઇને સઘળું સમજી ગઇ, તેણે શુષ્ક સ્વરે કહ્યું: "કેમ લાગે છે દાક્તર?"

સીતા સામે ગંભીર નજર કરીને દાક્તર બહાર ચાલ્યો ગયો. સીતા ઇશાનીની છાતી પર મોઢું રાખી આંસું વેરવા લાગી.

સીતાના મસ્તક પર પોતાનો દુર્બળ હાથ મુકીને દબાયેલા સ્વરે ઇશાની બોલી:" શામાટે રડે છે સીતા, હું જવાની છું માટે તું આંસુ વહાવે છે! અરે ગાંડી મારી વિદાય વેળાયે આંસુ શા માટે! મારાં સઘળાં બંધન ખોલીદે મા. મનમાં ધારી લે, હું આનંદ ધામમાં આનંદમય ભગવાનના ચરણમાં આશ્રય લેવા જઇ રહી છું, સંસારમાં આવીને શાંતિ ન મેળવી શકી મા. મૂંગજ વેદના ભોગવી, હવે હું જોવા જઉં છું ...ત્યાં શાંતિ મળે છે કે નહિ! એક દિવસે તું પણ ત્યાં આવવાની છે મા,—હું રાહ જોઇશ ...ત્યાં ફરીવાર તારો મેળાપ થશે ઉભીથા સીતા, આંસુ લુછી નાખ મા, હસતાં મોઢે મને વિદાય આપ!"

હસતા મોઢે વિદાય !' સીતાનું હૈયું ભાંગીને ભુક્કો થઇ રહ્યું હતું. તેનો ચહેરો ભારે શોક મય બની ગયો, છતાં તેણે આંસુ લુછ્યાં, ચહેરા પર હાસ્ય ન આણી શક્યું, તોય મહામહેનતે તેણે રૂદનને રોકી રાખ્યું

"વિદાય વખતે એક વાર ઇભા અને જયંતીને મારી પાસે બોલાવજે સીતા. ઇલા રોજ મને જોવા આવે છે, મેં કદી તેની

સાથે વાત વધી કરી. તે એમ ધારતી હતી કે મને એના પર રોષ છે, પણ એ બાળક છે...મારું દિલ ક્યાંથી સમજી શકે ? મારા દરદમાં હું પડી રહું છું...વાત કરવાનું બળ નથી. પણ આજ છેલ્લી વાર તેની સાથે બે વાતો કરવાની ઇચ્છા છે· એકવાર એને બોલાવતો શીતા."

અશ્રુમુખી ઇભા આવીને ઈશાનીની શય્યા પર બેઠી, તેની આંખમાંથી દડદડ આંસુ વહી રહ્યાં હતાં.

ઇભાને હૈયા સરસી દબાવી ઈશાનીએ જયંતી સામે જોઇ કહ્યું " આજ વિદાય વેળાયે કહેતી જાઉં છું નાનીવહુ, મારા વ્યવહારથી તમને ઘણીવાર દુઃખ થયું હશે, આજ એ બદલ ક્ષમા આપજો, એમ માનજો શોક અને દુઃખથી મારું માથું ખરાબ થઈ ગયું હતું, શું કહેતાં શું કહેવાઇ ગયું હોય તે યાદ નથી. મારા સઘળા દોષ માફ કરજો."

ઇભા તરફ જોઇને કહ્યું " તને પણ ઘણું દુઃખ દીધું છે મા, અભિમાનથી આંધળી થઇ ગઈ હતી; હું બરાબર જાણતી હતી કે તારો મારા પ્રત્યે કેટલો પ્રેમ છે, છતાં મેં તને મારી પાસે આવવા નથી દીધી. તમે બંને બહેનો સંપીને રહેજો, આ ઘર સંસારમાં કોઇ જાતની ત્રુટી ન આવે એ સંભાળજો. તારા દાદાનો ભાર હવે તારા પર રહેશે. એ જેટલા દિવસ જીવે એટલા દિવસ એની પાસે જ રહેજે, એમને સંભાળજે...નહિ તો એ પાગલ બની જશે."

મૃત્યુની થોડીક ક્ષણો પહેલાં બિહારીલાલ પુત્રવધૂની શય્યા પાસે આવીને ઊભા રહ્યા. શુન્ય નજરે તેની સામે જોઇ રહ્યા. જેને નાની ઉમ્મરે આ ઘરમાં લાવી ઘરની રાણી બનાવી હતી, જેને મા કહીને હૈયાનું દુઃખ દૂર કરી શકાતું હતું, આજ તે પણ વિદાય થઇ રહેલ છે. તેનો સ્વામી ચાલ્યો ગયો, તેનો પુત્ર પરાયો બની ગયો,

નારી જીવનનું સર્વસ્વ ગુમાવીને તે કેવળ દાદાના મોંઢા સામે જોઇને પોતાનું કર્તવ્ય બજાવી રહી હતી, આજ તે પણ જાય છે. વૃધ્ધે વ્યાકુળ ભાવે ચારે તરફ જોયું. ઇશાનીની શય્યા ફરતા સહુ ઉભા હતા, સહુની નજર તેના પર સ્થિર હતી.

ઇશાનીનો ચહેરો પળ માટે પ્રકાશમય બનીને ઝાંખો પડી ગયો. મીંચાવાની તૈયારી કરતાં નયન કિનારે બે આંસુ ડબક્યાં. માંડમાંડ તે બોલી: " બાપુ, જરા ચરણરજ..."

વૃધ્ધના કાનમાં આ શબ્દો ન ગયા, તેઓ સ્થિર નેત્રે જોઇ રહ્યા હતા, પોતાનું સઘળું કેવી રીતે ચાલ્યું જાય છે!

સીતાએ દબાયેલા સ્વરે કહ્યું: " દાદા, મા ચરણ જ માગે છે."

વૃધ્ધને અટલ જોઇને સીતાએ દાદાની ચરણરજ લઈ માના કપાળે અડકાડી.

સ્થિર નજરે ઇશાની બિહારીલાલ સામે જોઇ રહી હતી,— જાણે કંઇક કહેવા ઇચ્છતી હતી...પણ શબ્દો મોઢે આવતા નહોતા.

સીતાએ કહ્યું: " દાદા..."

બિહારીલાલનું બાહ્ય જ્ઞાન પાછું આવી ગયું; તેણે સીતા તરફ જોયું. સીતાએ દાદાને ઇશાનીની નજીક લાવી કહ્યું: " અહીં ઉભા રહો દાદા, મા કંઇક કહેવા માગે છે તે સાંભળો. પછી આ વાત સાંભળવાનો સમય નહિ રહે."

આંસુના વેગથી તે વધુ ન બોલી શકી.

" મા...બેટા...વહુ, ત્યારે શું ખરેખર તું આજ ચાલી જાય છે? તમે બધા એક પછી એક મને દગો દઇને ચાલ્યા જાઓ છો...મારે શું તમારી સ્મૃતિ ઉજ્જવળ બનાવવા ખાતર, કેવળ હાહાકાર કરવા ખાતર જીવતા રહેવું? દિકરી...બોલ..."

વૃદ્ધથી વધારે બોલી શકાયું નહિ. તેના હૈયામાં આંસુ ઉછળવા માંડયા.

"બાપુ..., જ્યોતિ..." અભાગિની માના મોઢામાં વધુ શબ્દો ન આવી શક્યા, છતાં તે પ્રાણપણે પ્રયત્ન કરવા લાગી. હૈયામાં જે વાત જાગી હતી, તે લાખ ઉપાયે મોઢા પર ન આવી શકી.

સુશીલબાબુએ પ્રજ્ઞાનીના કાન પાસે મોઢું રાખીને કહ્યુંઃ "જ્યોતિની વાત અત્યારે ભૂલી જાઓ મા, શ્રીધરને યાદ કરો...શ્રીધરને પોકારો."

વિદાય લેતી આંખોના ખૂણે બેચાર આંસુ ઉભરી પડયાં, એકવાર કંઈક બોલવાનો પ્રયત્ન કર્યો પરંતુ પ્રયત્ન નિષ્ફળ નીવડયો. અંતિમ શ્વાસ સાથે પ્રાણ ચિર વિદાય લઈ ચાલ્યો ગયો.

પ્રભા રડતી હતી, સીતા તેના આંસુ લૂછતાં લૂછતાં બોલીઃ "રડીશ નહિ પ્રભા, મા કહી ગયાં છે, એમનાં મૃત્યુ વખતે કોઈ ન રડે. ઘણું દુઃખ ભોગવ્યું, પરમશાંતિ મેળવી. હંમેશ માટે સૂઈ ગયાં છે, એમને યાદ ન કરીશ."

સુશીલબાબુના અત્યારના કર્તવ્યનું સ્મરણ કરાવી નીચે પડી ગયેલા દાદાને ઉભા કરી પોતાનો ટેકો આપી સીતા દાદા સાથે બહાર ગઈ. ઘડીક રડી હોત તો તેને શાંતિ મળત; પણ સહુને રડવાનો સમય હતો...તેને નહોતો.

## ૨૮

ઘણા લાંબા સમય પછી જ્યોતિર્મયે દેશની માટી પર પગ મુકયો. વિલાયત ગયા પછી આપણા દેશના જુવાનોનું જે પરિવર્તન થાય છે, તે પરિવર્તન જ્યોતિર્મયનું પણ થયું હતું, હજી એનું મન કંઇક કાચું રહ્યું હતું. વિલાયતમાં રહેવા છતાં કલકત્તાનાં સ્મરણો ખુબ જ ઓછાં આવતાં,—પણ હરિયાળાં ખેતરો, વૃક્ષોના ઝુંડોથી ઘેરાયેલું ગામડું વારંવાર યાદ આવતું, ત્યારે તે વિહ્વળ બની જતો.

સીતાની વાત પણ હૈયે નહોતી ચડતી એમ નહોતું. પણ તે કોઇક વાર તે કલ્પનાથી જોતો, હવે સીતાના લગ્ન થઇ ગયાં હશે, બંગાળના હિન્દુ ઘરની કન્યા ચિરકાળ પર્યંત અવિવાહિતા રહી શકે નહિ, સીતા કેવી રીતે રહી શકે ? જ્યોતિએ કદી એ કલ્પના નહોતી કરી, સીતા હજી પણ અવિવાહિતા છે,—હજી પણ એક કુમારીના હૃદયમાં એનું સ્થાન સચવાયેલું છે.

જવાદો, એક ઉપાધી ટળી. સ્પર્ધા પણ ઓછી નહિ. સીતા એની સ્ત્રી બને...એ કલ્પનાય જ હસવું આવે છે. કોણ જાણે ક્યારે બે મિત્રો વચ્ચે વાત થઈ હશે...એક બીજાને ત્યાં દિકરો દિકરી જન્મે તો લગ્ન કરવાં. પછી કન્યા કદરૂપી હોય, ખોડખાંપણ

વાળી હોય, મુંગી હોય તો પણ ગ્રહણ કરવી જોઇએ. આ રીતે જીવન સહચરીનો સ્વીકાર કેવી રીતે કરાય ? દાદા અને મા આ ભૂતકાળની વાતને વળગી રહ્યાં છે...જ્યોતિના હાથમાં સીતા સોંપવી. શું સીતા સાથે લગ્ન કરવાથી ભાવિ ઉન્નત કરી શકાય ? દર અઠવાડિયે દેવયાનીનો પત્ર મળતો હતો...એ વાંચીને કેટલી તૃપ્તિ મળતી ! સીતા શું આવો સુંદર પત્ર લખી શકે ?

વૃદ્ધ દાદાની યાદ આવતાં જ્યોતિની આંખો ભીની થઈ જતી. આહ. ઘણું દુઃખ અને ઘણા આવેગ વડે વૃધ્ધે પૌત્રનો ત્યાગ કર્યો છે. વૃધ્ધે લખેલો ત્યાગ પત્ર આજ પણ જ્યોતિની પેટીમાં પડયો છે જે જ્યોતિ કોઈ દિવસ દાદાની વાત પાછી ઠેલતો નહિ, તે જ્યોતિ કેવી રીતે અવગણના કરીને ઘર બાર છોડી વિદેશમાં ચાલ્યો ગયો ! પારાવાર દુઃખ અને અભિમાનથી વૃદ્ધનું હૈયું ફાટી રહ્યું છે. તેથી જ તેમણે આજ્ઞા કરી—જ્યોતિ એના વંશજ તરીકેનો પરિચય ન આપે...જ્યોતિએ માનવું કે તે એનો કોઈ નથી.

અને તે ચિર દુઃખીની વિધવા મા......! માતાની યાદ ક્યા પુત્રનાં હૈયાંને ન હલમલાવે ?

સંયમ અને શાંતિની મૂર્તિ મા ! કોઈ દિવસ તેણે પોતાના હૈયાની એકાદ વાત પણ ખુલ્લી કરી નથી. સ્વામીના મૃત્યુ પછી જ્યોતિ રડે એટલા ખાતર તેણે પોતાના આંસુને હૈયામાં જ દબાવી રાખ્યાં છે. જ્યોતિના મનમાં તે દિવસની વાત જાગૃત થતી—જે દિવસે જ્યોતિએ શરમ સંકોચ દૂર કરીને મા આગળ દેવયાની સાથે લગન કરવાની વાત કરી હતી...વિલાયત જવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. તે દિવસે માનો ચહેરો મુડદાં જેવો મલિન બની ગયો હતો—તે કેટલી વ્યાકુળ બનીને પુત્રને નીરખી રહી હતી ! તેના મોઢામાંથી કેટલીક પળો સુધી કોઇ શબ્દ પણ નહોતો નીકળ્યો, પરંતુ હૈયા વચ્ચે જે થઈ રહ્યું હતું, તે ચહેરા પર પ્રગટયું હતું.

માની વાત યાદ આવતાં જ્યોતિની આંખમાંથી દડ દડ આંસુ ચાલ્યાં જતાં.

આ જીવનમાં દાદા તેને ક્ષમા નહિ કરે, એ વાત તે બરાબર જાણતો હતો. દાદાની સામે ઉભા રહેવાનું તેનામાં સાહસ પણ નહોતું. પણ દાદા ભલે ક્ષમા ન કરે...શું મા ક્ષમા નહિ કરે? મા સંતાન ઉપર રોષ કરે, અભિમાન કરે; પણ એ રોષ કે અભિમાન કંઈ સદાકાળ ન રહે. કહેવત પણ છે કે—પુત કપુત થાય...માતા કુમાતા ન થાય. પોતે બ્રાહ્મણનો પુત્ર હોવા છતાં કાયસ્થ કન્યા સાથે પરણ્યો છે, ધર્મનો ત્યાગ કર્યો છે—ભયંકર અપરાધથી અપરાધી બન્યો છે. સમાજ તેને ક્ષમા નહિ કરે, દાદા તેને ક્ષમા નહિ કરે. પરંતુ મા...સ્નેહમયી મા શું ક્ષમા નહિ કરે?

આશાના પ્રકાશ વડે તેનું અંધકારમય હૈયું ઉજ્વળ બની જતું. હે...માના હૈયામાં તેનું સ્થાન જરૂર છે. માને પોતે જોઈ શકશે... માના ખોળામાં પોતે માથું મૂકી શકશે. માના આંસુ સાથે પોતાના આંસુ મેળવી શકશે માની ચરણ રજ તે મેળવી શકશે, માના આશીર્વાદ પણ પામી શકશે. પોતે કુપુત્ર હોવા છતાં મા સ્નેહ વિહોણી નથ. એનો સ્નેહમયી માતા છે.

વિલાયતમાં કેટલાક વર્ષો રહીને તેણે દેશના સમાચાર નહોતા જાણ્યા. મિત્રો સાથે પત્ર વ્યવહાર ચાલુ હતો; પણ એમાંથી ઘર સંબંધી કોઈ સમાચાર નહોતા મળતા. હજી પણ તેના હૈયામાં બંગાળના એ નાના ગામડા માટે એવીને એવી મમતા હતી. લોકો આ વાત જાણે તો જરૂર હસ્યા વગર ન રહે.

દેશની ધરતી પર પગ મુકયા પછી જ્યોતિના મનમાં થયું, હવે મને ઘરના બધા સમાચાર મળી જશે.

શ્વસુર, સાસુ, પત્ની, અન્ય મિત્રો વગેરે આ નવા બેરિસ્ટરનો ભાવભર્યો સત્કાર કરવા બંદર પર આવ્યા હતા. સુરેશબાબુના પ્રિય-મિત્ર ડાક્તર એન. મિત્રે આ પ્રસંગે કહ્યું: ' જમાઈરાજ સુખ રૂપ દેશમાં આવી ગયા છે એની ખુશાલીમાં સુરેશબાબુએ પ્રીતિભોજન કરાવવું જોઈએ.'

સુરેશબાબુની પત્ની માધવી બોલી: " તમે બરાબર કહો છો ડાક્તર મિત્ર, સમાજમાં જ્યોતિને પરિચિત કરાવવા જોઈએ. પણ તમે તમારા મિત્રને કહો કે ન કહો બંને સમાન છે. આપને સમય મળે તો સાંજના વખતે મારે ત્યાં જરૂર આવજો, આ સંબંધી સઘળી વાત આપણે કરશું, એમનો કશો ધડો નહિ, સંસાર સાથે એનો સંબંધ કેવો છે તે આપ ક્યાં નથી જાણતા ! "

છેલ્લું વાક્ય કહેતાં માધવીનો સ્વર જરા ભીનો થઇ ગયો, તેણે સ્વામી તરફ એક કટાક્ષ કરીને બીજી તરફ મોઢું ફેરવી લીધું. ખરે-ખર સુરેશબાબુ સંસાર સાથે બહુ ઓછો સંપર્ક રાખતા હતા.

તેમનામાં એક મોટો દોષ હતો, સંસારની કોઈપણ વાતમાં તેઓ ઉંડા ઉતરતા જ નહિ. પોતે જેવા સાદા સીધા હતા, તેવી જ રીતે સાદીસીધી વાતમાં માનતા. જસોહર જીલ્લાના એક ગામડામાં તેઓ જન્મ્યા હતા. ત્યાં તેમનાં એક વૃદ્ધ માસી હતાં. ત્રણ વર્ષની ઉમ્મરે માબાપ મરી ગયા હતા એટલે માસીએ તેમને લાડથી ઉછેર્યા હતા. ધર્મત્યાગ કર્યા પછી તેઓ ઘર, સમાજ અને પોતાના ગામથી સાવ જૂદા પડી ગયા હતા. છતાં પ્રતિવર્ષ તેઓ એક દિવસ માટે પણ પોતાને ગામ જઈ આવતા મા સમાન માસીના ચરણની રજ માથા પર લઇ આવતા. આ વાતથી તેઓએ માધવીને સાવ અજાણ રાખી હતી. માધવીને ગામડા પ્રત્યે ખૂબ જ ઘૃણા હતી. એક દિવસે સુરેશ-

બાબુએ પોતાના માસીના ઉચ્ચ સ્વભાવની વાત કહેવા માંડી હતી અને માધવીના નાકનું ટેરવું ચડી ગયું હતું. ત્યાર પછી તેમણે કોઇ દિવસ પોતાના ગામનું કે પોતાના માસીનું નામ પત્ની આગળ દીધું નહોતું. આ વાતને આજ બાવીસ વર્ષ થઇ ગયાં હતા. પોતાના માસીના સ્નેહમય હૃદયની વાત તેઓએ ઘણા આગળ કરી હતી, માત્ર માધવીને જ નહોતી કરી. તેઓના મનમાં અભિમાન ઘણું હતું, તેથી જ તેમણે સ્ત્રી આગળ પોતાના કિશોર જીવનની કોઇપણ વાત કરી નહોતી.

તેઓ પોતાના ઘરમાં ખુબ આરામથી રહેતા. માત્ર જમવાના સમયે સ્ત્રીને મળતા. આ વખતે માધવી એટલી બધી વાતો સંભળાવતી કે બિચારા સુરેશબાબુને ગમે તેમ કરીને જમી લેવું પડતું.

સુરેશબાબુના સ્વભાવથી માધવીને પણ ઓછું સહવું પડતું નહોતું. ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલું હોવા છતાં સુરેશબાબુ સામાજીક આચાર વ્યવહારથી સાવ અજ્ઞાત હતા. બહાર ગમે તે આવ્યું હોય, પણ પોતે પોતાના એકાંતમાંથી બહાર નીકળતા નહિ. એમના ખંડમાં ચારે તરફ પુસ્તકનાં કબાટો ભરેલા પડ્યા હતા, ટેબલ ઉપર પણ ઢગલા બંધ પુસ્તકો પડ્યા રહેતાં. આ પુસ્તકની દુનિયામાં આવીને માધવીનો તો શ્વાસ રૂંધાઇ જતો. પરંતુ સુરેશબાબુ પગ પર પગ ચડાવીને પુસ્તકની દુનિયા વચ્ચે પુરા આરામથી બેસી રહેતા. નિયમિત ભાવે કોલેજમાં જતા. સંધ્યા સમયે બહાર ફરવા જતા અને આવીને પાછા પુસ્તકોની દુનિયામાં ગરકાવ થઇ જતા, ઘરમાં તે છે કે નહિ એ પણ કોઇ જાણતું નહોતું.

આશ્ચર્ય એ હતું કે—માધવીને જે વસ્તુ પર અણુગમો રહેતો. તે વસ્તુ પર સુરેશબાબુને પ્રેમ રહેતો. એમના વિદ્યાર્થીઓ આ ઘરમાં છૂટથી આવી શકતા, ત્યારે માધવીને આ જરાય ગમતું નહોતું.

તે માનતી હતી—આ દેશની છોકરીઓ ગમે તેટલું ભણે જ્યાં તેમનામાં શિષ્ટાચાર આવતો નથી. તેની એકની એક કન્યા દેવયાનીએ જ્યારે આ બધા વિદ્યાર્થીઓમાંથી જ્યોતિર્મયને સ્વામી તરીકે પસંદ કર્યો ત્યારે માધવી એ સંબંધમાં અસમ્મત થઈ. પરંતુ સુરેશબાબુ આ વાત સાંભળીને ખુબ રાજી થયા, કારણ કે બધા વિદ્યાર્થીઓમાંથી તેઓ જ્યોતિર્મયને ખુબ જ ચહાતા હતા. જ્યોતિર્મય એક ખાનદાન કુટુંબનો વંશ જ હતો, તે તેઓ બરાબર જાણતા. એક વખતે તેઓ રામનગરના જમિનદાર પુત્ર પ્રતાપ સાથે બી. એ. ભણતા હતા. પ્રતાપ સાથે તેમને સારો મેળ હતો.

વાત સાંભળીને તેઓ આનંદિત તો થયા, પણ વિચાર કરતાં તેમનું મન કંઈક નારાજ થઈ ગયું. તેઓ બોલ્યા: " ના, જ્યોતિ સાથે દેવયાનીના લગ્ન કરી શકશે નહિ...એ તદ્દન અસંભવિત છે."

જ્યાં સુધી તેઓ આ પક્ષમાં હતા, ત્યાં સુધી માધવી વિપક્ષમાં હતી. જે પળે સ્વામીએ અસમ્મતિ દર્શાવી, તે પળે માધવી ટટ્ટાર થતાં બોલી:—" કેમ, અસંભવિત શા માટે ? "

સુરેશબાબુએ કહ્યું: " કારણ કે તે એના વંશનો એક જ છોકરો છે. દેવયાની સાથે લગ્ન કરતાં તેને એકલો ધર્મનો નહિ, મા, દાદા, સમાજ બધાનો ત્યાગ કરવો પડશે. બ્રાહ્મણના પુત્ર સાથે કાયસ્થ કન્યાના લગ્નને સમાજના પંડિતો તરફથી કદી સંમતિ મળશે નહિ, એ તો તું સમજે છે ને માધવી ! વળી આ લગ્નથી એની માતા અને એના દાદાના હૈયાને ભારે આઘાત લાગશે. એ લોકોના નિશ્વાસ લઈને શું આ લોકો પોતાનું જીવન સુખમય બનાવી શકશે ! "

સ્વામીને વિરુદ્ધ જોઈને માધવી પોતાની હઠમાં મક્કમ બની. ગમે તે થાય પણ આ લગ્ન થવાં જ જોઈએ. જો સુરેશબાબુએ

આત્મમતિ ન દર્શાવી હોત તો આ લગ્ન કદી બનત નહિ. છેવટે સુરેશબાબુ થાકીને બહાર ચાલ્યા ગયા, લગ્ન સમયે પણ તેઓ હાજર ન રહ્યા.

જ્યોતિના વિદેશ ગમનમાં પણ તેઓ સંમત નહોતા. વિલાયત જવાથી માણસમાં માનવતા જન્મે છે અને દેશના શિક્ષણથી માન-વતા નથી પ્રગટતી એ વાત સુરેશબાબુ માનતા નહોતા. સુરેશબાબુને અસંમત જોઈને માધવી જમાઈને વિદેશ મોકલવા કટીબદ્ધ થઈ. જમાઈ વિલાયત ન જાય તો પોતે પાંચ માણસો વચ્ચે ગર્વથી કેવી રીતે ઉભી રહી શકે ?

સુરેશબાબુને જે વાત નહોતી ગમતી તે વાત તેઓ બેચાર વારના વિરોધ પછી છોડી દેતા. એકની એક વાત પર વારંવાર અટલ રહેવાનો તેમનો સ્વભાવ નહોતો.

આવી રીતે સ્વામી સાથે માધવી દિવસો વીતાવતી હતી. વારંવાર તે સ્વામીને કહેતી અને શિષ્ટાચાર તથા વ્યવહાર સંબંધી શિખામણ આપતી. પરંતુ સુરેશબાબુના હૈયામાં આ શિખામણ પહોંચતી જ નહોતી.

કન્યાઓને માતા પાસેથી જ શિક્ષણ મળે છે. મા જે ભાવે ચાલે, તે રીતે કન્યાઓ પણ ચાલે. માધવીના આદર્શથી દેવયાની ઘડાઈ હતી. પિતાનો ઉપદેશ તેને નહોતો મળ્યો, એમ નહોતું, પરંતુ પિતાના આદર્શ મુજબ તે પોતાના જીવનને ઘડી શકી નહોતી. આ માટે દેવયાનીને દોષ દઈ શકાય તેમ નથી, કારણ કે ઘરમાં માતાનું આધિપત્ય હતું...પિતા તો દૂર જ રહેતા. માએ ઇચ્છા પૂર્વક પુત્રીને ગર્વિતા પ્રકૃતિની અને વિલાસમય ઘડી હતી. સ્વામી પ્રત્યે દેવતા જેવી શ્રદ્ધા તે રાખી શકતી નહોતી, એ તો કેવળ

મનુષ્ય પ્રત્યે મનુષ્યની લેણદેણ પુરતો જ સંબંધ રાખવામાં સમજતી હતી. એકની એક કન્યાની આવી અધોગતિ જોઇને સુરેશબાબુ ખુબ જ દુઃખી થયા હતા. પત્નીની શિક્ષા–પદ્ધતિની વિરુદ્ધમાં જ્યારે તેમણે મૃદુસ્વરે એકાદ બે વાત કહી હતી, ત્યારે માધવી રણચંડી બની ગઇ હતી અને સ્પષ્ટ શબ્દોમાં બોલી હતીઃ " છોકરીને કેવી રીતે તૈયાર કરવી એ કામ મા જેટલું જાણે, તેટલું બાપ ન જાણે. દીકરો હોત ને તમે પંચાત કરતા હોત, તો હું વચ્ચે ન આવત. દીકરીને કેવી રીતે તૈયાર કરવી એ હું બરાબર સમજું છું. તમારે એ વાતમાં કોઇ દિવસ માથું ન મારવું."

ત્યાર પછી સુરેશબાબુએ કોઇ દિવસ આ સંબંધી એક શબ્દ સરખો યે કર્યો નહોતો. પોતાના ઘરમાં એક પરાયા માનવી માફક તેઓ રહેતા હતા. લોકો માનતા સુરેશબાબુને સ્ત્રી છે...સુંદર કન્યા છે. ત્યારે સુરેશબાબુ સમજતા આ બેમાંથી કોઇ મારાં છે જ નહિ.

આવા સરલ અને સંસ્કારી સ્વામીને હંમેશ આઘાત આપી માધવીએ પોતે જ તેમને સંસારથી ઘણે દૂર ધકેલી દીધાં હતા, આ વાત માધવી સમજી શકી નહોતી. માનસિક દુઃખ વડે તે વધુને વધુ સ્વામી પ્રત્યે ઉગ્ર બનતી અને પોતે પણ વ્યથા ભોગવતી. સ્વામી પ્રત્યે તેનો પ્રેમ અપૂર્વ હતો, પણ કોઇ દિવસ વ્યવહારમાં તે વ્યક્ત કરી શકતી નહોતી. સુરેશબાબુની ધીરજ અપૂર્વ હતી, ગમે તેવી વ્યથા ભોગવવા છતાં, તેઓ મોઢેથી કશું પ્રગટ થવા દેતા નહિ.

કોઇવાર ચહેરા ઉપર મલિન હાસ્યની રેખા પ્રગટે તો તરત જ તે પલટાઇ એકાંતમાં જતી. કપાળ પર બંને હાથ મૂકી તેઓ ભગવાનને પ્રાર્થના કરી લેતા. હૈયામાં રહેલો આ વિશ્વાસ તેમને દરેક પ્રકારના દુઃખ સામે અટલ રાખતો હતો.

## ૨૯

માધવી અને દેવયાની કોને કોને નિમંત્રણ આપવું તેની યાદી કરી રહ્યાં હતાં. એ યાદીમાં મોટે ભાગે સુશિક્ષિત અને વિલાયતથી આવેલા હતા. એ સિવાય જે લોકોને આ યાદીમાં સ્થાન મળ્યું હતું, તે શ્રીમંત અને મોટા માણસો હતા. દેવાયાનીના કેટલાક અંતરંગ મિત્રોના નામ પણ હતાં, જે તેની સાથે ભણતા. આ યાદીમાં જ્યોતિર્મયના છાત્રજીવનના મિત્રો નહોતા આવ્યા. જે દિવસે જ્યોતિર્મય વિલાયથી પાછો આવ્યો તે દિવસે એ બધા મિત્રો અભિનંદન આપવા નહોતા આવી શકયા, પણ એક દિવસ જ્યોતિને બોલાવી જઈ બધાએ ફુલહાર આપ્યા હતા. કૃત્રિમ વ્યવહારમાંથી આ અકૃત્રિમ સ્નેહ વચ્ચે આવવાથી જ્યોતિને જાણે પોતાનું સુખમય બાલજીવન યાદ આવ્યું હતું. આ બધા મિત્રો વચ્ચે શિષ્ટાચારની કોઈ સાંકળ નહોતી, પ્રત્યેક વાત તોળી તોળીને બોલવાની જોગવાઈ નહોતી કરવી પડતી, આ મિત્રો વચ્ચે નિર્મળ અને મુકત આનંદ જ હતો.

યાદીમાં બેરીસ્ટર, ડાક્તર, જજ, મેજીસ્ટ્રેટ વગેરે કોઈ બાકી નહોતા. જમાઈને બેરીસ્ટરી કરવી પડશે એટલે બધા સાથે પરિચય કરાવવો જોઈએ. માધવીએ યાદી તૈયાર થયા પછી ગર્વપુર્વક કહ્યું:

"તમારી સાથે આ બધાનો પરિચય કરાવવો જરૂરી છે, તેથી એ બધાને અહીં નિમંત્રણ આપવાનું નક્કી કર્યું છે."

બધાં નામ જ્યોતિર્મય વાંચી ગયો, એમાં મોટાભાગ સાવ અપરિચિત હતો.

સુરેશબાબુને આવી બાબતમાં માધવી સાવ નિર્લેપ રાખતી, જો એમની પાસેથી પૈસા લેવાના ન હોય તો પણ આ વિરાટ અનુષ્ઠાનમાં ઘણા પૈસાની જરૂર હતી. એટલા રૂપિયા માધવી પાસે નહોતા, એટલે ન છૂટકે તે સ્વામી પાસે ગઈ.

સુરેશબાબુ એ વખતે એક ગ્રંથમાં નિમગ્ન બન્યા હતા, પત્નીનો પદરવ પણ સાંભળી શક્યા નહિ. માધવી ઘડીક રાહ જોતી ઊભી રહી, ત્યાર પછી કંટાળીને તેણે સુરેશબાબુના હાથમાંનું પુસ્તક ખેંચીને એક તરફ મૂકી દીધું. વિસ્મિત બનેલા સુરેશબાબુ ફાટી આંખે પત્ની સામે જોઈ રહ્યા. પત્નીના એકાએક આગમનનું અને આ રીતે પુસ્તક ફેંકી દેવાનું કારણ તેઓ સમજી શક્યા નહિ. ખુબ જ કીંમતી પુસ્તકની દુર્દશા જોઈને તેમના મનને હળવો આઘાત થયો, તેમણે પુસ્તક હાથમાં લઈ પાનાં સરખા કરતાં કરતાં મૃદુસ્વરે કહ્યું: "આ નિર્દોષ ગ્રંથે શું અપરાધ કર્યો છે માધુ? અન્ય પરનો રોષ આ રીતે ઉતારવો તે યોગ્ય ન કહેવાય."

કઠોરસ્વરે માધવી બોલી: "તો પછી શું કરું? આ પુસ્તકો જ મારાં દુશ્મન બન્યાં છે...તમને મારી પાસેથી દૂરદૂર લઈ ગયાં છે. જો આ બધાં પુસ્તકો આગમાં બાળી નાખું તો મારી બધી વેદના શાંત થાય. આ પુસ્તકો છે એટલે જ હું જરૂરના પ્રસંગે તમને પામી શકતી નથી."

સુરેશબાબુએ શાંતભાવે કહ્યું: "આ પુસ્તકો તારી નજરે દુશ્મન

જેવાં હશે...પણ મારાં તો સુયોગ્ય મિત્ર આમાં છે. મારા મનમાં જ્યારે એમ થાય કે હું પૃથ્વી પર સાવ નકામો જીવ છું, ત્યારે આ પુસ્તકો જ મને સાંત્વન આપે છે, મનુષ્ય સાંત્વન આપવા જાય ત્યારે પણ આઘાત દેતા જાય છે. આ કશું લેવા માગતા નથી, માત્ર આપી જાય છે. ત્યારે માણસો કશું આપતા નથી, કેવળ લઈ જાય છે."

માધવીએ નરમ સ્વરે કહ્યું: "તમે આવું જ બોલશો. આ વાત જવાદો. નકામી વાતો કરવા હું નથી આવી. તે દિવસે બધાને આમંત્રણ આપવાનું નક્કી કર્યું હતું, પરમ દિવસે શનિવારે બધાને બોલાવવા છે. આ યાદી તૈયાર કરી છે, જોઈ લ્યો. તમારા કોઈ ભાઈબંધ રહી જતા હોય તો આમાં લખી નાખો, હું તરત નિમંત્રણ મોકલવાની વ્યવસ્થા કરું. અને જે ખર્ચ થાય, તે મને આજે જ આપી દો, હું પોતે સારામા સારી વસ્તુઓ ખરીદી લાવીશ. તમે તો કશામાં ભાગ ન લ્યો, બધી પંચાત મારે જ કરવાની. જમાઈ આવેલ છે, એને સાથે લઈને ક્યાંક જવું, કોઈ સાથે પરિચય કરાવવો આ બધું તમારે તો જાણે કાંઈ છે જ નહિ!"

યાદી જોતાં જ સુરેશબાબુનો ચહેરો બદલાઈ ગયો. તે બોલ્યા: "ઓહ! આવડી મોટી યાદી? આમાં કંઈ ઓછો ખર્ચ નહિ થાય."

વ્યંગમાં માધવી બોલી: "ત્યારે શું તમે સો રૂપિયામાં જ પતાવવા માગો છો? આ કંઈ જસોહરનું ગામડું નથી કે આવનારને દાળભાત આપીએ તો ચાલે. તમે પણ ભારે છો...ખર્ચ સામે જોઈને પાછા પડવું છે? જમાઈ વિલાયતથી આવ્યા છે, મિત્રોએ પ્રીતિભોજનની માગણી કરી છે, શું તમે જમાડવા નથી માગતા? વાહ, તમે તો કેવા માણસ છો, એ હજી પણ હું સમજી શકી નથી. સારું તમારી ઇચ્છા ન હોય તો પૈસા આપશો નહિ, મેં જ્યારે આ વાત માની છે, ત્યારે ગમે તે ઉપાયે મારે જાળવી રાખવી પડશે."

રોષમાંને રોષમાં માધવીએ સ્વામીના હાથમાં યાદીનો કાગળ લેવા હાથ લાંબો કર્યો; સુરેશબાબુએ જરા હસીને કહ્યું: " એમાં આટલો રોષ શા માટે કરે છે મધુ! શું હું પૈસા આપવાની ના પાડું છું? આમાં ખર્ચ વધી જશે, એટલું જ કહું છું; તું મારી સ્ત્રી છે, તને જો આટલી વાત ન કરી શકું, તો પછી બીજા કોને કહું ? "

સ્વામીનો નરમ સુર જોઇને માધવી રાજી થતા બોલી: " તો પછી શું કરવું તે તમે જ કહો. જે કંઇ ખર્ચ થશે તે એક જ વાર થશે, વારેવારે કંઇ નહિ થાય. પ્રીતિભોજન આપવું ઉચિત છે કે નહિ, એ તમે જ કહો. બે મહિના પહેલાં મિ. ચેટરજી એ પોતાનો દિકરો આઇ. સી. એસ. થયો એ જાણીને મોટી પાર્ટી આપી હતી. શું આ કંઈ જમાડવા પુરતું હોય છે? આની પાછળ તો પરિચય કરાવાનો આશય હોય છે. જ્યોતિને આ પ્રસંગે બધા સાથે ઓળખાવીએ તો બધા તેને ઓળખતા થઇ જાય. જરૂર આમાં તમને થોડો ખર્ચ થશે...પણ એમાં શું! જ્યોતિનું જે છે, ભગવાનની કૃપાથી એને જે કંઇ મળશે એમાં તમારા જેવા દસ પ્રોફેસરો ને રાખી શકશે. "

એક નિશ્વાસ નાખીને સુરેશબાબુએ કહ્યુ: " એ તો હું પણ જાણું છું; પણ તને બીજી ખબર નથી. આજકાલ નવા બેરીસ્ટરોને દિવસો કાઢવા ભારે થઇ પડ્યા છે. એવા ઘણા બેરીસ્ટર છે કે જેને રોજ દસ રૂપિયા પણ નથી મળતા; અને રહેવાની રીતમાં જરાય કરકસર કરી શકાતી નથી. આથી જ મેં તને કહ્યું હતું કે આવડો મોટો ખર્ચ કરીને જ્યોતિને વિલાયત મોકલવાની જરૂર નથી. એ કરતાં દેશમાં રહીને કોઇપણ કાર્ય કર્યું હોત તો સારૂં થાત. વિલાયત મોકલીને લાભ એ થયો કે, આ દેશના રહેવાસી...જે એના ભાઇ છે, સ્વજન છે, મિત્રો છે, મા છે, બહેન છે...એ લોકો સાથે તે હળી-

મળી શકશે નહિ, આટલું જુદાપણું એનામાં આવી ગયું છે. હું પણ બાર વર્ષ સુધી વિલાયત રહ્યો હતો. આજે શું વધારે મેળવી શકું છું ? જે નરેનબાબુ મેળવે છે, તે હું મેળવું છું. હું જે કંઈ મેળવું છું, એટલું જ્યોતિ નહિ મેળવે, "

ગર્વ પુર્વક માધવી બોલી: " ન મેળવે તો કંઈ નહિ, એને શી વાતની ચિંતા છે? એ કંઈ તમારા જેવો નથી કે નોકરી વગર મરવા પડે ! એ છે જમિનદારનો દિકરો, થોડા સમય પછી જમિનદાર થશે અઢળક મિલ્કતનો માલિક બનશે...એને કદી પણ આર્થિક મુશ્કેલી નહિ આવે; પછી ચિંતા કઈ વાતની ?"

" ચિંતા કઇ વાતની ?" સુરેશબાબુના ચહેરા પર આછું હાસ્ય ફરકી ગયું. તે બોલ્યા: " ચિંતા કઈ વાતની છે એ શું તારાથી અજાણ્યું છે માધુ ? જ્યોતીના દાદાએ જ્યોતીનો ત્યાગ કર્યો છે; અઢળક સંપત્તિમાંથી જ્યોતીને એક કોડી પણ મળી શકે તેમ નથી. "

માધવીએ અવિશ્વાસ ભર્યા સ્વરે કહ્યુ: " એ બધી વાતો ઉંચી મૂકો; રોષ વશ થઇને આવી વાત સહુ કરી નાખે, એથી કંઇ કોઈ ખરેખર ત્યાગ ન કરે. એકનાએક વંશ જ નો ત્યાગ કરવો શું આવ સરલ વાત છે ! એ લોકો જરૂર પોતાની ભૂલ સમજીને પસ્તાવો કરતા હશે. કારણ કે જ્યોતિ સિવાય એમને કોઇ છે નહિ, જ્યોતિના દાદા કદાચ ત્યાગ કરે પરંતુ જ્યોતિની મા એમ કદી ન થવાદે. "

સુરેશબાબુએ આ શબ્દો પર ધ્યાન ન આપતાં યાદીનો કાગળ તપાસવા માંડયો. આ યાદીમાં પોતાના પ્રિય વિદ્યાર્થીઓમાંથી એક પણ જણનું નામ નહોતું. હ્રદયમાં આઘાત પામવા છતાં તેઓએ એ વાત પ્રગટ ન કરી. ધીરેધીરે સ્ત્રીના હાથમાં કાગળ મૂકયો.

સંતુષ્ટ મનથી માધવી બોલી: " તો પછી આજે જ થોડા રૂપિયા મને આપી દો, કેટલીક ચીજો રોકડેથી ખરીદવી પડશે."

"સારું" કહીને સુરેશબાબુએ પુસ્તક હાથમાં લીધું.

આ વ્યવસ્થા સુરેશબાબુને જરાયે ગમતી નહોતી, છતાં તેઓ કશું બોલ્યા નહિ. તેઓ પૈસાના માલિક હતા, આ લોકો કેવળ પૈસા લેવા ખાતર તેમની સાથે સંબંધ રાખતા, તેઓ પૈસા આપીને છૂટી જતા, એમાં બીજું શું ?

સંધ્યા સમયે તેઓ જ્યોતિર્મય સાથે સામેના બાગમાં ફરતા હતા. ધારીધારીને તેમણે જોઈ લીધું આ પ્રીતિભોજનના આયોજનથી જ્યોતિર્મય રાજી થયો નથી, તે પણ ન છૂટકે દેવયાની અને માધવીના કાર્યને સંમતી આપી રહ્યો હતો સુરેશબાબુ સમજી ગયા હતા કે આ પ્રીતિભોજનમાં જ્યોતિના અંગત મિત્રોને નિમંત્રણ આપવાનું કોઇને સૂઝ્યું નહોતું, એથી જ્યોતિર્મયને કંઇક લાગી આવ્યું હતું.

દેવયાની પોતાના કોઇ મિત્રને ઘેર ચા પાંણી પીવા ગઇ હતી. જ્યોતિર્મયને પણ નિમંત્રણ હતું, પરંતુ તબીયતના બહાને ગયો નહોતો.

માધવી દાક્તર મિત્ર સાથે ઉત્સવની સામગ્રી ખરીદવા ગઇ હતી, બાકેલા સ્વામીની સંભાળનો ભાર નોકર ચાકર પર મૂકી ગઇ હતી.

જ્યોતિર્મય એકલો પોતાના ઓરડામાં બેઠો હતો, સુરેશબાબુના કહેવાથી તે બહાર ફરવા માટે નીકળ્યો.

ત્યારે માગસરનું પ્રથમ સપ્તાહ હતું, ઠંડી હવા મૃદુભાવે વહી રહી હતી, આકાશમાં ધુમાડાના ગોટા જેવા ઠંડીના વાદળો પોતાની શકિત એકઠી કરી રહ્યાં હતાં.

બાગમાં ફરતાં ફરતાં એક સ્થળે ઉભા રહીને સુરેશબાબુએ કહ્યું: "સંધ્યા વખતે ઘરમાં બેસી રહેવા કરતાં ઘડીક બાગમાં ફરીએ

તો શરીરનો થાક ઓછો થાય...સાથે સાથે મનનો અવસાદ પણ દૂર થાય."

કહેતાં કહેતાં તેમની નજર જ્યોતિર્મયના ચહેરા પર પડી. તેમણે પુછ્યું: "શું તબીયત નરમ છે?"

જ્યોતિર્મયે પરાણે હસતાં કહ્યું: "ના...ના......એવું કશું નથી...તબીયત મજાની છે."

જ્યોતિર્મય આ શાંત સ્વભાવવાળા મધુર ભાષી પ્રોફેસર પ્રત્યે ખૂબ જ પ્રેમ અને શ્રદ્ધા રાખતો. કૉલેજના બધા વિદ્યાર્થીઓ સુરેશબાબુ પ્રત્યે મમતા રાખતા. સુરેશબાબુના નામ પર બધા શ્રદ્ધાથી મસ્તક નમાવતા પહેલાં જ્યોતિને આ વ્યક્તિનો બાહ્ય પરિચય હતો. પરંતુ એના પરિવારમાં આવ્યા પછી તેને ઘણો પરિચય થયો. તે જોઇ શક્યો,–સુરેશબાબુ જેવા મધુર પ્રકૃતિના માણસને ઘરમાં કેટલી વેદના સહવી પડે છે, છતાં તેમનું ધૈર્ય અપુર્વ હતું.

સુરેશબાબુએ ફરતાં ફરતાં પ્રશ્ન કર્યો: "આવતી કાલના સમારંભમાં તારા કોઇ મિત્રને શા માટે નિમંત્રણ આપવામાં નથી આવ્યું!"

"મારા મિત્રો?" જ્યોતિર્મય આશ્ચર્ય ભરી નજરે સુરેશબાબુ સામે જોઇ રહ્યો.

"હા તારાં બધા કૉલેજ મિત્રો......હેમન, કિશોર, પ્રણવ, પ્રશાંત........."

એમના મનનો ભાવ સમજીને જ્યોતિએ એક છૂપો નિશ્વાસ નાખી કહ્યું: "ના, આ સમારંભમાં એ લોકો ન આવે એવી મારી પોતાની ઇચ્છા છે, તેથી જ કોઇનું નામ મેં સૂચવ્યું નથી. આપ

તો જાણો છો, એ લોકોને આ સમારંભમાં આનંદ નહિ મળે બલ્કે એ લોકોને કંઈક અપમાન જણાશે. આપ તો એ બધાને સારી રીતે જાણો છો...કોઈ દિવસ હું એ લોકોને બોલાવીને દેશી ઢબનું નિમંત્રણ આપીશ...આમ છરી કાંટા પર એ લોકોને નહિ ફાવે."

સુરેશબાબુએ પ્રસંશા ભરી નજરે જોતાં કહ્યું: "મારી પણ એવી જ ઇચ્છા છે. આવતી કાલની ધમાલ પુરી થઈ જાય પછી બીજા શનીવારે આપણે એ લોકોને બોલાવીશું. કારણ તારા મિત્રો મારા પણ પ્રિય વિદ્યાર્થીઓ છે. ત્યાર પછી તારે જ્યારે જમાડવા હોય ત્યારે તું ખુશીથી જમાડજે."

જ્યોતિર્મયનો ચહેરો આનંદિત બની ગયો. ખરી રીતે આવતી કાલના સમારંભમાં તેના કોઈ મિત્રનું નામ નહોતું, એટલે તેને દુઃખ થયું હતું.

સુરેશબાબુએ જમાઈ તરફ સ્થિર નજરે જોતાં કહ્યું: "એક બીજી વાત તને કહું જ્યોતિ, મને આશા છે કે એ વાત સાંભળીને તને માઠું નહિ લાગે. વિદેશથી આવ્યા પછી તેં તારા દાદા અને તારા માતુશ્રીની કશી સંભાળ લીધી નથી, તારા જેવા શિક્ષિત અને બુદ્ધિમાન જુવાન તરફથી મેં આવા વ્યવહારની કદી આશા નહોતી રાખી. હું માનું છું, દાદા અને મા પ્રત્યે તારું જે કર્તવ્ય છે, તે તારી પત્ની તરફના કર્તવ્ય કરતાં ઘણું મહાન છે. જે દાદા તારા સામે જોઇને પોતાનો પુત્રશોક ભૂલી ગયા છે, જે માતાના સંસારમાં તારા સિવાય કોઈ આશ્રય નથી, તેઓના પ્રત્યે આવો વ્યવહાર રાખવો એ શું ઉચિત છે? હું તારા પર ગમે તેટલો પ્રેમ રાખતો હોઉં, છતાં હું તને એ લોકોની ગોદમાંથી છીનવી લેવાનો પ્રયત્ન તો ન જ કરું; મેં અગાઉ પણ તને તારું કર્તવ્ય યાદ કરી દીધું હતું, મારી કન્યા સાથે લગ્ન કરવાની મેં તને સંમતિ નહોતી આપી.

તેં જે કંઈ કર્યું છે, એ આજ તને ભલે યાદ ન આવે, પણ એક દિવસ એવો જરૂર આવશે...જે દિવસે આ ભૂલ સુધારવા માટે તું અસ્થિર બની જશે-પણ ત્યારે ભૂલ સુધારવાનો કોઈ ઉપાય તારા હાથમાં હશે નહિ. હજી પણ મારી વાત પર લક્ષ્ય આપ જ્યોતિ, હું તને જે કહું છું, તે તારા ભલા માટે કહું છું."

ધીરે ધીરે સંધ્યાનો અંધકાર ઘેરાતો ગયો. જ્યોતિને સાથે લઈને સુરેશબાબુ ઘર તરફ ફર્યા.

રાતના જ્યોતિર્મયને નિદ્રા ન આવી, ખૂબ જ અસ્થિર ભાવે તે પડખાં ફેરવવા લાગ્યો.

## ૩૦

"બહેન, એક વાત સાંભળતી જા."

સીતા દાદાના ખંડમાં કંઈક કામ માટે આવતી હતી. દાદાને ચિંતામગ્ન જોઈને તેણે કશો અવાજ ન કરતાં પોતાનું કામ પતાવી લઈ ધીરે ધીરે બહાર જવા માંડયું. બિહારીલાલનું આહ્વાન સાંભળીને તે પાછી ફરી.

દાદાએ કહ્યું: "અહીં મારી બાજુમાં બેસ બહેન, ઘણી વાતો કહેવાની છે. વહુમાના મૃત્યુ પછી મેં જે કંઈ કામ કર્યું છે, તેની કશી માહિતી તને હજી સુધી આપી શક્યો નથી, કહેવાનો સમય પણ મળ્યો નથી. એ હકીકત માત્ર સુશીલ અને મારા કેટલાક વિશ્વાસુ માણસો જાણે છે. તેઓએ મારી પાસે પ્રતિજ્ઞા કરી છે, હું જીવું ત્યાં સુધી આ વાત કોઈને નહિ કહે. આજ કંઈક નીરાંત છે એટલે તને સઘળી વાત કહું."

સીતા દાદાની બાજુમાં બેસી ગઈ, દાદાના માથા પર હાથ પંપાળતાં પંપાળતાં બોલી: "હું ઘણીવાર આપના ઓરડાના દ્વાર પાસે આવીને ચાલી ગઈ હતી, આપ એટલા કામમાં રહેતા હતા કે ઉંચુ પણ નહોતા જોઈ શકતા. કોઈને કોઈ માણસ આપની પાસે

હોય એટલે મારાથી આવી શકાયું નથી. હવે આપને જે કંઈ કહેવું હોય તે કહો."

બિહારીલાલે એક નિશ્વાસ નાખીને કહ્યું: "એકવાર તીર્થયાત્રા કરવાની પ્રબળ ઇચ્છા થઈ છે. ધર્મકર્મ તો કશું કરેલ નથી બહેન, જીંદગીના સીમાડે પગ મુકયા પછી સમજાય છે કે આ બધું મિથ્યા છે. જ્યોતિની માના હૈયામાં યાત્રાએ જવાની તીવ્ર ઇચ્છા હતી, એની ઇચ્છા પુરી કરી શકાઈ નહિ. હું પણ હવે વધારે સમય થોડો જીવવાનો હતો...! મને પણ મારો સમય દેખાઈ રહ્યો છે. કોણ જાણે કેવાં કર્મ કર્યાં છે કે આ ઉમ્મરે સંસારની થપાટ ખાવાનો સમય આવ્યો. ગઈ રાતે એક સ્વપ્ન આવ્યું હતું બહેન. સ્વપ્નામાં જોયું, હું કયાંક ગયો છું, ત્યાં મને દેખાયું—બધા બેઠા છે. કેવું સુંદર સ્થળ...યાદ આવતાં અત્યારે પણ મન કંપી ઉઠે છે. ત્યાં તારા દાદી બંને ખોળામાં પ્રકાશ અને પ્રતાપને લઈને બેઠા હતા. પાછળ વહુમા ઉભાં હતાં. બધાનાં ચહેરા પર આનંદ હતો. પ્રતાપે મને કહ્યું: "બાપુ, તમારાં કર્મનો ક્ષય હજી નથી થયો, તેથી તમે અમારી પાસે આવી શકતા નથી. તીર્થભ્રમણ કરશો તો કર્મક્ષય થઈ જશે, પછી સઘળો ભાર સીતાને સોંપીને તમે અમારી પાસે આવી શકશો." આ સ્વપ્ન જોઈને મને માર્ગ મળી ગયો છે, તેથી જ તીર્થભ્રમણ કરવાની ઇચ્છા થઈ છે. જે કંઈ પાપ હોય તેનો ક્ષય કરવો જ રહ્યો. ત્યાર પછી આનંદલોકમાં એ લોકો સાથે હું વાસ કરી શકીશ."

સીતાએ કહ્યું: હજી બે માસ જવા દો તો સારૂં દાદા, આવા જેઠ અષાઢના દારુણ તાપમાં........."

વચ્ચે જ બિહારીલાલ બોલી ઉઠયા: "આ તાપમાં મને જરાયે કષ્ટ નહિ થાય. પાપ રહ્યાં છે તેથી તો હું એ લોકો પાસે જઈ શકતો નથી. દિવસો ચાલ્યા જાય છે...પંચોતેર વર્ષ પગ તળે ચાલ્યા ગયાં...હજી શું જીવવાનું કહે છે? તમારા બધાનું આયુષ્ય હું જ

ભોગવી રહ્યો છું. જેટલું જીવીશ એટલી જ્વાળા ભોગવવી પડશે! તારા આશરે મારી જીવન નૌકા ચાલી રહી છે, તું પણ કોક દિવસે મને છોડીને ચાલી જવાની. ના...હવે રસ્તો દેખાઇ ગયો છે સીતા, હું તમારી કોઇની વાત સાંભળીશ નહિ. હવે મને માર્ગ મળી ગયો છે.........કોઇ પણ આકર્ષણ હવે મને એ માર્ગે જતાં રોકી શકશે નહિ."

તેઓ માથા પર હાથ ફેરવવા લાગ્યા.

સીતાએ કહ્યું: "સારૂં દાદા, મારો એ બાબતમાં કશો વિરોધ નથી. આપને કષ્ટ થશે એમ ધારીને જ મેં બે મહિના પછી યાત્રાએ જવાનું કહ્યું હતું. આપ યાત્રાની તૈયારી માટે સુધીરભાઇને કહી દેજો."

સીતા સામે જોઇને બિહારીલાલે કહ્યું: "સમજી બહેન, આ વખતે મને સાચી મુક્તિ મળશે. તું જ કહેને, આટલા સમય પછી આવા સ્વપ્નનો અર્થ શું? બરાબર મેં અગાઉનો સંસાર જોયો હતો. ત્યાં જ્યોતિ નહોતો, નાની વહુ નહોતી, તું પણ નહોતી. એ દૃશ્ય જોઇને હું રડી પડયો હતો...અત્યારે પણ હૈયું ભરાઇ આવે છે. મારી વિદાયવેળા નજીક હોય ત્યારે જ હું એ લોકોને જોઇ શકુંને બહેન?"

ધીરજથી સીતા બોલી: "પણ દાદા, ઘણા માણસો એમ કહે છે કે, સ્વપ્ન એ તો એક પ્રકારની માનસિક ક્રિયા છે, એમાં કશું સત્ય નથી હોતું."

વિરક્ત ભાવે બિહારીલાલે કહ્યું: "બીજાઓની વાત ન કરીશ સીતા, મારે એ કંઇ નથી સાંભળવું. શ્રદ્ધા એ અનોખી વસ્તુ છે."

સીતા મૌન રહી. તે જાણતી હતી, દાદાની વાત સ્વીકાર્યા વગર

છૂટકો નથી, એમની વાત ન માનીએ તો મોટો અનર્થ ઉભો થઈ જાય.

બિહારીલાલે જનોઈમાંથી ચાવી છોડી સોતાના હાથમાં મૂકતાં કહ્યું: "આ ચાવી વડે મારી પેટી ખોલ...તેમાં એક તરફ લાલ પટ્ટીથી બાંધેલું કાગળનું બંડલ છે, તે મારી પાસે લાવ; તને સઘળી વિગત સમજાવી દઉં...પછી સમય પણ નહિ રહે. વિદેશમાં ફરતાં ફરતાં ક્યારે પાછા અવાશે અથવા ક્યારે શું થશે તેનું કાંઈ ઠેકાણું ન કહેવાય."

સીતા કશું સમજી શકી નહિ. ચાવી લઈને ઉભી થઈ.

બિહારીલાલે પુછ્યું: "ગઈકાલે એકાએક સો રૂપિયા કેમ મગાવ્યા હતા સોતા, શું કંઈ મગાવવું હતું?"

સીતા તત્કાળ ઉત્તર આપી શકી નહિ.

જયંતીના ભાઈનો એક સંબંધી આજ કેટલાય દિવસોથી રામનગર આવ્યો હતો, તેની સાથે જયંતીની એક દૂરની બહેન પણ આવી હતી. આ લોકો કલકત્તામાં એક મુરતીયા સાથે પ્રભાના સગપણનું નક્કી કરીને આવ્યા હતાં, વરપક્ષના માણસો તરતમાં પ્રભાને જોવા આવવાના હતા. પ્રથમ તો એ લોકો આટલે દૂર ગામડામાં કન્યા જોવા આવવા માટે રાજી નહોતા થયા ત્યાર પછી તેમણે જાણ્યું કે ઈપ્રભા એક વૃદ્ધ જમિનદારની એકની એક વારસ છે, ઘરબાર, જમીનદારી વગેરે તેને મળવાનું છે, ત્યારે એ લોકો આવવા સંમત થયાં. આવા શ્રીમંત મહેમાનોને જયંતી યોગ્ય રીતે સાચવી શકે એટલા ખાતર જયંતીની દૂરની બહેન અને જયંતીના ભાઈનો સંબંધી અહીં આવેલ છે.

જયંતીની બહેન સુશીલા ખૂબ જ રૂઢ સ્વભાવની હતી. એને

જ્યાં ચાકરો કે ધણી કોઇ નહોતું. સંસારમાં જેઠ અને દીયર વગેરે હતા

રજનીકાંતના ગુણો અસીમ હતા. ત્રીસ બત્રીસ વર્ષની ઉમ્મરમાં તેણે ત્રણ પત્નીઓને સ્વર્ગમાં પહોંચાડી દીધી હતી. વધારે પડતી નશાખોરીના કારણે તેનો ચહેરો પણ બગડી ગયો હતો. જગતમાં એવું કોઇ માદક દ્રવ્ય નહોતું, જેના ગુણથી રજનીકાંત અપરિચિત હોય.

સુશીલાએ આવતાં વેંત જયંતીના મનમાં મજબુત સ્થાન મેળવી લીધું. તે અહીં આવીને સમજી શકી—ઇભાને કદાચ સમગ્ર સંપત્તિ નહિ મળે...તો પણ અડધી મિલ્કત તો જરૂર મળશે.

બિહારીલાલ કદાચ જયોતિર્મયને કશું ન આપે, તો એ બધું ભવિષ્યમાં ઇભાને જ મળે. સીતાનો પરિચય જયંતી પાસેથી જાણીને તે પ્રજળી ગઇ હતી. છતાં તે બોલી હતીઃ ' દાદા જીવે છે ત્યાં સુધીમાં જ બધું પાકું કરી લઇશ...હું કાંઇ તારા જેવી શરમાળ નથી '

સીતા ચોરની માફક આ તરફ પેલી તરફ ફરતી, ઝાંખી નજરે જોયા કરતી, દેવીના આસન પર કોણ આવીને બેઠું છે ! એ લોકોએ સીતાની અબાધ સ્વાધીનતા છીનવી લીધી હતી, તેને સાવ તરછોડી દીધી હતી. ઇશાની જીવતી હતી ત્યારે સીતા આ ઘરની મુખ્ય ગૃહિણી હતી, આજ તે એક દાસી કરતાંય નીચે મૂકાઇ ગઇ છે. એ લોકોએ સીતાનું સઘળું લઇ લીધું છે, માત્ર સીતાના દાદાને લઇ શક્યા નથી. સીતાની સામે બિહારીલાલ એના એ પ્રેમાળ દાદા રહ્યા છે, અગાઉની માફક આજ પણ સીતાના આધારે તેઓ જીવી રહ્યા છે.

કોઇ કોઇ વાર સીતા રડી પડતી, આર્તસ્વર મહામહેનતે રોકી રાખતો અને દીર્ઘ નિશ્વાસ સાથે માત્ર એક જ અક્ષર નીકળતો—' મા ' આ શબ્દ સાથે દડદડ આંસું પણ નીકળી જતાં.

બાલ્યકાળમાં તેણે પોતાની સગી મા ગુમાવી હતી, આજ તે યાદ પણ નથી. પણ ભગવાને તેને એવીજ સ્નેહમયી માતા આપી હતી. પોતાના કર્મ સંયોગે આ મા ને પણ ગુમાવવી પડી.

આ લાંબા સમયમાં બિહારીલાલ એ ન જાણી શકયા કે ઘર સંસારમાંથી સીતા કેટલી દૂર ધકેલાઈ ગઈ છે, એ પણ ન જાણી શકયા કે ઘરખરચનો ભાર જયંતીના હાથમાં છે. આ વખતે પૈસા જલ્દી ખરચાઈ ગયા હતાં, એટલે સુશીલભાઇ પાસેથી સો રૂપિયા લઇને જયંતીને આપ્યા હતા.

સુશીલબાબુને આજ્ઞા હતી કે સીતા જ્યારે પૈસા માગે ત્યારે આપવા, છતાં તેમણે આ વખતે પૈસા આપતાં કહેલું: "એ લોકો માટે તું આટલી બધી ચિંતા શા માટે કરે છે સીતા ? હું દાદાને કહી દઈશ કે તું હવે ઘરસંસારમાં કશું મહત્વ નથી ધરાવતી...કશો ભાર તારા પર નથી."

સીતાએ શાંત સ્વરે કહ્યું હતું " માફ કરો મોટાભાઈ, આ વાત કરશો તો મોટી પંચાત ઉભી થશે. દાદાના સ્વભાવને તમે જાણો છો, તેઓ કોઇને માફ નહિ કરે...એ લોકો ચાલ્યા જાય પછી તમારે જે કહેવું હોય તે કહેજો."

સુશીલબાબુ એ આ વાત સ્પષ્ટભાવે બિહારીલાલ સમક્ષ નહોતી મૂકી પણ આડકતરી રીતે બે ચાર વાર જણાવી દીધી હતી, તેથી જ તેમણે આજ પૈસા સબંધી પ્રશ્ન કર્યો હતો.

સીતાએ પેટી ખોલતાં ખોલતાં કહ્યું "કાલે અચાનક પૈસાની જરૂર પડી હતી દાદા, તેથી..."

દાદાના શુષ્ક વદન પર જોરથી હાસ્યની રેખા ફુટી ઉઠી. તેઓ બોલ્યા " અર્થ વગરનું અસત્ય બોલીને મારી આંખમાં ધુળ નાખવા શામાટે

ઇચ્છે છે બેન? હું બહાર રહું છું એટલે શું અંદરની કશી ખબર નહિ રાખતો હોઈશ એમ માને છે ગાંડી ચારે દિશાએ નજર અને કાન રાખી શકીએ તો જ સંસાર નભાવી શકાય! હા, એ કાગળનું બંડલ મારી પાસે લઇ આવ.',

લાલપટ્ટીથી બાંધેલું બંડલ લઈને સીતા દાદા પાસે આવી.

પથારીમાં બેઠા થઇ કાગળનું બંડલ હાથમાં લેતાં દાદાએ કહ્યુ:" અહીં મારી સામે બેસ...તારી સાથે મારે જરૂરી વાત કરવાની છે. પહેલાં હું તને સઘળી વાત કરી દઉં, ત્યાર પછી કાગળો દેખાડીશ."

અનિચ્છાએ બેસતાં બેસતાં સીતા બોલી:,, મારે હજી ઘણુ કામ છે દાદા. માસીને બધી તૈયારી કરી આપીશ. ત્યારેજ રસોઇ કરવા બેસી શકશે."

વ્યથા ભરી નજરે જોતાં દાદાએ કહ્યું: ' એ શું તારે કરવું પડે છે સીતા! મારા આવડા મોટા ઘરમાં શું બીજુ કોઇ છે નહિ, જે રસોઇની તૈયારી કરે...? મારી આજ્ઞા છે સીતા, તું એ તરફ હવે જઇ શકીશ નહિ. પરમ દિવસે મારે કાશી જવું છે. સુશીલને તૈયારીની સૂચના આપી દીધી છે.આ બે દિવસ માટે તારે ઘરનું કોઇ કામ કરવાનું નથી."

સીતા નીચી નજરે બેસી રહી, દાદા સામે જોવાનું સાહસ તેનામાં નહોતું રહ્યું, જોવા જતાં આંસુ નીકળી પડે તો !

બિહારીલાલે એવાને એવા વેદના ભર્યા સ્વરે કહ્યુ: "મોટા દુ:ખની વાત છે બેન, તું આરીતે મારાથી બધું છુપાવી રાખે છે. ગાંડી, તું નથી જાણતી—તું મારી કોણ છે? જન્માંતરની વાત મનમાં લાવું છું, ત્યારે થાય છે તું મારી કોક હઈશ, માયા મૂકી શકાણી નહિ એટલે આ જન્મે તું મારી પાસે પાછી આવી છે. દિકરી, તું એ ક્યાંથી જાણે કે તારા પગમાં વાગેલો કાંટો મારા હૈયામાં વાગે છે ! તું રોજ નવી

નવી વ્યથા સહી રહી છે...સંભવ છે કે બે ટંક નીરાંતે જમતી પણ નહિ હોય..." દાદાના હોઠ કંપી રહ્યા હતા. ઘડીક નીરવ રહીને તેઓ બોલ્યા: "દિકરી, હવે મારે કોણ હતું, બધાની સંભાળ રાખનારી સ્નેહમયી આ પણ ચાલી ગઈ, તારી વેદના સામે કોણ જુવે? હવે તું સવારથી મધરાત સુધી મજુરી કરીશ તોય તને કોઇ વિશ્રામ લેવાનું નહિ કહે. તું ભૂખી હઇશ તો તને જમવાનું પણ કોઇ નહિ કહે. તું તારા દાદાથી પણ બધું છૂપાવીને એકલી સહી રહી છે...બેટા..."

કૃત્રિમ હાસ્ય લાવીને સીતા બોલી: "તમે જે સાંભળ્યું છે, તે સાચું નથી દાદા. ખરેખર એવું કશું હોય તો હું તમને જણાવ્યા વગર રહું ખરી?

"હું બધું જાણું છું બેન...તું મને કેટલું જણાવે છે તે હું ક્યાં નથી જાણતો! જો હું તારી પ્રકૃતિ ન જાણતો હોત તો તું મને ગમેતેમ સમજાવી શકત! હું જાણું છું...હૈયું ભાંગી જાય તો પણ તું એક શબ્દ બોલે એવી નથી. હું બધું સહી શકીશ પણ આ નહિ સહી શકું. આ માટેની સઘળી વ્યવસ્થા મેં ઘણા સમયથી કરી રાખી છે, મેં વિચાર્યું હતું, હું જીવું ત્યાં સુધી આ વાત પ્રગટ ન થાય. પણ હવે મને લાગે છે કે મારે મરતાં પહેલાં આ વાત પ્રગટ કરવી જોઇએ. લે બેન. આ દસ્તાવેજ વાંચી જા."

ધ્રુજતા હાથે સીતાએ કાગળ હાથમાં લીધો. આ દાનપત્ર હતું. વૃધ્ધે સજ્ઞાન અવસ્થામાં આ દાનપત્ર લખ્યું હતું અને તેમના મૃત્યુ પછી સઘળી સંપત્તિ સીતાની બનતી હતી. ભવિષ્યમાં સીતા આ સંપત્તિનો ઉપયોગ ગમે તે કરીશ! ગમે તેને દાનમાં આપી શકે છે. સંપત્તિ પરની કુલ મુખત્યારી સીતાની રાખવામાં આવી હતી. ઇભા ને એના લગ્ન સમયે વીસ હજાર રૂપિયા મળે, જમિનદારીની આવક સાથે બીજો કશો સંબધ ઇભાને રહેતો નથી. જયંતી જ્યાં સુધી જીવે ત્યાં સુધી તેને દર

મહિને પચાસ રૂપિયા તે જ્યાં રહે ત્યાં મળ્યા કરે, આ સિવાય એક પાઈ પણ મળે નહિ. જમિનદારી અને સમગ્ર સંપત્તિની દેખભાળ સીતાએ કરવાની. ગામની ઉન્નતિ, પ્રજાના સારા નરસાનો વિચાર વગેરે બધી જવાબદારી સીતા માથે રાખવામાં આવી હતી. ગૃહમંદિરની પૂજા વગેરે નિયમ પ્રમાણે ચાલુ રાખવી ! એમનો ત્યાજ્ય–પૌત્ર જ્યોતિર્મય આ સંપત્તિ સંબંધી કશો દસ્તાવો કરી શકતો નથી. એને સામાન્ય કંઈ સહાય કરવી કે નહિ તે સીતાની ઇચ્છાની વાત છે.

સીતાના ધ્રૂજતા હાથમાંથી દાનપત્ર પડી ગયું, આર્ત કંઠે તે બોલી "દાદા"...

દ્દઢ સ્વરે બિહારીલાલે કહ્યું: "તું જે કહેવા માગે છે, તે હું સમજી ગયો છું. પરંતુ આ મારો દ્દઢ સંકલ્પ છે. અનંત વિચારોના પરિણામે આ દાનપત્ર તૈયાર કર્યું છે; એ હવે ફેરવી શકાય ખરૂં ! એ બધા તને તિરસ્કાર ભરી નજરે જુવે છે, પણ એ લોકો નથી જાણતા કે જેના પ્રત્યે તિરસ્કાર રાખે છે–તેના જ ગળામાં મેં વિજયની માળા પહેરાવી છે...તેના જ પગ પાસે એ લોકોને ઉભા રહેવાનું છે."

"ના ના, હું આવું કશું નથી ચાહતી. આપના પગમાં પડું છું દાદા, મને આ રીતે સૌની નજરે અપરાધિની ન બનાવો; મારૂં મોઢું બતાવી શકાય એવું એકાદ સ્થળ તો જરૂર રાખો."

બંને હાથે મોઢું ઢાંકીને તે થર થર ધ્રૂજી રહી.

ગંભીર સ્વરે બિહારીલાલ બોલ્યા: "તારે મોઢું દેખાડવાનો માર્ગ મેં નષ્ટ નથી કર્યો સીતા, મેં જે કંઈ કર્યું છે, તે ખૂબ વિચારીને કર્યું છે. મારા મૃત્યુ પછી તારે આ ઘરનો ત્યાગ કરવો પડે, એ તેં વિચાર્યું છે ? એમ થાય તો મારા આત્માને શું શાંતિ

મળી શકે સીતા, શું મને અનંતધામમાં સ્થિરતા પ્રાપ્ત થાય ખરી? તારા બાપ પાસેથી ભગવાનના શપથ લઈને મેં તારો આ ઘરની લક્ષ્મી તરીકે સ્વીકાર કર્યો હતો, તારા પ્રત્યે મારૂં કર્તવ્ય છે. મેં તારા માટે કેટલું વિચાર્યું છે, એ તું ક્યાંથી જાણે, બેન. આહાર અને નિદ્રાનો ત્યાગ કરીને આ કાર્ય પાછળ પડયો હતો. વીલ રજીસ્ટર થઈને મારી પાસે આવ્યું ત્યારે મને શાંતિ વળી. રડે છે શા માટે સીતા, આંસુ શા માટે વેરે છે બેન? આંખો લૂછી નાખ, આ વીલ સંભાળીને મૂકી દે...હમણાં હું આ વીલ કોઈને બતાવવા નથી માગતો, સમય પાકશે ત્યારે બધા જાણી શકશે. આજ જો વહુમા જીવતી હોત......"

"મરતી વખતે મા એમના પુત્રને ક્ષમા કરતા ગયા છે, દાદા."

ચહેરો વિકૃત કરીને બિહારીલાલે કહ્યું: "એ કંઈ મોટી વાત નથી. કદાચ મૃત્યુ સમયે મારૂં માથું પણ વિકૃત બની જાય, છેવટે શું એ નિર્બળ પળે ધર્મત્યાગીની વિલાસ તૃપ્તિ ખાતર, મારી વિશાળ જમિનદારી, મારૂં ગૃહમંદિર, મારી અઢળક દોલત શું મારે લૂંટી કરતી જવી? ના...એટલા જ ખાતર મેં આ વીલમાં ધર્મભીરૂ માણસોની સાક્ષી લીધી છે. તારો ચહેરો સુકાઈ કેમ ગયો બેન? તારે ભય રાખવાનું કોઈ કારણ નથી. તું કોઈને નહિ કહી શકે...હું જ બધાને કહી દઈશ. હવે તું આ વીલ મારી પેટીમાં મૂકી દે."

સીતા ઊભી થઈ.

૩૧

જેઠ માસ ચાલતો હતો ગરમી સખત પડતી હતી. અજવાળી આઠમની રાત હતી, વચ્ચે વચ્ચે શીતળ મૃદુ વાયુની લહરીઓ આવી જતી હતી. સીતા અગાશીના એક ખૂણામાં ઉભીઉભી આકાશ સામે જોઈને પોતાના ભાગ્યની વિચારણા કરી રહી હતી.

બિહારીલાલે વીલ કરીને સઘળી સંપત્તિ તેને આપી હતી, આ સાંભળીને તે જરાય ખુશ નહોતી થઈ, આટલી વિશાળ સંપત્તિની તેને શી જરૂર હતી? તે એક સામાન્ય નારી છે, તેણે બ્રહ્મચર્ય વ્રત ગ્રહણ કર્યું છે. એક વખત જમે છે, ભોગ વિલાસથી દૂર રહી છે, બંને હાથમાં માત્ર શંખની બે ચુડીઓ પહેરી છે, આ સિવાય અન્ય કોઈ અલંકાર તેણે સ્વીકાર્યા નથી. બારીક વસ્ત્રોનો તેણે ત્યાગ કર્યો છે, બિહારીલાલે સુંદર સાડીઓ આપેલી પરંતુ તેણે તે પાછી આપીને ખાદીની સાડીઓ મંગાવેલી.

આટલી વિશાળ સંપત્તિ પોતાની બનશે, વિચાર આવતાં જ સીતા ભારે સંકોચ પામે છે. તે નિર્દોષ છે, સંપત્તિ આવશે એટલે લોકો તેને અપરાધિની માનશે. આ તો જાણે સદા માટે સંપત્તિની ગુલામી સ્વીકારવા જેવું બને છે... આથી કોઈ સુખ નહિ પણ કેવળ દુઃખ જ ઉભું થવાનું છે... !

જે સાચા વારસદાર છે, તે બધી વાતમાંથી વંચિત બને છે, અને પોતે એક સામાન્ય નારી આ બધાની અધિકારિણી બને છે. ના, ના..., લોકો સાંભળીને કહેશેઃ આ સંપત્તિ મેળવવા ખાતર જ સીતાએ બિહારીલાલને પોતાની જાળમાં ફસાવ્યા હતા. એ કોણ માને કે સીતાની સેવા કોઈ પ્રકારના લોભની આશાએ નહોતી, એ સેવા તો નિઃસ્વાર્થ અને મમતામય હતી.

સીતા બંને હાથે મોઢું ઢાંકીને ચાંદની ભરી અગાસીમાં સૂઈ ગઈ.

આજ તેના હૈયામાં હાહાકાર મચ્યો હતો, પ્રશાંતે કલકત્તાથી એક લાંબો કાગળ લખ્યો હતો, તેમાં જ્યોતિર્મય સંબંધી બધી હકીકત જણાવી હતી. બે ચાર સામાન્ય વાતો પછી તેણે જણાવ્યું હતુંઃ "જ્યોતિ વિલાયતથી પાછો આવ્યો છે, તે સમાચાર મેં અગાઉ લખી મોકલ્યા હતા. એના પ્રત્યેના તિરસ્કારના અંગે હું તેને મળ્યો નથી. એકવાર મનમાં થયું હતું, તેને મળીને કડક શબ્દોમાં બે વાતો સંભળાવું, એને કહું—જેને તું તરછોડીને ચાલ્યો આવ્યો છે, તે નારી તારા પ્રત્યે કેટલો પ્રેમ રાખે છે...કેટલી ભક્તિ રાખે છે અને એ શ્રદ્ધાના બળ પર આજ તે બ્રહ્મચર્ય પાળી રહી છે અને કઠોર જીવન જીવી રહી છે. મને યાદ આવે છે, એક દિવસ જ્યોતિએ કહ્યું હતું.

આ દેશની અશિક્ષિત સ્ત્રીઓ પ્રેમ ખાતર આત્મત્યાગ કરી શકતી નથી. તેની આ ધારણા ખોટી છે તે મારે તેને સમજાવવું હતું. એ માને છે—પ્રેમ ખાતર આત્મદાન કરવું એ તો શહેરની શિક્ષિત સ્ત્રીઓ જ દર્શાવી શકે, કારણ કે એનામાં સ્વાવલંબી પણું હોય છે, એનામાં માણસની પરીક્ષા કરવાની દૃષ્ટિ હોય છે. આ દેશની અભણ અને કુસંસ્કારમાં ઉછરેલી સ્ત્રીઓમાં કશું નથી હોતું, એને ન છૂટકે પારકાના આધારે જીવવું પડે છે. એક દિવસ આ સંબંધી તેણે મારી

સાથે આવી ચર્ચા ઉપાડી હતી મેં કહ્યું હતું—આપણા દેશની ઘણી સન્નારીઓ અવિવાહિત રહીને પણ દેશ અને સમાજની સેવા ખાતર પોતાના જીવનનો ઉત્સર્ગ કરતી-ગઈ છે. આ સાંભળીને જ્યોતિએ ખૂબજ કહેલું પણ એ વાત જવાદો. તાજી વાત લખું, ઇચ્છા ન હોવા છતાં હું તેને બે શબ્દો કહેવા માટે ગયો હતો અત્યારે તો એ ન ઓળખાય એવો બની ગયો છે મેં સાંભળ્યું છે કે ધંધામાં તે ઠીક આગળ વધી રહ્યો છે. રોજ મોટરમાં કોર્ટમાં જાય છે, સાંજે પત્ની સાથે ફરવા જાય છે. હું તેને મળવા ગયો હતો, ત્યારે સંધ્યા વીતી ગઇ હતી, આ સમયે જ એના જેવો મોટો માણસ મારા જેવાને મળી શકે.

તે મળ્યો, મેં તેને તેની હૃદય હીનતા સંબંધી ખૂબ જ કહ્યું; તને સાંભળીને આશ્ચર્ય થશે, તેણે જરા જેટલોય ઉત્તર ન આપ્યો, તે ઉભો પણ ન થયો, મને કશું કહ્યું પણ નહિ. માત્ર ટેબલ પર બંને હાથે માથું દબાવીને ઝૂકી રહ્યો...મોઢું છુપાવીને તેણે મારી કઠોર વાત સાંભળી લીધી.

જ્યારે મારી વાત પુરી થઈ, ત્યારે તેણે માત્ર એટલું જ પુછ્યું: 'મા અને દાદા કેમ છે' હું રોષના લીધે હીતાહીતનું જ્ઞાન ગુમાવી બેઠો હતો, મેં તેને કડવા શબ્દોમાં સંભળાવ્યું: 'તારી દુર્ભાગિની મા તારા જ પાપે રડતી રડતી આ લોકનો ત્યાગ કરી ગઇ છે. અને જે દિવસે વૃદ્ધ દાદા મરી જશે, તે દિવસે હું જ તને સમાચાર આપી જઇશ. ઘડીભર તે અવાક બની ગયો. ત્યાર પછી તે ઉભો થયો, બંને હાથે છાતી દબાવીને તે ઓરડામાં આંટા મારવા લાગ્યો. ત્યાર પછી તે મારી સામે આવીને બોલ્યો: "પ્રશાંત, તેં જે કંઇ કહ્યું છે તે જરાય ખોટું નથી, હું શયતાન કરતાં પણ અધમ બન્યો છું. તમે સહુ જરૂર મારો તિરસ્કાર કરજો, માનજો હું મરી ગયો છું, જ્યોતિ નામનો કોઇ તમારો પરિચિત નહોતો એમ જ માનજો. દાદા સઘળી

સંપત્તિ સીતાને આપવાના છે એવું મેં સાંભળ્યું છે; આ બાબતમાં હું આનંદપૂર્વક સંમતિ આપું છું. જો સીતા લગ્ન કરવા રાજી હોત, તો હું પોતે મહેનત કરીને તેને યોગ્ય વર શોધી આપી, એના લગ્નમાં હાજર રહેત. મારા જ ખાતર તે પરણી નહિ અને સુખી ન થઇ શકી એ માટે ખરેખર મને ઘણું દુઃખ થાય છે. દાદા પોતાનું સર્વસ્વ આપીને એની જરા જેટલી એ ખોટ પુરી કરવા માગતા હોય—તો હું વચ્ચે નહિ આવું ભગવાન સીતાનુ મંગલ કરે...તેને શાંતિ આપે. ”

વિશેષ કશું ન કહેતાં તે બહાર ચાલ્યો ગયો.

સીતા. એ સમયે મારી નજર તેના ચહેરા પર હતી...ખરેખર તેનો ચહેરો શબ જેવો મલિન બની ગયો હતો, તેની આંખો આંસુથી છલકી રહી હતી.

ખરેખર તે હતભાગ્ય છે...તપાસ કરતાં હું બધી વાત જાણી શક્યો છું. તેનું વિવાહિત જીવન શાંતિપ્રદ નથી નીવડયું. કોઇપણ મંગળ કાર્યના અનુષ્ઠાન વખતે નિશ્વાસ અને આંસુ પડે તો એ કાર્ય શુભકર બનતુ નથી...અશાંતિ જ જન્મે છે. મા અને દાદાની આંખો એ પ્રસંગે આંસુમય બની હતી...હૈયું ભાંગી નાખે એવા નિસાસા એ લોકોએ નાખ્યા હતા, એ બધી વેદના ક્યાં જાય ! જયોતિ એ સુખી થવાની આશાએ સહુને રડાવ્યાં હતાં, એનું ફળ એને પુરૂં મળી ગયું છે, તે ખૂબ કમાય છે... કીર્તિ પણ મેળવે છે પરંતુ પૈસો અને કીર્તિ સુખ આપી શકતાં નથી. ”

આ કાગળ એકવાર બે વાર દસ વાર સીતાએ વાંચ્યો હતો છતાં તેની આશા તૃપ્ત નહોતી થઇ. લગ્ન કરીને તે શા માટે સુખી થઇ શકયા નથી ? જે નારી પોતાના સ્વામીને સુખી ન કરી શકે નારીની પ્રકૃતિ કેવી હશે ?

આવા અનેક પ્રશ્નો સીતાના હૈયામાં જાગૃત થવા માંડયાં. પ્રશાંત-

ભાઈ આ રીતે કઠોર વાતો સંભળાવવા ત્યાં શા માટે ગયા ? સીતાના દર્દની વાત તેમણે ત્યાં શા માટે જણાવી ? સીતા પોતાનું મન કોઈના સામે પ્રગટ કરવા ઇચ્છતી નથી...મનની વેદના મનમાં જ સમાવી રાખવાનો તેણે આજ સુધી પ્રયત્ન કર્યો છે...પૃથ્વી પર હજારો માનવી વિચરે છે...પોતે એમાંની એક છે એમ જ માનતી આવી છે છતાં...

જ્યારે તેને પત્ર મળ્યો હતો, ત્યારે તે જાણી શકી નહોતી કે વૃદ્ધ દાદાએ પોતાની સઘળી સંપત્તિનું વીલ સીતાના નામ પર કર્યું છે. પત્ર મળ્યા પછી તેણે વિચાર્યું, આ બધી એક પ્રકારની અફવા જ હશે. ઈશ્વા છે...ન્યાયની દૃષ્ટિએ તે પણ અધિકારિણી છે. ત્યાર પછી જયોતિ. દાદા ક્રોધ કે દુઃખના લીધે ગમે તે બોલે પણ પૌત્રને સાવ વંચિત કદી રાખે નહિ. પોતે કદાચ ઠાકોરજીની સેવા પુરતી અલગ વ્યવસ્થા કરે, જ્યોતિર્મય ઉપર એ સંબંધી વિશ્વાસ ન રાખે તે સ્વાભાવિક છે. સીતા એ મનથી નક્કી કર્યું હતું—એક દિવસ દાદાના પગ પકડીને કહેવું: "જ્યોતિર્મયને સાવ તરછોડશો નહિ. મને કેવળ ઠાકોરજીની સેવાનો ભાર મળે એટલે ઘણું છે."

પણ તેની આશા પુરી ન થઇ. જ્યોતિર્મયના કષ્ટની વાત તે દાદાને કહી શકી નહિ; અને વચ્ચે વીલની ઘટના આવી પડી. આ સમાચાર અન્ય કોઇ ન જાણી શકયો હોય તો ભલે, પણ જ્યોતિર્મય અગાઉથી જાણી શકયા છે એ વાતમાં તેને શંકા ન રહી. ભારે વેદનાથી તેનો પ્રાણ તૂટી રહ્યો હતો, છતાં તે બિહારીલાલની ઇચ્છાનો પ્રતિવાદ કરી શકી નહિ. તે જાણતી હતી—દાદાનું હૃદય સ્નેહપુર્ણ છે, પણ એ સ્નેહ એવો નથી કે પોતાની જાતને બરબાદ કરે. દાદાનું મન કોઇ કોમળ નારીનું મન નથી, કઠોર પુરૂષનું મન છે. જ્યોતિર્મયના વિયોગથી તેમનું હૃદય શૂન્ય બની ગયું હોવા છતાં તેઓ જ્યોતિને ક્ષમા આપી શકે તેમ નહોતા

સીતા બંને આંખ પર હાથ રાખીને વિચારી રહી હતી—આ શું થયું, આવું કેમ બન્યું! જેનું પોતે સ્વપ્ન પણ જોયું નથી, તે સત્ય સ્વરૂપે કેવી રીતે બન્યું! પોતે એક સામાન્ય નારી છે...પોતાનું જ્ઞાન સ્વલ્પ છે...એ બધું જાણવા છતાં દાદાએ આટલો બધો બોજો શા માટે સોંપ્યો હશે, શું આ બોજો ઉઠાવી શકશે?

હજી તે જીવતા છે, હજી પણ રસ્તો નીકળી શકે તેમ છે. જ્યોતિ જો આવીને ક્ષમા માગે તો જરૂર ક્ષમા મેળવી શકે; વૃદ્ધનો સઘળો રોષ ચાલ્યો જાય. શું એમના પર આ બધી ખુલ્લી વાતોનો પત્ર ન લખી શકાય!

સીતા એકદમ બેઠી થઈ ગઈ અને વળતી પળે નિરાશ બની ગઈ—ના...ના એ તે કદી બનતું હશે! એ શું ધારે અને શું કહે! જો એમને એમની સંપત્તિ પાછી મેળવવાનું કહેવામાં આવે અને તેઓ એમ વિચારે કે આ તો સીતાની એક ચાલ—છે તો? જ્યોતિ-મંયને સંપત્તિનો મોહ નથી, સ્વજનો પ્રત્યે મમતા નથી, એ હોત તો તેઓ શું આ રીતે બધું છોડી શકત! દાદાએ જે કહ્યું છે તે બરાબર છે...એ નિષ્ઠુર છે...નિષ્ઠુર છે...હૃદયહીન પુરુષ છે!

સીતાની આંખો ભીની થઈ ગઈ તે આવા નિષ્ઠુર અને હૃદય-હીન હશે એ સીતા નહોતી જાણતી. જે બહારથી આટલા સુંદર છે, તે અંદરથી આટલા મલિન કેવી રીતે હશે, તે સીતાથી સમજાતું નહોતું. આ જગની કોઈ ચીજ તેમને આકર્ષી શકી નહિ. સીતા અલ્પજ્ઞાન વાળી હતી...સીતાનું રૂપ સામાન્ય હતું...ભલે સીતા દૂર પડી રહેત. પણ માનો પ્રેમ, દાદાનો સ્નેહ, રાજાનું ઐશ્વર્ય એ કશું તેમને પકડી શક્યુ નહિ...સઘળા બંધન તોડીને એ નિષ્ઠુર ચાલ્યા ગયા! હા પણ મનગમતી સ્ત્રી પામીને યે તેઓ સુખી થઈ શક્યા નહિ! ભગવાન, એમનું બધું ગયું, પણ આટલું યે સુખ શા માટે ન દીધું!

" બહેન......"

પ્રભાનો અવાજ સાંભળીને સીતા ચમકી ઉઠી. ચાંદનીના પ્રકાશમાં પ્રભા જોઇ શકી, સીતાની આંખો ભીની છે, મોતી જેવાં આંસુ ચમકી રહ્યાં છે. તે વિસ્મયથી બોલી: " આ શું તમે રડો છો! શા માટે બેન, શું તમને કોઇએ કશું કહ્યું છે, મારી બા...કે મારાં માસી...."

સીતાએ છેડા વતી આંસુ લૂછતાં કહ્યું: " ના બેન, મને કોઇએ કશું નથી કહ્યું."

" ત્યારે તમે શું એમને એમ રડો છો ! ના, તમે મને ખોટું કહો છો, મારાથી છૂપાવવા માગો છો." કહેતાં કહેતાં પ્રભા સીતાને બાઝી પડી.

કેવો અકૃત્રિમ સ્નેહ...નિર્મળ પ્રેમ ! સીતાના મનમાં થયું, આ સંસારમાં પોતે જેની જેની પાસેથી નિર્મળ પ્રેમ ઝીલ્યો છે, તેમાં પ્રભા સર્વથી વિશેષ છે. પ્રજ્ઞાની ચાલ્યાં ગયાં છે, બિહારીલાલ પોતાની વેદનામાં અસ્થિર બન્યા છે, એમની વાત સાંભળીને એમનાં આંસુ લૂછીને સીતા પોતાની વ્યથા ભૂલી જાય છે. પૃથ્વીમાં પ્રભા સિવાય સાચો પ્રેમ અન્ય કોઇ રાખતું નથી. આ સંસારમાં સીતાને હૈયા સરસું લેનાર આ એક જ માનવી છે.

છેલ્લા કેટલાક દિવસોથી માસી આવેલા હોવાથી પ્રભા સીતાને મળી શકતી નહોતી. તે માથી જરાય બીતી નહોતી, પણ રુક્ષ પ્રકૃતિની માસીથી તે ડરતી હતી. જયંતી પાસેથી પ્રજ્ઞાની વાત સાંભળીને સુશીલા સળગી ઉઠી હતી. પ્રભાને ઠેકાણે લાવવાનું તેણે પોતાના માથે લીધું હતું. માસીબાના કઠોર શાસન તળે પ્રભા ભારે અકળાઈ હતી,-તે માસીની આંખમાં ધૂળ નાખવાની તક જોયા કરતી

હતી પણ મળતી નહોતી. આજ સુશીલા વાતો કરતાં કરતાં બીજા મજલાના ખુલ્લા વરંડામાં સૂઈ ગઈ હતી, જયંતી રજનીકાંત સાથે જમિનદારીની કેટલી આવક છે એ સંબંધી ગર્વપુર્વક વાત કરી રહી હતી. આ શુભ અવસરનો લાભ લઈ ઇભા સીતા પાસે આવી પહોંચી હતી.

સીતાએ એક નિસાસો નાખતાં કહ્યું: " એક જૂની વાત યાદ આવતાં આંસુ આવી ગયા હતા બેન, કોઇના કહેવાથી રડવું નથી આવ્યું."

ઇભાએ વ્યથિત સ્વરે કહ્યું: " કઇ જૂની વાત યાદ આવી હતી ? "

પરાણે હસીને સીતા બોલી: " એ સાંભળીને તું શું કરીશ ઇભા ! હું વિચારતી હતી—મારા જેવી અભાગિની આ જગતમાં ઓછી હશે. હું પાંચેક માસની થઇ ત્યારે મારી બા ગુજરી ગયાં, મારો ભાર બાપુજી પર આવી પડ્યો. એમના મૃત્યુ પછી અહીં આવીને સ્નેહમયી મા મેળવી, પણ આ બળ્યા કપાળમાં એનું યે સુખ ન રહ્યું. દુનિયામાં આવીને જેને જેને મારા માનતી ગઈ, તે બધા એક પછી એક ચાલ્યાં ગયાં,—મારા કહી શકું એવાં કોઇ ન રહ્યાં. જેનો હાથ ઝાલું તે જ દાઝી જાય છે...જેના ઘરમાં જઉં છું, તેના ઘરમાં આગ લાગે છે. મારા મનમાં થાય છે હું આ ઘરમાં ન આવી હોત તો તારા ભાઇ પરાયા ન થાત, એમને પાછું આવવું પડત; ઇભા, કેવળ મારા જ લીધે તેઓ..."

કહેતાં કહેતાં સીતાનો કંઠસ્વર રૂંધાઇ ગયો.

ઇભાએ જરા હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું: " આ તમારી ખોટી માન્યતા છે બેન,—તમે ન આવ્યાં હોત, તો પણ જ્યોતિભાઈ

ચાલ્યા જાત. મારા ભાઈ જે દિવસે વિલાયત જવાના હતા, તે દિવસે હું મળવા ગઈ હતી. તે દિવસે એમણે ઘણી વાતો કહી હતી. તમે અહીં છો એ જાણીને તેઓ ખૂબ જ શાંતિ પામ્યા હતા. મોટીબા અને દાદા માટે એમને ખુબ જ ચિંતા હતી...આ વાત સાવ સાચી છે."

સીતાની આંખો ભીની હતી...મોઢા પર હાસ્ય હતું. તે બોલી: "બરાબર છે, પરંતુ હું બધું જાણું છું ઇલા, મારી સાથે લગ્ન કરવાં પડે એ ભયથી તેઓ ચાલ્યા ગયા હતા. ત્યાર પછી મેં તો લગ્નનો વિચાર જ માંડી વાળ્યો હતો, પણ મારાં લગ્ન થયાં હોત તો મોટીબા અને દાદાની સંભાળ કોણ રાખત? તેઓ તો ધર્મ-ત્યાગી છે. આ ઘરમાં આવવાનો તેમને અધિકાર રહ્યો નથી, આ બધું જાણવા છતાં તેઓ શાંતિ પામ્યા, એ આશ્ચર્યની વાત છે. એમણે તને આ વાત કહી અને તેં સાચી માની એ પણ ઓછું આશ્ચર્ય ન કહેવાય. તમારા ભાઈ મંદિરમાંથી દેવતા લઈ ગયા છે, મંદિરમાં તો ખાલી સિંહાસન પડયું છે. દેવતા હતા એનું પ્રમાણ તેઓ જ આપે છે. પણ દયા કરીને આવું સિંહાસન મૂકી જવાની એમને કોઈ જરૂર નહોતી ઇલા, દેવતાને લઇ જતી વખતે સિંહાસ-નને પણ ઉઠાવી જવું જોઈતું હતું, અથવા લાત મારીને દૂર ફેંકી દેવું જોઈતું હતું...એમ થયું હોત તો સારૂં થાત."

ઇલાએ ઘવાયેલા ભાવે વિવર્ણ મુખે કહ્યું: "મારા ભાઈને તમે જેટલા દોષિત માનો છો તેટલા દોષિત તેઓ ખરેખર નથી તેમના જીવનના મૂળમાં પ્રચંડ આકાંક્ષા હતી, જેના ખાતર તેમણે સગા, વહાલાં, ધર્મ સઘળાનો ત્યાગ કર્યો છે. દાદાએ જો એમને વિલાયત જવાની અનુમતિ આપી હોત અને પૈસા આપ્યા હોત તો તેઓ કદી દેવયાની સાથે લગ્ન ન કરત."

"તું જે કહે છે એથી વાત ઉલટી જ છે. તમારા ભાઈ સહુ આગળ અસત્ય બોલી શક્યા છે, પણ મા આગળ અસત્ય બોલી શક્યા નથી. મેં તેમના જ મોઢેથી સાંભળ્યું હતું, તમારા ભાઈ દેવયાનીને પ્રાણ કરતાં યે અધિક ચાહતા હતા. તેના જ ખાતર તેમણે ધર્મ, સમાજ અને સ્વજનોનો ત્યાગ કર્યો છે."

ઇભા ચુપ થઈ ગઇ. જ્યોતિને નિર્દોષ તરીકે પુરવાર કરવાનો સઘળો પ્રયત્ન તેણે કરી જોયો, હવે કોઇ ઉપાય નહોતો.

થોડી વારના મૌન પછી ઇભાએ પુછ્યું: " આજ તમારા પર કોનો પત્ર આવ્યો છે બહેન ? "

" મારા ભાઈનો."

" તમારા ભાઇ...પ્રશાંત બાબુ ? "

" હા. "

ઇભાએ કહ્યું: " તેમણે કદાચ મારા ભાઈ સંબંધી લખ્યું હશે...હરકત ન હોય તો વાંચવા આપશો ? "

પત્ર સીતા પાસે જ હતો. તરત તેણે ઇભાના હાથમાં મૂક્યો; અને તે આડે પડખે પડી.

ચંદ્રના તેજસ્વી પ્રકાશમાં મોટીના દાણા જેવા અક્ષરે લખાયેલો પત્ર ઇભા વાંચી ગઇ. ત્યાર પછી તે સહજ હસીને બોલી: " ઓહ, ભાઇની ખબર તેઓ દર મહિને લેતા લાગે છે ! મેં પણ બધું સાંભળ્યું છે સીતા બહેન, માસીએ આવીને સઘળું કહ્યું હતું. મેં વિચાર્યું હતું, સમય મળશે એટલે તમને કહીશ. પણ છેલ્લા કેટલાય દિવસથી એવો નીરાંતનો અવસર મળ્યો જ નહિ."

સીતાએ ઇભા સામે જોયું.

ઇભા બોલતી રહીઃ " દેવયાની ભારે ગર્વિત સ્ત્રી છે, કોઇની મુઠીમાં સમાઈ શકે તેવી નથી. રૂપ અને ગુણના ગર્વથી તે આંધ બની ગઇ છે–પૃથ્વીમાં કોઇને તે પસંદ કરતી નથી. મેં ધાર્યું હતું, લગ્ન પછી એની પ્રકૃતિ જરૂર ઠેકાણે આવશે, પરંતુ પરણીને તો એની પ્રકૃતિ આસમાને ચડી ગઇ છે. તમે મારા ભાઇને ઓળખતાં નથી, હું બરાબર ઓળખું છું, એ ભારે અભિમાની છે, વાત વાતમાં વ્યથા પામે તેવા છે. હંમેશ સંચિત થતી વ્યથાએ જ તેમના હૈયાને પત્થરનું બનાવી દીધું છે."

સીતા ઉત્તર દેવા જતી હતી ત્યાં નીચેથી માસીનો અવાજ આવ્યોઃ " ઇભુ..."

સીતાએ ગભરાઇને કહ્યુંઃ " ઇભા તું જા, માસી બોલાવે છે. "

" ભલે બોલાવે...ના હું નહિ જઉં. "

સીતાએ તેના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યુંઃ " ના બહેન માસીથી વિરોધ ન કરવો જોઈએ. મારી પાસે રહેવામાં કશો લાભ નથી, તું જા. "

ઇભાએ કહ્યુંઃ ' તમારા પાસે રહેવામાં કશો લાભ ન હોય તો, માસી પાસે જવામાં કયો લાભ છે તે કહો? તમે મારી બા કે માસીને ઓળખતાં નથી, તેથી જ આમ કહો છો. એ લોકો મારા માટે ખુબ જાગૃત રહે છે...હું તમારી સાથે હળું મળું નહિ એ એમની ચોકી છે. "

સીતાએ શાંત સ્વરે કહ્યુંઃ " જો એ લોકો એમ સમજતા હોય કે મારી સાથે તું હળે મળે એમાં તું બગડી જાય, એવી ઇચ્છા સા

માટે રાખવી જોઇએ બહેન ? મા કે માસી જે કંઈ કહે તે તારા હીત માટે જ કહે અહીત માટે ન કહે એટલું તારે સમજી લેવું જોઈએ."

ઘડીભર મૌન રહીને ઇભા બોલી, "આનું કારણ તમે નથી બેન; માસી કોઈ માલદારના પાલક પુત્ર સાથે મારાં લગ્ન કરવાનું નક્કી કરી રહ્યાં છે હું કહું છું—મારે પરણવું જ નથી."

સીતાએ કહ્યું: "એ લોકો એમ માનતાં હશે કે તું મારી સલાહ લે છે તેથી જ તેઓ તને મારી સાથે હળવા મળવા નથી દેતા. મારી સામે તું જોતી હોત તો હું તો વાગ્દત્તા છું, ધર્મદ્રષ્ટિએ મારાં લગ્ન થઈ ગયાં છે. તારા ભાઈએ લોકદ્રષ્ટિએ મારો સ્ત્રી તરીકે સ્વીકાર નથી કર્યો એ સાચું, પણ એ કંઈ મોટી વાત નથી. તારા દાદાએ મને વિવાહિતા માનીને સ્વીકારી છે, માત્ર લોકો આ વાત જાણી શક્યા નથી. કોઇને વ્યથા દેવા જતાં એ વ્યથા આપણા જ હૈયાને લાગે છે, એ વાત કોઈ દિવસ ભૂલીશ નહિ. ઇભા તું આ રીતે મુર્ખાઇ ન કરીશ—મા માસી જે કહે તે તારે કરવું જોઈએ. બહેન તું વડિલોનો વિરોધ કરીશ તો મને પણ દુઃખ થશે."

ઇભાએ વ્યથિત હૈયે કહ્યું: "ના બહેન, એ લોકો હૈયું જોતાં નથી...અંદર ઉતરતા નથી, માત્ર ઉપરની ટાપટીપ જુવે છે. એ લોકો એમ જ માને છે કે મોટા ઘરમાં કન્યા જાય એટલે સુખી થાય પૈસાથી સુખ ખરીદી શકાય છે એવું એ લોકો માને છે. પરંતુ સાચું સુખ વેચાતુ મળતું નથી, ખેડૂતના ઘરમાં પણ સુખ હોય છે એ સત્ય એ લોકો કેમ નથી સમજતા એ મને આશ્ચર્ય થાય છે."

તે ઉભી થઇ.

આ એક જ વાતથી તેના અંતરની સઘળી કથા જાણે સીતાની આંખ સામે સજાગ બની. 'ખેડૂતના ઘરમાં પણ સુખ હોય છે' એ

શબ્દોથી સીતા ચમકી ઉઠી. તેણે ઉમાના શરમથી લાલ બનેલા ચહેરા સામે જોયું. પ્રશાંત સાથે ઉમાનો સંબંધ થાય એ માટે એક દિવસ તેણે જયંતી સમક્ષ વાત કરી હતી જયંતીએ જવાબમાં કેટલીક કઠોર વાત સંભળાવી હતી પણ એ બધી વાતો સીતા ભૂલી ગઈ હતી, કાકી જાણતાં નહોતાં કે જેને ખેડુ માન્યો છે, તેના પર જ તેમની એકની એક કન્યા આશા રાખી રહી છે...તેને જ પતિ રૂપે સ્વીકારવા ઇચ્છે છે..

સીતાના મનમાં થયું, ઉમાએ ઘણીવાર ચાલાકીથી પ્રશાંત સંબંધી વાતો જાણી લીધી છે. આજનો પત્ર વાંચવા પાછળ પણ એવોજ કોઈ હેતુ...દબાયેલા સ્વરે સીતા બોલીઃ “ઉમા...”

“હવે જઉં છું બહેન.”

ઉમા ચાલી ગઈ. અવ્યક્ત કથા અચાનક તેના મોઢામાંથી બહાર નીકળી ગઈ. મનના આવેશથી મનની ગુપ્ત વાત આ રીતે પ્રગટ થઈ જવાના કારણે તે ભારે શરમાઈ ગઈ હતી.

૩૨

આજ નહિ કાલ, કાલ નહિ પરમ દિવસે, આમ કરતાં કરતાં તીર્થયાત્રાએ જવાનો દિવસ પાછો ઠેલાતો રહ્યો. બિહારીલાલ પણ ખૂબ અધીર થઇ ગયા. ઇલાના લગ્ન અષાઢ શુદી ૧૦ ના નક્કી થઇ ગયાં હતાં. સીતાએ બિહારીલાલને સમજાવ્યું હતું–ઇલાના લગ્ન પતાવીને જવું જોઇએ. પિતામહ જીવતા હોય અને પરાયાના હાથે પૌત્રીના લગ્ન થાય તે ઉચિત ન ગણાય.

લગ્નની યાદીની તૈયારી થવા માંડી. આ કામ પોતાના માથે લેવા સીતા સમ્મત નહોતી થઇ. પણ બુદ્ધિમતિ સુશીલા માણસને ઓળખતી, તેથી જ તેણે આ ભાર સીતાના માથે મૂકયો. સીતા પ્રત્યે સહુને આદર હતો, સીતાની આજ્ઞા માનવા સઘળા તૈયાર રહેતા. સુશીલા અથવા જયંતી ધમકાવીને પણ જે કામ નહોતાં કરાવી શકતાં, તે કામ સીતાના સામાન્ય કહેવાથી થઇ જતું. ઇર્ષાથી બળવા છતાં સુશીલા અને જયંતી ખુલ્લી રીતે સીતાનું અપમાન કરી શકતાં નહિ; કારણ કે બિહારીલાલ સીતાને ખૂબ જ ચાહતા, બિહારીલાલની નજરે સીતા પુત્ર સમોવડી હતી, સીતાને કશું કહીને બિહારીલાલનો રોષ વહોરી લેવો કોઇને પોષાય તેમ નહોતો.

ઇલાના મનની વાત સીતા સમજી ગઇ હતી. એણે એક વાર છેલ્લો પ્રયત્ન કરી જોયો હતો. પણ ઇલાએ સીતાના બંને હાથ

પકડીને કહ્યું હતું: "તમારા પગમાં પડું છું બેન, મારા સંબંધી કોઈ વાત માસીને કહેશો નહિ. જો તમે મારા સંબંધી કાંઈ પણ માસીને કહેશો, તો ખરેખર હું આત્મહત્યા કરીશ."

સીતાએ કહ્યું: "આ રીતે તારા જીવનને વ્યર્થ શા માટે બનાવે છે ઇભા ? સંભવ છે કે તારી બા તારા મનમાં રહેલી વાત સમજે તો આ સંબંધ તોડીને પ્રશાંતભાઈ સાથે તારો સંબંધ કરવા રાજી થાય. એકની એક પુત્રીનું જીવન બરબાદ કરવા કાકી કદી તૈયાર નહિ થાય."

ઇભાએ વ્યથા ભર્યું હાસ્ય હસતાં કહ્યું: "મારું જીવન વ્યર્થ થાય કે સફળ થાય એની કોને પડી છે બહેન? તમે માનો છો કે મારા મનની વાત સાંભળીને એ લોકો આ સંબંધ તોડી નાખે. પણ એ તમારી ખોટી માન્યતા છે. તમે મારી બાની વાતો સાંભળી નથી, તે જ્યારે મને આ સંબંધી કંઈ પણ કહે છે, ત્યારે મારા મનમાં થાય છે આવું સાંભળવા કરતાં મરી જવું સારૂં. ના બહેન, હું તમારા પગમાં પડું છું, મારા ભાગ્યમાં જે હોય તે થવા દો; તમે એ લોકોને કશું કહેશો નહિ."

તે ગંભીર થઈ ગઈ હતી. તેના ચહેરા પર અગાઉનું હાસ્ય નહોતું. સીતા વ્યથિત નેત્રે તેના સામે જોઈ રહી, આ સંબંધી કશી વાત જયંતીને કહેવાનું તેનામાં સાહસ ન આવ્યું. એમ થાય તો એકલી ઇભાને જ સાંભળવાનું નહોતું, સીતાને પણ સાંભળવું પડે તેમ હતું, કારણકે જયંતી એમ માનતી હતી સીતાના ઉપદેશથી જ ઇભા વિફરી ગઈ છે.

ઇભાના લગ્ન થવાના છે તે બિહારીલાલ જાણતા હતા. વરપક્ષ તરફથી પાંચ હજાર રૂપિયાની માગણી થઈ છે તે વાત જયંતીએ

દાદાને જણાવી હતી. વરની આવડી મોટી કિંમત સાંભળીને તેઓ વિસ્મિત થઈ ગયા હતા. તેમણે પોતાના બંને પુત્રોને પરણાવ્યા હતા, પરંતુ કન્યાપક્ષ પાસેથી એક પાઈ ગ્રહણ કરી નહોતી.

સવારે જમતી વખતે જયંતીએ દાદાને વાત કરવાનું કહ્યું હતું. એટલે દાદા અત્યારે બપોરે પહેલા બહારની બેઠકમાંથી ઘરમાં આવી ગયા હતા. સીતા ઓરડામાં કેટલાક ફોટાઓ પર ફૂલની માળા ગોઠવી રહી હતી.

બિછાના પર બેસીને બિહારીલાલે હસતા મોઢે કહ્યું: "શું કરે છે બેન?"

"આ બધા ફોટાઓ સાફ કરીને ગોઠવું છું. દાદા, કેવા સુંદર લાગે છે?"

"ફૂલની માળાઓથી શા માટે સુંદર ન લાગે બેન?"

સજાવટ પુરી કરીને સીતાએ રજનીગંધાના ફૂલોની એક માળા દાદાની શય્યા પર મૂકતાં કહ્યું: "હમણાં આ માળા આપના માટે ગૂંથી આપી છે દાદા, બીજી પણ એક ગૂંથીને લઈ આવશે. માળા ગળામાં પહેરો. આ રીતે અનાદર કરશો તો એને દુઃખ થશે"

હસીને બિહારીલાલે કહ્યું: "હવે કંઈ ફૂલની માળા મારા ગળામાં શોભતી હશે બેન? આ ઉમ્મરે પહેરું તો લોકો હસ્યા વગર ન રહે."

"લોકો ભલે હસે, અહીં અમારા સિવાય કોણ જોવાનું હતું?" કહીને સીતાએ દાદાના ગળામાં ફૂલની માળા પહેરાવી દીધી.

બિહારીલાલે હસતાં હસતાં કહ્યું: "આ બિચારાં ફૂલ સાવ

નકામાં ગયા બેન, આવતી કાલે શ્રીધરના ચરણોમાં મૂક્યાં હોત તો કેટલાં શોભત ?"

સીતાએ કહ્યું: "સવારે ફૂલો રહે...પણ ગંધ ન રહે."

બિહારીલાલે એકવાર પહેરેલી માળા સામે જોઈને કહ્યું: "શરમ લાગે છે. હવે નાની વહુને ખબર આપ એમને જે કહેવું હોય તે અહીં આવીને કહી જાય."

સીતાએ કહ્યું: "તેઓ હમણા જ આવશે."

થોડીવાર પછી જયંતી બારણા પાસે આવીને ઊભી રહી.

બિહારીલાલે કહ્યું: "ઊભાં કેમ રહ્યાં છો મા, બેસો. સવારે તમે મને કંઈક કહેવાનું કહ્યું હતું...જે કહેવું હોય તે નીરાંતે કહો, મારે હવે કશું કામ નથી."

ઘુમટામાંથી જયંતીએ દબાયેલા સ્વરે કહ્યું: "ઈલાના લગ્નની વાત કરવી હતી."

નરમ સ્વરે બિહારીલાલે કહ્યું: "કહો."

જયંતીએ કહ્યું: "વરપક્ષ તરફથી અષાઢ શુદી દશમનો દિવસ પહેલાં નક્કી થયો હતો, હવે કહેવરાવે છે એ દિવસે લગ્ન નહિં થાય."

"કેમ ?"

"તેઓ વધુ રૂપિયા માગે છે."

સરખી રીતે બેઠા થઈ રૂક્ષ સ્વરે દાદાએ કહ્યું: "વધુ રૂપિયા માગે છે? પાંચ હજાર માગ્યા હતા અને મેં હા કહી હતી, હવે એને બીજા કેટલા જોઇએ છે?"

જયંતીએ નમેલા વદને કહ્યું: "એ લોકો બીજા બે હજાર માગે છે. એ સિવાય....."

"રહેવા દો વહુમા, જેને આટલો લોભ હોય, તેની આશા છોડી દો, એની સાથે ઈભાના લગ્ન નહિ થાય. આટલા દિવસ ખમ્યાં છો તે બે દિવસ વધુ રાહ જુઓ, હું યોગ્ય પાત્ર શોધીને માગસર માસમાં પરણાવી દઈશ."

જયંતી જરાક વિચલિત બની ગઈ. આજ ત્રણ વરસથી તે અહીં આવી હતી, કન્યાની ઉમ્મર અઢાર ઓગણીસ સુધી પહોંચી ગઈ હતી. હાથમાં આવેલા મુરતીયાને છોડીને ક્યાં સુધી રાહ જોવી! તેણે સ્પષ્ટ ભાવે કહ્યું: "હાથમાં આવેલું છોડી દેવું બાપુ? ઈભા અઢાર ઓગણીસ વર્ષની થવા આવી છે, હવે એને ઘરમાં રાખવી એ શું સારૂં દેખાશે? મેં સાંભળ્યું છે કે મુરતીયો સારો છે, કાયદાનો અભ્યાસ કરેલો છે."

વિકૃત ચહેરે દાદા બોલ્યા: "આજકાલ ભણેલા મુરતીયાની તો મોટી પંચાત છે મા. એ બધાનાં ભણતરનો અર્થ કેવળ લગ્ન પુરતો જ હોય છે. આ સંબંધ જતો કરો, નરહરિ બાંકુજયેનો એ પાલકપુત્ર છે, મને બધી હકિકત મળી ગઈ છે. હું આવતા માગસર માસમાં કોઈ સુયોગ્ય પાત્રના હાથમાં ઈભાને સોંપીશ. જોઈને તમે પણ ખુશ થઈ જશો."

જયંતી અંતરનો ભાવ દબાવી શકી નહિ. બોલી: "આપતો આ મહિનામાં તીર્થયાત્રાએ જવાના છો, પછી બધું કોણ કરશે?"

વૃધ્ધે જરા હસીને કહ્યું: "આ દરમ્યાન હું પાછો ન ફરૂં તો તો પણ તમારે ચિંતા નહિ કરવી પડે, હું મુરતીયો નક્કી કરીને જ જઈશ, માગસર માસમાં તમે લગન કરી લેજો. સુશીલ હશે, સગાવહાલાં સહુ હશે, પૈસા હશે, બધું થઈ જશે. કન્યાદાન કુટુંબનો કમેતે માણસ કરી શકશે, હું નહિ હોઉં તો પણ ચાલ્યું જશે મા.

મુરતીયો મારા ધ્યાનમાં જ છે, કહો તો એને પત્ર લખીને જણાવી દઉં."

"કોણ છે?"

"આપણી સીતાનો ભાઈ પ્રશાંત. તમે તો છોકરાને જોયો છે.....આટલું ભણ્યો છે છતાં કોઈ જાતનો ગર્વ નથી, ઉદ્ધતાઈ નથી. આટલા દિવસ સુધી મારા મનમાં આ વાત નહોતી આવી, આજ અચાનક આવી ગઈ. પ્રશાંત સાથે પ્રભાનાં લગન થશે તો ઘણું સારું ગણાશે. હું કેવળ શિક્ષણ સામે નથી જોતો......એ છોકરો મહેનતુ, તંદુરસ્ત અને શાંત છે. તેનું નામ ખરેખર સાર્થક બન્યું છે. મારી તો ખાસ ઇચ્છા છે મા, પ્રશાંતને જમાઈ રૂપે ઘરમાં લાવું."

"પ્રશાંત?" જયંતીના નયને, વદને ઘૃણાનો ભાવ પ્રગટી ઊઠયો; તેણે સીતા તરફ એકવાર તીવ્ર નજરે જોયું. તે મનથી ધારી બેઠી, આ બાબતમાં સીતાનો પુરેપુરો હાથ છે. સીતાએ તેના સામે જોયું નહોતું. તે નીચી નજરે જોતી ઉભી હતી.

શાંતિ ભર્યા સ્વરે તે બોલીઃ "પ્રશાંતને આપ યોગ્ય પાત્ર માની શકો છો બાપુ, પણ હું એને દરેક રીતે અયોગ્ય માનું છું."

પુત્રવધૂ આ રીતે સંકોચ વગર પોતાનો મત નજર સામે વ્યક્ત કરશે, એવું બિહારીલાલે ધાર્યું નહોતું. વિસ્મય અને ક્રોધથી તેઓ ઘડીભર સ્તબ્ધ બની ગયા. પુત્રવધૂના ચહેરા પર કેવા પ્રકારનો ભાવ પ્રગટ્યો છે તે જોવા તેમણે નજર કરી પણ ઝાંખ આવી હોવાના કારણે તેઓ ધારીને જોઈ શકયા નહિ. એકાદ રૂઢ વાકય તેમના હૈયામાં આવી ચડયું, પણ તેઓએ સંયમ જાળવી રાખ્યો. હાય, આ કંઈ મોટી વસ્તુ નથી. પ્રજ્ઞાનીએ પોતાના જીવનમાં કોઈ દિવસ

આ રીતે મોઢે ચડીને કોઈ પણ વાતમાં કહ્યું નહોતું. ધારત તો તેઓ ગમે તે રીતે સમજાવવાનો પ્રયત્ન કરી શકત પણ તેમ બન્યું નહિ.

મનમાં થયું—આ તો ભણેલી વહુ છે, અને ઈલાની હતી એક સરલ ગ્રામ્યબાળા. એનામાં જે કોમળતા હતી, તે આનામાં હોવી અશક્ય છે.

વળતી પળે તેઓ કંઈક કઠણ બન્યા અને બોલ્યાઃ "ઈલા માટે પ્રશાંત કેવી રીતે અયોગ્ય છે તે જણાવી શકશો વહુમા?"

જયંતીએ મર્યાદા ભર્યા સ્વરે કહ્યું: "હા બાપુ. ઈલાને માટે એનું ઘર માંડવું ખૂબ જ મુશ્કેલ થઈ પડશે. તે હજી એટલું યે નથી જાણતી–કયું અનાજ ક્યાં થાય છે અને કેવું થાય છે...અનાજની વ્યવસ્થા કરવી તો બાજુ પર રહી."

"કદાચ અનાજની વ્યવસ્થા ઇલા જાણી શકે, અને ખુરશી છોડી તે રસોઈ ગૃહમાં માતૃમૂર્તિ તરીકે બેસી શકે, તો શું તમે એને અપમાનજનક માની શકશો?" વૃદ્ધનો સ્વર કૂણો રહ્યો હતો.

જયંતીએ આ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો; એકાદ મિનિટ નીરવ રહીને તે બોલીઃ "હું કબુલ કરું છું, પ્રશાંત બહુ સારું ભણ્યો છે, પણ એના શિક્ષણનું પરિણામ શું આવ્યું છે તે આપ જાણો છો બાપુ? મેં પોતે એના મોઢેથી ગર્વ ભર્યા સ્વરે સાંભળ્યું છે, તે ખંભે હળ લઈને ખેતરમાં જતા શરમાય તેમ નથી. આમાં એને શરમ ન હોય, તો પણ એની શિક્ષિત સ્ત્રી આ કાર્યને ગૌરવ ભર્યું કદી નહિ માને. લોકો આગળ પોતાના સ્વામીનો પરિચય દેતાં તેનું માથું નીચું નમી પડશે. ના બાપુ, હું તો એમ જ કહું છું, ઈલાને આવા ખેડૂતના ઘરમાં નાખવા કરતાં કુમારિકા રાખવી વધારે સારી.

તે કંઈ નાની છોકરી નથી, એનામાં આત્મજ્ઞાન, બુદ્ધિ, શક્તિ વગેરે પ્રગટેલ છે–પોતાના સારા નરસાનો વિચાર તે કરી શકે છે. આવા ખેડુ જેવા માણસ સાથે જીંદગી જોડવામાં તે કદી રાજી નહિ થાય."

તીવ્ર સ્વરે બિહારીલાલે કહ્યું: "તમે તમારી કન્યાને શું એટલી બધી સ્વાધિનતા આપી છે કે પોતાના સ્વામીનું નિર્વાચન પોતે જ કરે ?"

જયંતીએ જરા ચડેલા સ્વરે ઉત્તર આપ્યો: "શિક્ષણ પામ્યા પછી સહુ પોતાની જાતને સ્વાધિન બનાવવા ઈચ્છે બાપુ, અને કોઈના મત ઉપર ચાલે નહિ. આપ પોતે આ સ્વાધિનતાના વિરોધી છો, છતાં શું આપે પોતે સીતાને પુરી સ્વાધિનતા નથી......"

"વહુ મા!"

દબાયેલા રોષથી સિંહ માફક બિહારીલાલ ગરજી ઉઠ્યા. આ કંઠ સ્વરને સીતા ઓળખતી હતી, તેનું હૃદય થર થર ધ્રૂજી ઉઠ્યું, તેણે દાદાનો હાથ પકડી આર્ત સ્વરે કહ્યું: દાદા, રહેવા દો......હું આપના પગમાં પડું છું, આપ મૌન રહો. આપ બહાર ચાલ્યાં જાઓ કાકી."

હાથ ખેંચીને લુખું હસતાં બિહારીલાલે કહ્યું: "તું શા માટે ડરે છે સીતા, તારા દાદાનું માથું હજી ખરાબ નથી થયું. વહુમા, આટલા દિવસ સુધી મને અહંકાર હતો, કોઈ મારા મોઢા ઉપર આ રીતે વાત કહી શકયું નથી...કહી શકશે પણ નહિ. મારૂં એ અભિમાન તમે ભાંગી નાખ્યું, જવા દો. તમને વધારે વાત કહેવા નથી માગતો, માત્ર એટલું જણાવી દઉં છું, તમે તમારી પસંદગીના મુરતીયા સાથે પ્રભાને પરણાવી શકો છો—એ માટે મારે ન છૂટકે લગ્નનો ખર્ચ આપવો પડશે, પણ એ સિવાય તમારી સાથે

મારો કોઈ જાતનો સંબંધ નહિ રહે તે જાણી રાખજો. તમે એવી કોઈ આશા ન રાખતાં—મારી સંપત્તિ હું તમને આપતો જઈશ. મેં મારી સ્થાવર જંગમ મિલ્કતનું વીલ કરી નાખ્યું છે,—મારા મૃત્યુ પછી મારી સમગ્ર સંપત્તિની અધિકારિણી મારી પૌત્રવધૂ સીતા થશે.

ભગવાનને સાક્ષીમાં રાખીને હું તેને લાવ્યો હતો અને મારા ગૃહની અધીશ્વરી મેં એને જ માની હતી, મેં મારી એ પ્રતિજ્ઞા જાળવી છે. મેં ધાર્યું હતું, જો પ્રશાંત સાથે ઇલાનાં લગ્ન થાય, તો લગ્ન વખતે હું મારું એક પરગણું કન્યાદાનમાં આપત. પણ નહિ, હું જોઈ શક્યો છું, મારી કશી સહાય લેવા ઇચ્છતા નથી. જવાદો, તમારા સંબંધે મેં જે વ્યવસ્થા કરી છે, તે મારે તમને કહી દેવી જોઇએ. તમને દર મહિને સીતા તરફથી પચાસ રૂપિયા મળશે, એમાં તમારું ખર્ચ ચાલી શકશે. કાલ સવારથી તમે બધા સીતાને આ ઘરની ગૃહિણી તરીકે માનજો. યાદ રાખજો—એના જ ઉપર આધાર રાખીને તમારે અહીં રહેવાનું છે. સીતા તમારી દાસી નથી, સીતાની જ વસ્તુમાંથી તમારો જીવન નિર્વાહ થાય છે એ કદી ભૂલશો નહિ. હવે જાઓ મને વધારે વિરક્ત કરશો નહિ."

દાદા અને સીતા ઉપર ક્રોધ ભરી દ્રષ્ટિ નાખીને જયંતી ચાલી ગઈ.

"દાદા..." બિહારીલાલના પગ પર માથું મૂકીને સીતા કરુણ સ્વરે બોલી: "મને આવી શરમ વચ્ચે શા માટે મૂકી દીધી દાદા-હું મારું મોઢું કેવી રીતે બતાવી શકીશ?"

બિહારીલાલે સ્નેહપુર્વક સીતાના મસ્તક પર હાથ મૂકીને કહ્યું: "બરાબર મોઢું બતાવી શકીશ બહેન, ગૌરવ પુર્વક બતાવી શકીશ. એ લોકો તારું ખૂબ જ અપમાન કરે છે—એ બધા માને છે, તું જાણે ક્યાંકથી ઉડીને આવી પડી છે...એ લોકોની દયા પર તારે જીવવું

જોઈએ. મેં એ લોકોને જણાવી દીધું, તું મારે મન પરાઈ નથી, પૌત્રવધૂ છે. એણે તારો ભલે સ્વીકાર ન કર્યો, દસ માણસો ભલે કશું ન જાણે, પણ હું જાણું છું કે તું મારા પૌત્રના હૃદયથી તરછોડાયેલું ફૂલ છે. તારા જીવનને મેં જે કંઈ નુકશાન કર્યું છે, તે નુકશાન પુરૂં કરવાની મારામાં શક્તિ નથી. છતાં તારા માથા પર થોડોક એવો બોજો મૂકતો જાઉં છું કે જેથી તું થોડી પળો માટે પણ તારી વ્યથાને ભૂલી શકે."

આંખો લુછતાં લુછતાં સીતાએ કહ્યું: "દાદા આપે આપના પૌત્રને કેવળ આપની એક જ વાત ન રાખવા બદલ ઘણી મોટી સજા કરી છે, આવું શા માટે?"

"વળી એની વાત શા માટે કાઢે છે સીતા? જો, બહુ દુઃખ થયું હતું, ઘણો રોષ ચડયો હતો. ભગવાનને સામે રાખીને પ્રતિજ્ઞા કરી હતી—ફરીવાર એનું મોઢું નહિ જોઉં. મરતી વખતે મોટી વહુ કહેવા માગતી હતી હું—એ નરાધમને ક્ષમા કરૂં...આજ તું પણ એ વાત કહેવા માગે છે. પણ નહિ બેન, હું કોઈ ઉપાયે તેને ક્ષમા નહિ કરૂં. મારી છાતીપર હાથ મૂકીને જો, બધાં હાડ ભાંગી ગયાં છે; શું એ ફરીથી જોડી શકાય છે? એને હું એક પાઈ પણ નહિ આપું, જો તારી ઇચ્છા હોય, જો કોઈ દિવસ એ તારા દરવાજે ભીખારી માફક હાથ લાંબો કરીને ઉભો રહે, તો તું એને રોકડ રકમમાંથી યોગ્ય લાગે તે આપજે. મારૂં ઘર, જમિન, જાગીર વગેરેનું દાન તું કોઈને પણ કરી શકતી નથી, આ વાત યાદ રાખજે.

સીતાના નયનોમાંથી આંસુ વહી રહ્યાં હતા, તેની—હૈયાની—વ્યથા બિહારીલાલે અનુભવી. મોઢામાંથી વળી કંઈક નીકળી જાય એ ભયે તેઓ અન્ય દિશા તરફ જોઈ ગયા.

## ૨૫

બીજે દિવસે સવારે જ સીતાને ખબર પડી કે આજને આજ જયંતી કલકત્તા જઈ રહી છે.

સીતાનો ચહેરો ઝાંખો પડી ગયો. આ બધા અનર્થનું મૂળ પોતેજ છે એમ માની ને તે ભારે વિમાસણમાં પડી હતી. આજ તો એના મનમાં થયું, ધરતી મારગ આપે તો સમાઈ જાઉં. આવું પરિણામ આવશે એમ કલ્પીને જ તેણે દાદાને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને દાદાની ઈચ્છા સત્ય બની.

પગલે પગલે અપમાન સહેવું પડતું હતું, છતાં તે જયંતી પાસે ગઈ—જો હાથે પગે પડીને પણ એમનું જતાં રોકી શકતાં હોય તો તે કરવા સીતા તૈયાર હતી. દાદાને ગમે તે ઉપાયે સમજાવી શકશે, પણ જયંતી તેની વાત નહિ સાંભળે તો? ના ના...આ ન થવું જોઈએ. પોતા ખાતર આ ઘરની વહુ અને કન્યા ઘરનો ત્યાગ કરીને વિદાય થાય તે કોઈ રીતે ઉચિત નથી. જયંતીના ઓરડામાં આ વખતે સર–સામાન બાંધવાની તૈયારી જોરશોરથી થઈ રહી હતી. રજનીકાંત એક નોકરની સહાય લઈને બધું બાંધી રહ્યો હતો, જયંતી આડું અવળુ જે કંઈ પડયું હતું, તે એકઠું કરી રહી હતી. ઇલા એક ઢોલીયા પર બેઠી બેઠી ચિરવિદાયની આ તૈયારી જોઈ રહી હતી. બાલ્યકાળની સ્મૃતિઓ

આ ઘર સાથે જડાયેલી હતી એટલે આમર પ્રત્યે ઈલાના પ્રાણમાં ખૂબજ આંકર્ષણ ભર્યું હતું, અને છેલ્લાં ત્રણેક વર્ષથી આ ઘરમાં રહીને ઈલા જાણે આ ઘર સાથે જડાઈ ગઈ હતી. આ ઘરમાંથી આ રીતે હંમેશને માટે ચાલ્યા જવું પડશે એવી કલ્પના પણ તેણે નહોતી કરી, ગઈ રાતે આ જ્યારે દાદા પાસેથી આવીને શય્યા પર માથું પછાડી સ્વર્ગસ્થ સ્વામીને પોકારી પોકારીને રડવા લાગી ત્યાર ઇલા માંડ માંડ પોતાનું હાસ્ય દબાવી શકી હતી. કમલા પાસેથી તેણે એક ગામડાની કહેવત સાંભળી હતી—'જીવતાને ન દીધું અન્ન કાપડ ...મુવા વાંસે માંડયો દાનસાગર' આ કહેવત તેના મનમાં જાગૃત થઇ હતી. તેના પિતા જ્યારે હાથે પગે લાગીને જ્યંતીને અહિ લાવવા ઇચ્છતા હતા, પણ તે કોઇ રીતે રાજી નહોતી થઇ, બલ્કે સ્વામીને પિતાજી છાને ખુણે આંસુ સારી ચાલ્યા ગયા હતા. આ સ્મૃતિ આજ પણ ઇલા ના મનમાં જાગતી રહી છે. આ એ જ સ્વામીનું ઘર છે—તે દિવસે જયંતી કોઇ પણ ઉપાયે અહી આવવા ઇચ્છતી નહોતી, આજ ઘર છોડવું. પડે છે માટે રડી રહી છે !

ઘડીભર રડીને જયંતી પોતેજ ચુપ થઇ ગઇ; તેણે નક્કી કર્યું—આવતી કાલે જ આ ઘરનો ત્યાગ કરીને ચાલ્યા જવું. શું. આ દિકરીને રહેવા માટે કયાંય સ્થાન મળશે જ નહિ ? શુ માત્ર પેટનો ખાડો પુરવા જ પોતે અહીં પડી રહી છે ! શ્વસુરની દયાનું દાન હવે ન ખપે,—ગમેતે ઉપાયે કન્યાને પરણાવી શકશે. કદાચ ધાર્યો મુરતીયો ન મળે તો શું થયું, એવા ઘણા મુરતીયા મળી રહેશે જે કશું લેવા નહિ ઇચ્છતા હોય. સોતાનું આપેલું ખાવા કરતાં બહેતર છે કે મજુરી કરીને પેટ ભરવું સારૂં !

ત્યાર પછી બંને બહેનો વચ્ચે અનેક ચર્ચા ચાલી, રજનીકાંતે આ ચર્ચામાં સાથ દીધો. તે બિચારો અહીં આઝાદીથી રહી શકતો નહતો'

કારણ કે એને ગાંજો પીવાની આદત હતી અને આ ઘરમાં તે બની શકતું નહતું.

ત્રણેએ મનીને નક્કી કર્યું, જતી વખતે દાદાને જણાવવું કે અમે કલકત્તા જઈએ છીએ ફરીવાર આપને વિરક્ત કરવા નહિ આવીએ. ઈભાએ કહ્યું:" દાદા એ કંઈ આપણને ઘર છોડીને ચાલ્યા જવાનું નથી કહ્યુ મા નકામો એમના ઉપર રોષ કરીને..."

વચ્ચેજ જયંતી બોલી ઉઠી: "તું ચૂપ રહે ઇભા, તારાજ ખાતર આ અપમાન અમારે સહવું પડે છે! હું પહેલાં જ અહીં આવવાની ના કહેતી હતી, મને ખબર હતી અહીં આવીય એટલે અપમાનિત થવું પડશે તું જો પરાણે મને અહીં ન લાવી હોત, તો હું આવત જ નહિ. જ્યારે વિપત્તિ આવે છે ત્યારે તું જ કારણ ભૂત હોય છે. તારા ખાતર મારે શા માટે સહી લેવું ? તું કહે છે—દાદા એ ચાલ્યા જવાનું કહ્યું નથી ...પણ દાદા એ કહ્યું છે...:સીતાના કહેવા પ્રમાણે ચાલવું પડશે. સીતાની દયા ઉપર મારે જીવવું પડશે. શું ઓછું અપમાન લાગે છે ઇભા ? એક પાળેલા કુતરા માફક મારે સીતાના એઠા ભાત ખાવા કેમ ? ચિંતાશી છે ઈભા ..મારો ભાઇ હજી જીવતો છે. મારૂં પેટ ભરવામાં એને જરાય ખોટ નહિ આવે. હું તારા મામાનું દાન સ્વીકારીશ...પણ સીતાનું દાન નહિ સ્વીકારૂં. એ કંઈ ઓછી શરમની વાત નથી. સીતા કાણ...એની સાથે મારે શું સંબંધ ? કોના મોઢાનો કોળીઓ કાણે લીધો...કોઈની વસ્તુ કાણ ભોગવે ! ના...મને વધુ ન બોલાવ ઈભા' મારાથી સહી શકાતું નથી...સીતાને હું આ ઘરની ગૃહિણી માનવા તૈયાર નથી. તારા લગ્ન માટે દયાકરીને થોડા રૂપિયા આપશે...મારે એવા રૂપિયા નથી જોઈતા. તું ગરીબ માની દીકરી છો...હું મારા ગજા પ્રમાણે જ તારાંલગ્ન કરીશ. નહિ બને તો તને કુંવારી રાખીશ.,,

વિદાયની તૈયારી જોઈને ઉભા રહી રહી હતી...એના મનમાં એવું બળ નહોતું કે માનો પ્રતિકાર કરી શકે.

સીતા બારણા પાસે ઉભી રહી. જયંતીની નજર એ તરફ પહેલાં પડી હતી. તેનો ચહેરો ઝાંખો પડી ગયો. તે એકદમ ઉતાવળથી કામ કરવા લાગી—જાણે સીતાને જોઈ જ નથી.

સીતા મૌન ભાવે ઘણી વાર સુધી ઉભી રહી. રજનીકાંત અંદર હતો એટલે તે ઓરડામાં જ પેસી શકી નહિ.

પ્રભાએ સીતાના વ્યગ્ર ચહેરા સામે જોયું. પ્રભાની આંખો સજળ બની ગઈ, તે નીચું જોઈ ગઈ.

સીતા સમજી શકી કે હું આવી છું તે જાણવા છતાં આ લોકો જોવાના નથી. ન છૂટકે તે બોલીઃ "કાકી"

જયંતીએ જાણે સાંભળ્યું જ નહિ એક પોટલા તરફ નજર કરતાં તે બોલી;" આ કેવી રીતે બાંધ્યું છે—અત્યારથી સાવઢીલું થઈ ગયું છે! ગાડા રસ્તે જવાનુ છે...રસ્તામાં જ બધું વેરવિખેર થઈ જશે...પછી રસ્તામાં કશું બાંધી શકાશે નહિ. રજની, તુ જરા સરખી રીતે બાંધી દે હાં ઉમેશ, તેં કાલાં ગાડાં બાંધ્યાં છે—ત્રણ બાંધ્યા છે ને ? બરાબર સમયસર આવશે—ને ? કોને ખબર ભાઈ, તમારા ગામડાની વાત જ ન્યારી છે. કામ કાજ નહિ એટલે લોકો આળસુ બની જાય. જો ભાઈ ગાડી નો સમય ચૂકી જવાય ..બે મિનિટ મોડા પહોંચ્યા તો ઉપાધિનો પાર નહિ રહે.,,

ઉમેશે કહ્યું:" ના મા એ બાબતની ચિંતા ન કરો...બરાબર ત્રણ ગાડાં આવશે અને સમય સર પહોંચાડશે."

સીતાએ ફરીથી સાદ કર્યો;,, કાકી..."

આ વખતે ઉમેશ આ સાદ સાંભળી ગયો. તે એકદમ બેઠો થઈ ગયો અને બોલ્યો: "નાની મા, આપને બહેનબા બોલાવે છે"

તિરસ્કાર ભર્યા ભાવે જયંતી બોલી: "કોઈ બોલાવે એટલે શું અત્યારે જવા જેટલો સમય છે. શું તને સમયની ખબર નથી પડતી ? જોતો નથી આઠ વાગવા આવ્યા, ટ્રેન સાંજે ઉપડે છે પણ અમારે અહીંથી દશ વાગે નીકળી જવું પડશે. રસ્તો તો એવો છે કે કોઈ હિસાબે ખૂટે નહિ. અત્યારે સમજાય છે કે ક્યા પાપ કરીને હું અહીં આવી...તેમાંય ત્રણ વરસો તો જાણે કેમ ચાલ્યા ગયાં ! ઉમેશ, હવે હાથ જોડીને બેસી ન રહે, બહેને રસોઈ કરી નાખી હશે, હમણાં જ જમવા—બોલાવશે. દશ વાગે જવાનું છે એ ભુલી ન જા ભાઈ."

સીતાએ જોયું—બારણા બહાર ઉભા રહીને જયંતી સાથે વાત થઈ શકશે નહિ. એટલે સંકોચ રાખ્યા વગર તે અંદર જઈને ઉભી રહી. ઉમેશ સામે જોઈને બોલી: "તું આ બધું શું કરે છે ઉમેશ ! કાકીનું મગજ ઠેકાણે નથી એટલે તમારા બધાનું મગજ ઠેકાણે નથી રહ્યું ? સરસામાન બાંધવાની જરૂર નથી...તું તારું કામ સંભાળ."

ઉમેશ પોટકું બાંધવું પડતું મૂકીને ઉભો થઈ ગયો. રજનીકાંત બિછાનું બાંધતાં બાંધતાં સ્થિરભાવે સીતા તરફ જોઈ રહ્યો.

જયંતી સહન કરી શકી નહિ, ચીડાઈને બોલી: "હજી હું ગાંડી નથી થઈ ગઈ પણ થવામાં વાર નથી રહી. તું મને ગાંડી બનાવ્યા વગર નહિ રહે કેમ ? મેં તારું શું બગાડ્યું છે ? આટલું અપમાન કરીને પણ શાંત નથી થઈ, તે ઝઘડો કરવા આવી છે ?"

સીતાનો ચહેરો કરમાઈ ગયો. તે દિવાલને ટેકે માંડ માંડ ઉભી રહી. ત્યાર પછી શૂન્ય નજરે જયંતી સામે જોઈને શાંતસ્વરે બોલી: "હું આપનું અપમાન કરવા આવી છું...એવું કેવી રીતે માનો છો કાકી ? હું..."

સીતા વધુ બોલી શકી નહિ. જયંતીએ કહ્યું: "અપમાન કરવા નહિ તો શા માટે આવી છે સીતા?"

"હું તો આપના પગમાં પડી. આપને કલકત્તા જતાં રોકવા આવી છું."

જયંતીએ વ્યંગ ભર્યા સ્વરે કહ્યું, રાખ બાપુ. રાખ, ઘણું થયું,—નાક વાઢીને ચોંટાડવા શા માટે આવી છે! આવા અભિનયની શી જરૂર છે બાપુ? આવો અભિનય તો નાટકના તખ્તે શોભી શકે... ગૃહસ્થના ઘરમાં આવું જરાય ન શોભે.

આજ કેટલાય વરસથી તું અભિનય કરી રહી છે. ગઈ રાતે એ અભિનયનું છેલ્લું દશ્ય મેં જોઇ લીધું. ઘણું સરસ હવે વધારે દેખાડવાની જરૂર નથી...જેટલું જોયું છે, તેટલું ઘણું છે તેં સૌજન્ય બતાવવામાં મણા નથી રાખી, હવે દયા કરી ને વિદાય થા મારા કામમાં અડચણ ન કર."

જયંતીએ મોઢું ફેરવીને રજનીકાંત સામે જોયું. રજની સીતા સામે અવાક ભાવે જોઈ રહ્યો હતો. તિરસ્કાર ભર્યા સ્વરે જયંતી બોલી:" આમ આંખ્યો ફાડીને શું જોઇ રહ્યો છે રજની,—ઘડીયાળમાં જોતો ખરો કેટલા વાગ્યા. મને લાગે છે કે તારા અંગે જ મારે ગાડી ચૂકવી પડશે. તું પણ મને રોકવા માગે છે એ હું સમજી ગઈ છું"

રજનીકાંતે તરત નજર ફેરવી કામમાં મન પરોવ્યું. ઉમેશ ફરીવાર પોટલું બાંધવા બેઠો.

૩૩

સીતા સજળ નયને મૌન ઉભી રહી, તે કશું બોલી શકી નહી.

જયંતી બહાર જવા તૈયાર થઇ એટલે સીતાએ રોકતાં કહ્યું, "ન જશો, ઘડી ઉભાં રહો, મારી વાત સાંભળતા જાઓ કાકી."

કઠોર ચહેરે જયંતી બોલીઃ" શું છે કહે,"

"હું જાણું છુ આપ મારા પર વિશ્વાસ નહિ કરો,...પણ ખરૂં કહું છું આ બાબતમાં હું કશું જાણતી નથી. ઘરમાં ભગવાન છે, તેઓ જાણે છે—મેં કોઇ દિવસ દાદા પાસેથી એક પાઈની પણ આશા નથી રાખી. મેં જ્યારે સાંભળ્યું કે દાદા સઘળુ મને આપે છે, ત્યારે મારા માથા પર આકાશ તૂટી પડયું હોય એમ મને લાગેલું. હું આ સંપત્તિની અધિકારણી નથી–આ બોજો ઉઠાવવાનું મારામાં બળપણ નથી. મેં દાદાના પગ પકડી કહ્યું હતું, મને આ બોજો ન આપો. પણ તેમણે કોઈ ઉપાયે મારી પ્રાર્થના ન સ્વીકારી."

"ઓહ, હવે તો તું જમિનદાર થઈ છે, અને એનો પ્રભાવ બતાવવા માટે જ તુ મને અહીં રાખવા માગે છે ખરૂ ને ! આજથી આ બધું તારૂ છે અને તારોજ હુકમ ચાલવાનો છે, મારા સસરાએ આ વાત ન ભુલવાનો મને ઉપદેશ આપ્યો છે, હું મારા સસરાની

આજ્ઞામાં રહીને એમના પ્રેમમાં રહી શકું છું,... પણ હું અન્યની આ-ધિનતા કોઈ કાળે સહી શકું નહી. તું મારા સ્વભાવથી અજાણ્યો નથી. પરાધિનતા કેટલી ભયંકર છે, એ જાણવા છતાં હું તારી દયા પર અહીં રહું એ માટે જ તું મને રોકી રહી છે ને ?"

જયંતીના સ્વરમાં ઘૃણા ઉછળી રહી હતી.

સીતાએ શાંત સ્વરે કહ્યું:" આ ખોટી વાત છે કાકી, આપે ખોટું કલ્પી લીધું છે. દાદા આપે છતાં હું લઈ લઉં એવી નીચ નથી. મારે કઈ ચીજની જરૂર છે કાકી ? એક ટંક ભાત જોઈએ...એક ટંક ન મળે તો પણ હું આનંદમાં રહી શકુ છું પહેરવા માટે બે વસ્ત્રો જોઈએ... એ પણ જ્યાં રહીશ ત્યાંથી મળી શકશે. હું કશું લેવાની નથી... જેની વસ્તુ છે તેને જ મળશે: આ ઘર બાર આપના છે, આપ સંતોષથી રહો કાકી, હું આજે જ મારા ભાઈને ત્યાં ચાલી જઈશ."

જયંતીએ કહ્યું ?' દાદાએ વીલ કરી નાખ્યું છે એ વાત મારાથી ભૂલી શકાય તેમ નથી."

"પણ એ વીલ ફેરવતાં વાર નહિ લાગે. હું અત્યારે જ દાદા ને બોલાવવા માણસ મોકલું છુ. ગમે તે ઉપાયે હું વીલ ફેરવી નાખીશ. જેની વસ્તુ છે તેને સોંથી...ખરા હકદારને એના સ્થાને મૂકી હું ચાલી જઈશ કાકી. હવે હું દાદાની કોઈ વાત નહિ માનું...તમારા પગમાં પડું છું કાકી.......તમે આ રીતે ઉતાવળ ન કરો." સીતાની આંખમાંથી આંસુ છલકી ઉઠયાં.

આ બધી બોલચાલ સાંભળીને સુશીલા રસોઈનું કામ પડતું મૂકીને અહી આવી પહોંચી. સીતાનાં છેલ્લા વાકયો તેણે બરાબર સાંભળ્યાં

બે ડગલાં આગળ આવીને તે બોલી: " રાખ બાઈ રાખ, બહુ થયું હું તને સારી રીતે ઓળખુ છુ...તારા હૈયામાં મીઠું ઝહેર છે, ઘતો ઉમા જેવી નાદાન છોકરી ભોળવાઈ જાય, પણ બધાં તારી મીઠી વાણીમાં ન સપડાય સમજી, બધાંની આંખમાં ધૂળ નાખવી એ કામ સહેલુ નથી સીતાંના આંસુ આંખમાં જ સૂકાઈ ગયા તે સ્થિર નજરે સુશીલા સામે જોઈ રહી.

સુશીલાએ બહેન સામે જોઈને રૂક્ષ સ્વરે કહ્યું: " તુ આમ બાઘા જેવી થઈને શું સાંભળી રહી છે જયંતી? ઉગીને ઉભી થતી એક છોકરી તારા જેવી બુદ્ધિશાળી ઓને એકવાર આકાશનો ચાંદ હાથમાં દેખાડે અને બીજીવાર પગના તળીયે કચરે...એ જોઈને તો તારે શરમાવું જોઈએ. ગઈ રાતે સ્પષ્ટ વાત સાંભળ્યા પછી પણ સંપત્તિની વાત કાઢે છે? જો તારા મનમાં જરા જેટલું યે મનુષ્યત્વ હોય, તેજ હોય, તો જયંતી, કશી વાત સાંભળ્યા વગર તુ આજને આજ ઘર બહાર નીકળી જા, અને જીવનમાં કોઈ દિવસ આ ઘરમાં પગ મૂકવાનો વિચાર પણ ન કરતી."

એકાએક ચેતન મળતાં જયંતી બોલી: " તુ બરાબર કહે છે બહેન. ગઈ રાતે મારૂં આટલું અપમાન કરવા છતાં આ લોકોને સંતોષ થયો નથી, એટલે પગ પકડીને રોકવા માગે છે અને પછી પગ તળે પીડવા ઇચ્છે છે. ઉમેશ, વાતો શું સાંભળી રહ્યો છે! સામાન તૈયાર કર. વાતવાતમાં પોણાનવ વાગી ગયા. જા ભાઈ, આપણી ગાડીઓ દરવાજે આવી ગઈ કે નહિ, એ તો તપાસ કર. જો ન આવી હોય તો જલ્દી બોલાવી લાવ. ગામડાના લોકો સાવ આળસુ હોય છે. આ શું શહેરના માણસો છે કે ઘડીયાળના કાંટે કામ કરે! રજની, તું કેમ હાથ જોડીને ઉભો રહ્યો છે? જા નાહીને બે કોળીયા ભાત ખાઈલે."

ઉઠતાં ઉઠતાં રજની બોલ્યો: "ઇભાને નથી જમવું ?"

જયંતીએ કઠોર સ્વરે કહ્યું: "ના, ઇભા આ ઘરનું પાણી પણ નહિં પીએ."

સીતાએ ઇભા તરફ જોયું–તે બિચારી પાષાણની પ્રતિમા માફક અકથ્યના પ્રતિક સમી નીચી નજરે ઉભી હતી.

આંસુનો વેગ ઉછાળા મારી રહ્યો હતો, મહામહેનતે એ વેગને રોકી રાખ્યો. સીતાના મનમાં થયું–નહિ, આ લોકો સામે આંસનું એક બિંદુ પણ ન પાડવું જોઇએ. આંસુની પવિત્રતા આ લોકો સમજી શકશે નહિ. તરત તે કઠોર થઈને બોલી: "ઉમેશ, ઉભો કેમ રહ્યો છે? ગાડી ન આવી હોય તો જઈને બોલાવી લાવ. તું સાથે જઈને ટ્રેનમાં બેસાડી આવજે. કાકી, ત્યારે એમ જ હો, આપ જે માનો છો તે સત્ય હો. એક બીજી વાત–જો આપની પાસે પૈસા ટકા ન હોય, તો હું આપીશ; કલકત્તા જઈને મોકલાવી આપજો."

સુશીલાએ નીરસ કંઠે કહ્યું: "ન છૂટકે પૈસા તો લેવા જ પડશે, એ વગર કલકત્તા પહોંચાશે કેવી રીતે? પણ અમે અંગ ઉધાર લેવા નથી માગતા...ઇભાની માળા તારી પાસે રાખ, અમે પૈસા મોકલીએ એટલે માળા મોકલી આપજે."

ઇભાના ગળાની માળા તેના હાથમાં જ્યારે મૂકાણી, ત્યારે હૈયું ફાટી જવા છતાં સીતાએ ચહેરા પર દ્રઢતા દેખાડી; હાથમાં હાર લઈને તે બોલી: "આપ મારી સાથે આવો માસી, આપને જેટલા પૈસા જોઇએ તેટલા આપું."

બહેનની સાથે નજર મેળવીને સુશીલા બોલી: "વધારે રૂપિયા નથી જોતા...લગભગ ત્રીસેક રૂપિયા હશે તો ચાલશે."

સીતા માળા લઈને ચાલી ગઈ. થોડી વાર પછી એક દાસી સાથે ત્રીસ રૂપિયા મોકલી આપ્યા.

સુશીલાએ રૂપિયા ગણતાં ગણતાં કહ્યું: "કેવું તેજ હતું જોયું જયંતી, એનો અહંકાર જોયોને ? પોતે દેવા ન આવી શકી, નોકરડી સાથે મોકલાવ્યા. ભાગ્યની વાત છે......નહિ તો એના હાથના પૈસા લેવા પડે!"

જયંતી સજ્જડ બનીને ઉભી રહી.

પોતાના સૂઈ રહેવાના ખંડમાં કમાડ બંધ કરીને સીતા પથારીમાં પડી. બહારથી રસોયણ બુમો મારવા માંડી છતાં સીતાએ કશો જવાબ ન આપ્યો.

થોડીવાર પછી કમળાએ આવી બારણા ખખડાવતાં કહ્યું: "સીતા, એ લોકો બધા જાય છે, ઇલા તને મળવા આવી છે, એકવાર કમાડ ઉઘાડ મા."

ઇલા આવી છે એ સાંભળીને સીતા એકદમ બેઠી થઇ ગઇ. ત્યાર પછી તરત તે પાછી પથારીમાં પડી અને બોલી: "એને જવાનું કહો ફઇબા, હું મળી શકીશ નહિ, મારૂં શરીર બગડી ગયું છે."

આંસુથી દબાયેલા સ્વરે ઇલા બોલી: "બેન."

સીતાએ ઉત્તર ન આપ્યો.

ઇલાએ કહ્યું: "એકવાર બારણું ઉઘાડો બહેન, છેલ્લીવાર નહિં મળો ? કદાચ હવે કોઈ દિવસ તમને મળી શકાશે નહિ, મારે કાંઇ વાત કહેવી નથી, તમારે પણ કશું ન કહેવું, માત્ર એકવાર બારણું ખોલો......છેલ્લીવાર તમને જોઇ લઉં."

હૈયું દબાવીને કરુણ સ્વરે સીતા બોલીઃ "ના ઇભા, હું કમાડ નહિ ઉઘાડું, તને અત્યારે મળી પણ નહિ શકું. જા બહેન, હું અહીંથી આશીર્વાદ આપું છું—ભગવાન તને સુખી કરે."

રડતી રડતી ઇભા ચાલી ગઈ.

ઘડીભર મૌન રહીને સીતા બેઠી થઈ અને એકદમ કમાડ ખોલ્યાં. બહાર દાસી ઉભી હતી. સીતાએ પુછ્યુંઃ "એ લોકો ગયા......ઇભા ગઈ?"

સીતાની લાલ આંખો જોઈને દાસી ચમકી. તે બોલીઃ "હા, તેઓ હમણા જ ગાડીમાં બેઠાં, ગાડી હજી રસ્તા પર જતી હશે."

સીતાએ પુછ્યુંઃ "ઇભા ખૂબ રડી હતી?"

દાસીએ કહ્યુંઃ "અહીં ઉભા રહીને ઇભા બહેન ખૂબ રડયાં હતાં. મા પાસે જઈને શું રડી શકાય બઇ બહેન? નાની માએ ઇભાની લાલ આંખો જોઈને કેટલુંય કહી નાખ્યું. કૃષ્ણાએ ઇભાને જમવાનું કહ્યું પણ નાની માએ પાણી પીવાનીએ ના પાડી. તેમણે કહ્યું, રસ્તામાં ઘણાં તળાવડાં આવે છે...અને સાંજ સુધીમાં કાંઈ ભૂખે મરી જવાશે નહિ. કૃષ્ણાએ શ્રીધરને પગે લાગીને જવાનું કહ્યું એટલે નાની માએ કહ્યું, 'હું ભગવાન બગવાનને માનતી નથી.' પછી તેઓ ગાડામાં બેસી ગયાં."

સીતાએ ફરીવાર ખંડના બારણા બંધ કરી દીધાં. બારી પાસે જઈને દૂરના રસ્તા પર નજર કરી તો ત્રણ બળદ ગાડીઓ ધૂળની ડમરી ઉડાડતી જઈ રહી હતી. આમાં કઈ ગાડીમાં ઇભા હશે તે કેમ ખબર પડે!

તે જેમ જેમ ઇભાની વાતનો વિચાર કરવા લાગી તેમ તેમ તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

ઇભાનો મળતાવડો સ્વભાવ, ઇભાના ચિત્તની નિર્મળતા અને ઇભાનો પ્રેમ યાદ કરી કરીને સીતાનો પ્રાણ વેદના અનુભવવા લાગ્યો. સીતાના મનમાં થતુ......હવે મારે આ ઘરમાં કેવી રીતે રહેવું. દાદાને કહીને બેચાર દિવસમાં આ ઘર છોડવું પડશે. ઇભા વગરના મકાનમાં હવે એક પળ પણ રહી શકાશે નહિ.

૭૪

કલકત્તા આવ્યા પછી તરત જયંતીએ જ્યોતિર્મયને બોલાવવા માણસ મોકલ્યું.

દેશના સમાચાર જાણવા માટે જ્યોતિર્મયનો પ્રાણ ભારે આતુર હતો. માના અવસાનના સમાચાર પ્રશાંતના મોઢેથી એણે સાંભળ્યા હતા. આ સમાચાર એવા આકસ્મિક હતા કે તેના હૈયાને ભારે આઘાત થયો હતો. તે એ પણ ન પૂછી શક્યો કે માતાનું અવસાન ક્યા રોગથી થયું હતું. તેના હૈયામાં પ્રશાંતનો ગંભીર સ્વર ગુંજી રહ્યો હતો—તું માનુ હત્યારો છે...તારું મોઢું જોવામાં પણ પાપ છે.

એ વખતે તેણે જે કંઇ સાંભળ્યું હતું, તે તેના માટે પુરતું હતું. વધારે કશું સાંભળી શકાય તેમ નહોતું. કારણ કે મા ના મૃત્યુ સંવાદથી તેનું હૈયું જખ્મી થઈ ગયું હતું. પણ જયારે તેનું ચિત્ત કંઈક સ્વસ્થ થયું અને સઘળી વિગત જાણવાની જીજ્ઞાસા જાગી ત્યારે કોઇ ઓળખીતું ન મળ્યું જે બધી વિગત આપી શકે.

જયંતી રામનગરથી આવી છે અને મળવા માટે બોલાવે છે. આ વાત સાંભળતાં જ તેનું મન આનંદથી નાચી ઉઠ્યું. રામનગરની

ઊભી મન સામે જાગૃત થઈ હોય, જ્યારે જવા માટે ઉપાય હતો. દાદા અને માના ઉપરાઉપરી કાગળો આવતા હતા, ત્યારે મનમાં જવાની ઇચ્છા થતી નહિ! કેટલાય બહાના બતાવીને તે કલકત્તામાં રહેતો! ત્યારે ઘર પ્રત્યે આટલું આકર્ષણ નહોતું! આજ જવાનો કોઈ ઉપાય નથી તેથી પ્રાણ ત્યાં જવા માટે અધીર બની રહ્યો છે. ગઈ કાલે જે વસ્તુ તુચ્છ લાગતી હતી, તે આજ ભવ્ય લાગે છે. રામનગરની નાનામાં નાની સ્મૃતિ આજ તેના મનમાં વિગટ સ્વરૂપ લઈ રહી છે.

આજ તેના મનમાં થાય છે—કોઈપણ બહાને ત્યાં જવાનો પ્રસંગ મળે તો જીવન ધન્ય બની જાય, જે ચીજ પ્રત્યે અણગમો રહ્યા કરતો હતો તે આજ સાધના બની ગયેલ છે.

વાત એ છે કે એના પરિચિત જીવનમાં અમૃત ન પ્રગટતાં ઝેર પ્રગટ્યું છે. અંતરની ગુઢ વ્યથા કોઈને કહી શકાતી નથી. એનું અભિમાન આજે જગતવાસીઓ ઉપર અને જગત ઉપર જઈ પડ્યું છે. જગતે તેને કાચ આપીને છેતર્યો છે, રત્ન નથી આપ્યું.

જેનું હૃદય અંદરથી પ્રજળીને ખાખ થયું હોય છે, તે બહારથી ખૂબ જ શાંત અને નિર્વીકાર દેખાય છે. સમુદ્ર જે સ્થળે વધારે ગંભીર હોય, તે સ્થળે તરંગો ઉછળતા નથી. જ્યોતિર્મયના હૈયામાં જે આગ જલતી હતી તે હૈયામાં જ સમાયેલી હતી—હાસ્યના પડદા પાછળ તેણે દગ્ધ મન છૂપાવ્યું હતું.

કાશીને મળવા જવા માટે તે કોર્ટમાંથી વહેલો છૂટીને ઘેર આવ્યો. લગભગ સાંજના પાંચ વાગી ગયા હતા. દરવાજા સામે એક મોટર ઉભી હતી. અંદર ડાક્તર દત્ત બેઠા હતા, દેવયાની બેસવાની તૈયારી કરી રહી હતી.

જ્યોતિર્મય મોટરમાંથી નીચે ઉતરી એકવાર પત્ની તરફ નજર

ફરી અંદર જતો હતો ત્યાં દેવયાનીએ તેના તરફ જોતાં કહ્યું: "તમે આવી ગયા, ત્યાર તમને જ કહેતી જાઉં. હું ડાકતર દત્ત સાથે સીનેમા જોવા જાઉં છું, શો પુરો થશે એટલે તરત પાછી આવી જઈશ."

કહેતાં કહેતાં તેણે જ્યોતિ સામે જોયું જ્યોતિના ચહેરા પર તે કંઈક જોઈ શકી. ડાકતર દત્તને પાંચ મિનિટ રાહ જોવાનું કહીને તે જ્યોતિ પાછળ દરવાજામાં ગઈ. નજીક આવીને બોલી:—" સીનેમા જોવા જાઉં છું તેથી રોષ ચડયો છે?"

મોઢા પર પરાણે હાસ્ય લાવીને જ્યોતિ બોલ્યો: "રોષ શા કરૂં દેવયાની? તને સીનેમામાં સાથ આપવાનો મને સમય મળતો નથી, તારા બાપુની પણ એજ સ્થિતિ છે. હું ન આવી શકું એટલે તને પણ રોકી રાખું એવી મારી પ્રકૃતિ નથી. ડાકતર દત્ત તને સાથે લઈ જાય છે એથી હું ખુશી થાઉં છું."

દેવયાનીએ કહ્યું: ", મોઢેથી તમે રાજી થવાનું કહો છો પણ મનથી તમે રાજી નથી થતા એ હું બરાબર જોઈ શકું છું. હું એ પણ જાણું છું—ડાકતર દત્તને તમે પસંદ કરતા નથી. પણ એમને ન ચાહી શકે એવો કોઈ માણસ હું જોતી નથી. એની સુંદર વાતચિત, અસાધારણ હસાવવાની શક્તિ અને સુંદર ચહેરો અનેકને એમનાં તરફ આકર્ષી શકે છે...અને ઘણાને..." કહેતાં કહેતાં તે અટકી ગઈ,

વિરક્તિ ભર્યા સ્વરે જ્યોતિર્મય બોલ્યો: "આહ, નકામી વાતો શા માટે બોલે છે દેવયાની: મેં તને કોઈ દિવસ તારા કોઈ કાર્યમાં વિરોધ કર્યો છે? તું નકામું બોલ્યે જાય છે. તને જે સારૂં લાગે, તને જે ગમે તે તું કર્યે જા...હું એમાં કોઈ દિવસ વિરોધ કરૂં ત્યારે તું કહે જે."

દેવયાની રાજી થતી પાછી ફરી. જ્યોતિર્મયે એક બે ડગલાં

આવીને પાછળ જોયું તો ડાક્તર દત્ત દેવયાનીનો હાથ પકડીને તેને મોટરમાં લઈ રહ્યો હતો, ડ્રાઇવરે મોટર ચલાવી.

આ તેની પત્ની...ધર્મપત્ની, તેના સુખદુઃખની ભાગીદાર! છી... ! —

જ્યોતિર્મયનો સમગ્ર દેહ ધૃણાથી ધ્રુજી ઊઠ્યો... આખા દિવસની મગજમારી કરીને લોકો ઘેર આવે... શાંતિની આશા સાથે ઘેર આવે... પણ શું મેળવે છે! સાંજ પછી નોકરીયાતો અને મજુરોના ટોળાં કઠોર પરિશ્રમ કરીને ઘેર પાછાં જાય છે...એની ચાલવાની ગતિમાં કેટલો ઉત્સાહ હોય છે...એમના મનમાં કેટલો આનંદ ભર્યો હોય છે, કારણ કે ઘેર ગયા પછી એ લોકોને શાંતિ મળવાની એ લોકોની સ્ત્રીઓ ઉત્સુક નેત્રે વાટ જોતી હોય છે...સ્વામીને જોતાં જ એનો પ્રાણ નાચી ઉઠે છે.

જ્યોતિર્મયના માનસ નયનો સામે ઘણા સમય પહેલાનું એક દૃશ્ય જાગૃત થયું—રામનગરમાં તેના ઘરની બાજુમાં એક મજુરનું ઘર હતું. એ ઘરમાં પતિપત્ની સિવાય કોઈ રહેતું નહોતું. ધણી વહેલી સવારે ખાઈને કામ માટે બહાર નીકળી જતો અને છેક સાંજે પાછો આવતો. એનું નામ હરિદાસ. સાંજના સમયે હરિદાસની સ્ત્રી રાહ જોતી બારણા પાસે બેસતી. માથાપર હજાર કામ હોય, તો પણ આ સમયે તે ધણીની રાહ જોતી. બીજા કોઈ સગા સંબંધી મળવા આવતા ત્યારે આ સમયે તે કોઈ સાથે મળતી નહિ! પોતે ક્યાંક ગઈ હોય તો પણ આ સમયે ઘેર આવી જતી. એનો ધણી ઘેર આવતો એટલે તરત હસતા મોઢે એને વિસામો લેવા આસન પાથરી દેતી, પોતાના હાથે હુક્કો ભરીને સામે મૂકતી, પવન નાખતી અને ધણી ઘણી વાતો કરતી. પછી બંને સાથે બેસીને જાડા ચોખા અને ગમે તે દાળ

શાક ખાઈ લેતાં. એ ભોજનમાં કેટલી તૃપ્તિ ભરી હતી ? જ્યોતિર્મય ઓ બધું જોયા કરતો. એ પતિપત્ની વચ્ચે જે એક પ્રકારનું મધુર સખ્ય હતું, તે એ વખતે જ્યોતિથી સમજાતું નહિ. આજ તે બરાબર સમજી શકયો છે.

પોતે થાકયો પાકયો ઘેર આવે છે અને સ્ત્રી કોઈ મિત્ર સાથે સીનેમા જોવા ચાલી જાય છે. દેવયાની શિક્ષિતા છે...તે જાણે છે કે હું પુરૂષની દાસી નથી. તે સ્વામી પ્રત્યે પ્રેમ રાખી શકે છે...પણ એ પ્રેમમાં સેવા નથી હોતી; કારણ કે સેવાને ભણેલી સ્ત્રીઓ ગુલામી કલ્પે છે. જો તેણે નકામી કેળવણી ન લીધી હોત, સ્વામીની સેવાને દાસત્વ ન માનતી હોત તો તે જરૂર સ્વામીને હૈયામાં સ્થાપી શકત.

મી. દત્ત સાથે આજે તે ગઇ છે તેથી જ્યોતિર્મયને આઘાત લાગ્યો છે એવું નથી. સાંજના પોતે ઘેર આવે ત્યારે કદી પણ દેવયાની હોતી જ નથી. ઘેર આવીને તે થાકયો પાકયો સૂઈ જતો ! આઠ દસ દાસદાસીઓ એની સામે ઉભા રહેતા...પરંતુ એને કશી જરૂર પડતી નહિ. પોતાનું કામ પોતાના હાથે જ કરી લેતો. જો દેવયાની પડખે હોત અને વહાલથી એના કપાળ પર હાથ મૂકતી હોત તો સઘળો થાક ચાલ્યો જાત, સઘળું દુ:ખ ભૂલાઈ જાત.

પણ ના, આ તો નોકરોનું કામ છે...ખાસ કરીને દેવયાની આવું જ માનતી. તે સ્વામીને જે કંઇ આપતી તે વજન કરીને જ આપતી અને પોતે જે કંઈ લેતી તે ઇચ્છાપુર્વકનું લેતી. તે એક સ્ત્રી છે...સ્વામીના સુખ દુ:ખની સમાન ભાગીદાર છે એવો ખ્યાલ દેવયાનીએ કદી રાખ્યો જ નહોતો.

આજ જ્યોતિર્મયના મનમાં થયું–જો મેં ઘરના નાના દીવડાની ઉપેક્ષા કરીને વિજળીના ઝમમગતા પ્રકાશ સામે જોવાનું

પાપ ન કર્યું હોત, તો આ રીતે અંધ થવું પડત નહિ. જો મેં શિક્ષિત નારીને જીવનસંગિની ન બનાવી હોત અને ગામડાની એક સંસ્કારી સ્રીનો હાથ ઝાલ્યો હોત, તો મારું જીવન આજ આનંદ અને સુખથી ભરપુર બની ગયું હોત.

આ વાત મનમાં આવતાં તે ચમકી ઉઠયો.

હા, એવી જ સંસ્કારી નારી ઘરમાં આવી ગઈ હતી. હૈયામાં પ્રેમ અને ભક્તિ ભરીને એ નારી આ નિષ્ઠુરના ચરણમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરવાની આશાએ ઘરમાં જ બેઠી હતી. શાંતિનો હાથ પકડીને સુખ આંગણામાં જ આવ્યું હતું. પરંતુ એ સુખને લાત મારી ઇચ્છા પૂર્વક અશાંતિ અને દુઃખ માથે ઉપાડી લીધું છે. મા જે કરે તે સંતાનના કલ્યાણ માટે જ કરે છે. મા એ સંતાનને સુખી કરવા એક સાચું રત્ન શોધી રાખ્યું હતું. પણ પોતે એટલો અંધ બની ગયો હતો કે માના દાનની મહત્તા જોઇ શકયો નહિ. માના દાનને લાત મારી.

" મા..." જ્યોતિર્મયના હૈયામાં માના નામનો મધુર ધ્વનિ જાગૃત થયો. માને ભૂલીને પોતે કેટલો જડ બની ગયો છે. આજ માનું નામ મોઢે આવતાં હૈયું કેટલું ઉઠળી છે! તે એક વાર, બેવાર, વારંવાર બોલવા લાગ્યો:-મા...મા...મા..."

હાય, આજ એ કરુણામૂર્તિ મા કયાં છે! આજ જો મા હોત, તો આ વ્યથા શાંત કરવા તે માના ચરણમાં ઢળી પડયો હોત. બીજા કોઈ તેને માફ ન કરત, પણ મા જરૂર માફ કરત. બીજા બધા દૂર રહેત, પણ મા જરૂર પુત્રને હૈયા સરસો લેત. પુત્ર ગમે તેવો અપરાધ કરે, મા એના ઉપર કયાં સુધી રોષ રાખી શકે? આજ એ સ્નેહમયી જનની કયાં છે? વ્યથાથી હૈયું ફાટી જાય છે? આ વ્યથા પ્રગટ

કરવાનું સ્થાન ક્યાં રહ્યું છે? આજ જ્યોતિને સ્નેહ ભરપુર હૈયાની જરૂર છે. પણ એ ક્યાં મળે?

દાદા છે. તેઓ એક દિવસ તેના પર સૌથી વધારે પ્રેમ રાખતા હતા...એક પળ માટે પણ તેને દૂર રાખવા નહોતા માગતા.

પણ આ બધી ગઈ ગુજરી છે. અતીત કાળ તરફ નજર નાખી શકતી નથી. દાદા પુરૂષ સિંહ છે, કોમળ નારી નથી. તેઓ સંકોચ વગર દયા, માયા, મમતા વગેરે સુકોમળ વૃતિઓને પળવારમાં છોડી શકે છે...એમ જ કર્યું છે. જ્યોતિ સમજે છે...દાદાના હૈયામાં તેનું સ્થાન નથી રહ્યું...કોઈ દિવસ રહેશે પણ નહિ.

ના,...એક સ્થળ બાકી છે,—એક નારીના હૃદયમાં હજી પણ તેના માટે સિંહાસન બિછાવેલું છે. પોતે ગમે તેટલો પાપી હોય, નરાધમ હોય, પણ એક તરુણ નારી હજી એની પૂજા કરી રહી છે. જેના પ્રેમને નિષ્ઠુર ભાવે તરછોડયો છે, તેના હૈયામાં આજ પણ સ્થાન છે. જ્યોતિર્મય બરાબર જાણતો હતો—સીતાનો પ્રેમ મર્યો નથી, મરી શકે તેવો નથી.

દુઃખની સીતા......

આહ, તે આઘાત સહતી આવી છે, આજ પણ વ્યથા સહી રહી છે. એક દિવસ સીતાએ ગીત ગાયું હતું. આજ એ ગીત જ્યોતિર્મયના અંતરમાં જાગૃત થયું:—

" જતબાર આલો જવાલિતે ચાય—

નિભે જાય બારે બારે;

અમારા જીવને તોમાર આસન

ગભીર અંધકારે......"

પૂજારણ પોતાના અંધકાર ભર્યા નીરવ હૃદયમંદિરમાં દેવતાની પ્રતિષ્ઠા કરી મૌન ભાવે હંમેશ આંસુના જળ વડે અને હૈયાની વેદના સાથે પૂજન કરી રહી છે. અરે અંધ, તારૂ આ મંદિર તોડી નાખ, સિંહાસન સાથે એ પાષાણ દેવતાને ખેંચીને દૂર ફેંકી દે. આવા ગાઢ અંધકાર વચ્ચે કાળા પત્થરની મૂર્તિ શા માટે રાખી છે ! તારૂં હૃદય શૂન્ય રહેવા દે, અંધકારમાં ડુબેલું રહેવા દે, કોઇને કોઇ દિવસે જીવનપંથ પર ચાલતાં ચાલતાં કદાચ ઉજાગી બની પણ શકે.

બંને હાથ વડે મોઢું ઢાંકી ટેબલ પર બંને હાથની કોણી ટેકવી જ્યોતિર્મય વિચારમાં પડયો. હજી તેણે પોતાનો પોષાક પણ બદલાવ્યો નહોતો.

સંધ્યા વીતી ગઇ, આખા ઘરમાં વિજળીનો પ્રકાશ ફેલાઇ ગયો, માત્ર તેના ખંડમાં અંધકાર પડયો રહ્યો. તેણે પોતે જ બત્તી કરવા ની ના પાડી હતી. આ જ પ્રકાશની રમત એની સામે પરિહાસ જેવી જણાતી હતી; કારણ કે એના હૈયાના અંધકારે આજ વિરાટ રૂપ ધારણ કર્યું હતું.

ગાઢ કાળા અંધકાર વચ્ચે બેસીને જ્યોતિર્મય પોતાના હૈયાને ઉકેલવા મથતો હતો. બરાબર આવો જ અંધકાર સીતાના હૈયામાં હતો. ચારે દિશાએ પ્રકાશની રેખાઓ નાચતી હતી, પણ એમાંની એકાદ રેખા તેના હૈયાના ગાઢ અંધકારને ભેદી શકતી નહોતી શું બચિત માણસોને અંધકાર વધારે પ્રિય હશે ?

સીતાનું તરુણ હૃદય કેટલું ચીમળાઇ ગયું છે, પોતે પણ સુખી થઇ શકયો નથી. દૈવયાની જેવી શિક્ષિતા સ્ત્રી જગતમાં વિરલ નથી, પણ એ આ દૃશ્ય જોવા ક્યાં ટેવાયેલી છે ! જ્યોતિએ જે ઇચ્છયું હતું તે એને મળ્યું હતું ? હા...ભગવાન દરેકને બધું આપીને સુખી

કરી શકતા નથી. જ્યોતિએ રૂપ અને શિક્ષણ માગ્યું હતું...અસલ વસ્તુ માગી નહોતી. ભગવાને એ જ એને આપ્યું...મૂળ વસ્તુથી વંચિત રાખ્યો. અને આજે એ ન પામવાથી જ્યોતિર્મયની બધી આશા નષ્ટ બની ગઈ છે. જેના માટે તેણે કદી વિચાર કર્યો નથી, તેના જ માટે આજ જ્યોતિર્મય પળે પળે ચિંતા કરી રહ્યો છે... એ હૃદય તરફ આજ તેની દ્રષ્ટિ સ્થિર બની છે.

આજ તે માને છે...જીવન સાર્થક બની શક્યું નહિ...બધું વેડફાઈ ગયું.

બંને હાથ વચ્ચે માથું દબાવીને તે બેસી રહ્યો.

# ૩૫

" જ્યોતિ, ઘરમાં છે કે ?"

ઘરમાં પ્રવેશ કરતાં કરતાં સુરેશબાબુ અચકાઈને ઉભા રહી ગયાઃ " આ શું, અંધકાર કેમ છે, શું નોકર બત્તી કરવા નથી આવ્યો ?"

સુરેશબાબુનો કંઠસ્વર કાન પર પડતાં જ જ્યોતિર્મયનું ચિંતવન તૂટી ગયું, તે એકદમ ઉભો થઇ ગયો બાજુની દિવાલ પરની સ્વીચ ખુલ્લી કરી. ઘરમાં અજવાળું થઈ ગયું. સુરેશબાબુએ ખંડમાં દાખલ થતાં થતાં કહ્યુંઃ " મેં ધાર્યું હતું, તું ઘરમાં નહિ હો, મને માણસે કહ્યું કે તું આજ વહેલો આવી ગયો છે. પણ આવા અંધારામાં ચુપ થઈને શું કરતો હતો ? આ શું, હજી પણ કોર્ટનો પોષાક કાઢયો નથી, શું બન્યું છે ?"

આનું કારણ શું બતાવવું ! તે કંઇક બોલી ગયો પણ સમજાયું નહિ. નોકરે આવીને તેનો પોષાક લઇ લીધો.

તે પાછો બેસવા જતો હતો, ત્યાં સુરેશબાબુએ કહ્યું: " પહેલાં હાથમો ધોઈ લે પછી બેસજે...ચા અહીં જ આપી જશે."

જ્યોતિર્મય કશું ન બોલતાં બાથરૂમમાં ગયો. થોડી વારમાં તે પાછો આવ્યો. તૃષાથી તેનું ગળું સૂકાતું હતું, શરબતનો એક ગ્લાસ એક જ શ્વાસે પી લીધો.

તે કંઈક સ્વસ્થ થયો એટલે સુરેશબાબુએ કહ્યું: " આજ ચાર વાગે તારા કાકીનો નોકર આવ્યો હતો, આ કાગળ આપી ગયો છે, લે."

જ્યોતિને યાદ આવ્યું—કાકીએ ગઈ કાલે સવારે માણસ મોકલ્યું હતું; કહેવરાવ્યું હતું, ગમે તેમ કરીને અડધી કલાક માટે મળી જાય. કાલે જ ત્યાં જવાનો સંકલ્પ કર્યો હતો, પરંતુ કોર્ટમાંથી પાછા ફરતાં સાંજ પડી ગઈ હતી. ત્યાર પછી કેટલાક મિત્રો આવી ચડયા હતા એટલે જઈ શકાયું નહોતું. આજ કાકી પાસે જવા માટે જ તે કોર્ટમાંથી વહેલો આવ્યો હતો. પણ દેવયાનીના પ્રશ્ને તેના મનને હજારો વાતો વચ્ચે ધકેલી દીધું. કાકી પાસે જવાનું સાવ વિસરાઈ ગયું.

કાકીનો કાગળ વાંચતા વાંચતા તેનો ચહેરો ઝંખવાણો થઈ ગયો. કાગળ પુરો વાંચ્યા વગર જ તેણે ખીસામાં મૂકી દીધો. મોઢા પર પરાણે હાસ્ય લાવીને તે બોલ્યોઃ "કાકીએ મને ગઈ વાતે જ મળવા બોલાવ્યો હતો. પણ કાલે ન જવાયું એટલે આવી જવા માટે જણાવ્યું છે. પણ આજ જઈ શકાશે નહિ. કાલ રવિવાર છે એટલે ત્રણ વાગે મળવા જઈશ.

સુરેશબાબુએ પુછ્યું:" તારાં કાકી આટલા દિવસથી શું રામનગરમાં જ હતાં ?"

"હા."

ઘડીભર મૌન રહીને સુરેશબાબુ એ કહ્યું: " મેં એક વાત સાંભળી છે,—તારા દાદાએ કોઈ સીતા નામની છોકરીને સમસ્ત સંપત્તિ આપી દેવાનું વીલ કર્યું છે. સીતા કોણ છે તે હું ઓળખી શક્યો નહિ, એ શું તમારી કોઈ નજદીકની સગી છે ?"

આ ઘરમાં સીતાનું નામ કોઈ ન હતું જાણતું, સીતા દાદાને સંભાળી રહી છે, એ પણ કોઈ જાણતું નહોતું. જયોતીએ ચાહીને સહુની આગળ સીતાની વાત છૂપાવી રાખી હતી.

કંઇક અચકાતાં અચકાતાં જ્યોતિર્મય બોલ્યો: " ના, તે અમારા સગાસંબંધી કોઈ નથી, પણ મારા દાદા......"

કહેતાં કહેતાં તે અટકી ગયો. સુરેશબાબુએ કોમળ સુરે કહ્યું: " એનો પરિચય દેવામાં કોઇ પ્રકારનો બાદ હોય, તો ખાસ કશી જરૂર નથી."

મનની નિર્બળતા દૂર કરીને જ્યોતિર્મય બોલ્યો: " ના, આપની પાસે કહેવામાં મને કશો વાંધો નથી. સીતા મારા પિતાઓના મિત્ર વિનય ગાંગુલીની કન્યા મારી વાગ્દત્તા થાય. અમારા જન્મ પહેલાં બંને મિત્રો પરસ્પરના સંતાનોનો સંબંધ બાંધવા માટે વચનથી બંધાઈ ગયા હતા. પહેલાં મારો અને પછી સીતાનો જન્મ થયો હતો. મારા પિતાશ્રી પહેલાં મરી ગયા, મરતી વખતે તેમણે સીતાને મારી પત્ની તરીકે લાવવાની દાદા પાસે પ્રતિજ્ઞા લેવરાવી હતી. સીતાના પિતાના મૃત્યુ પછી દાદા સીતાને અમારા ઘરમાં લઈ આવ્યા. મારી સાથે સીતાના લગ્નની બધી તૈયારી થઇ ગઇ. પણ હું ' લગ્ન નહિં કરૂં ' એમ કહીને ત્યાંથી ચાલ્યો આવ્યો. તે દિવસથી સીતા અમારા ઘરમાં જ રહે છે. સીતા પ્રત્યે દાદાનો પ્રેમ અપૂર્વ છે."

સુરેશબાબુએ પુછ્યું: " એની ઉમ્મર કેવડી છે ? "

જ્યોતિર્મયે જરા વિચારીને કહ્યું: " અત્યારે બાવીસ ત્રેવીસ વર્ષની હશે."

સુરેશબાબુ ચુપ થઇ ગયા. તેઓ શું વિચારી રહ્યા હતા, તે જ્યોતિ સમજી ગયો હતો. તેથી જ તે ભારે સંકોચ અનુભવવા લાગ્યો.

ધીર ગંભીર સ્વરે સુરેશબાબુ બોલ્યા: " ઘણા દુઃખની વાત

છે જ્યોતિ,—જે નારીનું તરુણ જીવન તેં બાળીને ખાખ કરી નાખ્યું છે, તે નારીને હું ઓળખું છું,—માત્ર ઓળખું છું એટલું નથી, એ મારા અંતરમાં જાગૃત છે. એનો બાપ વિનય ગાંગુલી માત્ર તારા બાપનો જ મિત્ર નહોતો, મારો પણ આદર્શ મિત્ર હતો. આ જગતમાં આવીને હું શુદ્ધ પ્રેમ અને નિર્મળ સ્નેહ કોઈની પાસેથી મેળવી શક્યો હોઉં તો તે વિનય પાસેથી જ...અન્ય કોઈ પાસેથી નહિ, મારી પત્ની અથવા કન્યા પાસેથી પણ મને એવો પ્રેમ મળ્યો નથી આ વાત હું સંકોચ વગર સ્વીકારૂં છું. સાંભળીને તને આશ્ચર્ય થશે—વિનય મારો પડોશી હતો, એના માબાપ નહોતા. મારાં કરુણામય માસીએ અમને બંનેને પાળી પોષીને મોટા કર્યા હતા. અમે બંને સાથે જન્મ્યા છીએ અને સાથે જ રહ્યા છીએ. આજ હું એક પ્રતિષ્ઠિત માણસ ગણાઉં છું, પણ કેવા પ્રલોભનને વશ થઈ મેં મારી માસીને છોડ્યાં હતાં...તે માત્ર હું જ જાણું છું. હું એક મનુષ્યત્વહીન પશુ છું,—એક દિવસ મેં મારા એ પરમ મિત્રનો તુચ્છ કારણે તિરસ્કાર કર્યો હતો, એ વાત હું જીંદગીમાં કોઈ દિવસ ભૂલી શકીશ નહિ. વિનય કશું બોલ્યા વગર માત્ર બે આંસુ વેરીને ચાલ્યો ગયો હતો, ત્યાર પછી ઘણા સમય સુધી હું એને જોઈ શક્યો નહોતો. ઘણા લાંબા સમય પછી હું એક ગલીના નાકા પર તેને જોઈ શક્યો; એનો દેહ થાકેલો હતો, એક છોકરીનો હાથ પકડીને તે હાંફતો હાંફતો જતો હતો. મેં તેને મારો પરિચય આપ્યો, મારે ત્યાં લઈ જવાની વાત કરી, વિનય મારી વાત ટાળી શકત નહિ, કારણ એના દિલમાં મારા પ્રત્યે એની એ મમતા હતી. પરંતુ એની તેજસ્વીની છોકરી ગર્વભર્યા સ્વરે બોલીઃ " મારા બાપુ ગરીબ છે, ગરીબ સાથે શ્રીમંતોનો મેળ ન ખાય. શ્રીમંત મિત્રને ત્યાં અન્નદાસ તરીકે મારા પિતા રહી શકશે નહિ. અમારી ઝુંપડી અમારે મન રાજ મહેલ છે."

તે દિવસે હું એ નાની છોકરીને ઓળખી શક્યો,—એક જ પળમાં

અને એના ભૂત વર્તમાન અને ભાવિ જીવનનો પરિચય થઇ ગયો હતો. આવી કન્યાના બાપને મેં ધન્યવાદ આપ્યો હતો. મારી કન્યા શા માટે આવી ન બની, એ વિચારથી મારૂં હૈયું વેદના વડે ભરાઇ ગયું હતું, મેં સહાય કરવા માગી, છોકરીએ સ્પષ્ટ અસ્વીકાર કર્યો એના પિતાનું અપમાન કરનારની મદદ લેવા તે તૈયાર નહોતી. એનો બાપ એની નજરે દેવતા કરતાં યે વિશેષ સમ્માનિત હતો, તેણે પોતાના આદર્શને જાળવી રાખ્યો. ત્યાર પછી થોડા દિવસો બાદ હું ખબર કાઢવા ગયો તો એ લોકો મળી શક્યા નહિ. ભવિષ્યમાં હું મળું અને એનો બાપ મારૂં દાન સ્નેહભાવે સ્વીકારી લ્યે, એ ભયથી સીતા પોતાના પિતાને લઇને અન્ય સ્થળે ચાલી ગઇ હતી. કિશોર બાલિકા પણ એનું તેજ અસાધારણ હતું. જીવનમાં ત્યારપછી હું કદી તેને મળ્યો નથી. પણ ભગવાન જાણે છે...હું એ તેજસ્વિનીને કદી પણ ભૂલી, શક્યો નથી. ખરેખર તે એક મુલ્યવાન રત્ન છે આવા રત્નને લાત મારીને તેં શું મેળવ્યું છે જ્યોતિ!''

માથું નમાવીને જ્યોતિર્મય બેસી રહ્યો.

કંઇક થાકેલા સ્વરે સુરેશબાબુ બોલ્યાઃ '' ઘણા કાળ પછી આજ તારા મોઢે તેના સમાચાર જાણ્યા. એકવાર એને મળવાની ઘણી ઇચ્છા હતી...ભગવાને એ તક આપી દીધી. હું તને ધિક્કાર આપ્યા વગર રહી શકતો નથી. આવા સુંદર જીવનને તેં આ રીતે વ્યર્થ કરી નાખ્યું! દેવયાની મારી એકની એક કન્યા છે, છતાં હું કહું છું તને દેવયાનીમાં એવું શું દેખાયું કે તું મુગ્ધ બની ગયો! મારી કન્યાને હું જે આદર્શથી ઘડવા માગતો હતો, તે આદર્શ તેણે ન સ્વીકાર્યો. ભિન્ન આદર્શ સામે રાખીને તે ચાલી રહી છે, મારી બધી આશાઓ વ્યર્થ કરી નાખી મારી કન્યા શા માટે સીતા જેવી ન બની,—એ સંયમ. એ તેજ, એ આત્મનિષ્ઠા શા માટે ન શીખી શકી? શું જોઇને તું મુગ્ધ બન્યો

જ્યોતિ, કયા ગુણ વડે તેં એનો હાથ પકડયો ? રૂપ...જેને સૌન્દર્યની દષ્ટિએ જોઈએ તો સીતા આગળ દેવયાની સાવ ઝાંખી પડે. બાલિકા સીતામાં મેં જે જોયું હતું, એમાનું થોડું પણ મારી કન્યામાં હોત તો હું મને ખરેખર ભાગ્યશાળી માનત."

ગૃહિણીનો કંઠસ્વર સાંભળીને તેઓ સ્તબ્ધ થઈ ગયા. ક્ષણિક વિરામ લઈને તેઓ બોલ્યાઃ " એક વાત તું બરાબર યાદ રાખજે—રૂપ સ્થાયી નથી, ગુણ સ્થાઇ છે. અને જગતમાં ગુણ પ્રત્યે આકર્ષાયેલા કદી પણ દુઃખી થતા નથી. આજ મેં ઘણું કહી નાખ્યું. કાલ તારા કાકીને મળવા જરૂર જજે. ભુલીશ નહિ." આટલું કહીને તેઓ ખુરશી પરથી ઉભા થયા.

# ૩૬

જ્યોતિર્મય જ્યારે જયંતીને મળવા ગયો, ત્યારે બપોરના ચાર વાગ્યા હતા. દાદર પર ચડતાં જ ઇલાનો ભેટો થયો. તે કંઇ કામ માટે એકદમ નીચે આવતી હતી, જ્યોતિને જોતાં જ અચકાઇને ઉભી રહી; અને આનંદભર્યાં સ્વરે બોલી ઉઠી. " લ્યો ભાઇ આવી ગયા. "

અગાઉની માફક તેણે આજ પણ જ્યોતિનો હાથ પકડી લીધો. જ્યોતિર્મય અપલક નજરે તેના સામે જોઇ રહ્યો. ત્યાર પછી તેણે બહેનના માથાપર વહાલથી હાથ ફેરવતાં કહ્યું: " આમ માંદી કેમ થઇ ગઇ છે બેન, તું એટલી બધી નબળી પડી ગઇ છે કે ઓળખાતી પણ નથી. "

ઇલાએ એકવાર પોતાના દેહ સામે જોયું પછી હસતા મોઢે કહ્યું: '' માંદી ક્યાં થઇ છું ભાઈ ? ઘણા સમય પછી જુવો છો એટલે તમને એમ લાગે છે મને પણ એતું લાગે છે કે તમે ખૂબ જ નબળા પડી ગયા છો. પહેલાં તમારો ચહેરો આવો નબળો નહોતો. ચાલો, બાજુના ખંડમાં બેસો, હું બાને ખબર આપી આવું. બા તો તમને મળવા માટે ખૂબ જ રાહ જોઇ રહ્યા છે. ''

દાદરની બાજુમાં ઇલાનું શયનગૃહ હતું, ત્યાં જ્યોતિને લઈ જઈ એક ખુરશી પર તેને બેસાડી તે બહાર જતી હતી, ત્યાં જ્યોતિર્મય બોલ્યો: “ઉભી રહે હું કંઈ હમણાં જ ચાલ્યો જવાનો નથી. પહેલાં તારી સાથે વાતો કરી લઉં, પછી કાકી સાથે વાતો કરીશ, તું મારી સામે બેસ ઇલા.”

ઇલા ટેબલ પર હાથ ટેકવીને ઉભી રહી.

જ્યોતિર્મયે કહ્યું: “તું આવડી મોટી થઈ છતાં તારાં લગ્ન નથી થયાં એ જોઈને મને આશ્ચર્ય થાય છે. શું તું અવિવાહિતા રહેવા માગે છે?”

ઇલા હસી. એના હાસ્યમાં અનંત વેદના ભરી હતી. તે બોલી: “ના ભાઈ, એવી પ્રતિજ્ઞા મને ન શોભે. લગ્ન તરતમાં જ થવાનાં છે, બધું નક્કી થઈ ગયું છે. આશીર્વાદ પણ થઈ ગયા છે,* મારાં લગ્ન વખતે તમને બધાને નિમંત્રણ મળશે, તમારે જરૂર આવવું પડશે એ ભૂલશો નહિ.”

જ્યોતિર્મયે કહ્યું: “એ તો સમજ્યો. પણ મારા બનેવી કોણ થવાના છે, એ જાણું તો એની સાથે અગાઉથી પરિચય સાધી લઉં! તેં કંઈ સાંભળ્યું છે?”

સ્થિર નજરે ભાઈ સામે જોઈને ઇલા બોલી: “તમે એને ઓળખો છો ભાઈ નિત્યાનંદ ગાંગુલી.”

“શું કહ્યું...નિતાઈ ગાંગુલી?” જ્યોતિર્મય ચમકી ઉઠ્યો: “સર્વનાશ! એને ન ઓળખે એવા ઘણા ઓછા હશે...એ તો ચારિત્રહીન, શરાબી...”

---

* આપણે ત્યાં લગ્ન લખવાની ક્રિયા છે, તેવી રીતે બંગાળમાં આશીર્વાદ આપવાની ક્રિયા છે.

ઇલા વેદનાભર્યું હસી બોલી: "તમે કહો એથી શું વળે ભાઈ, મા એ સઘળું નક્કી કર્યું છે, અને સાત દિવસ પછી મારાં લગ્ન છે."

ઇલાના ચહેરા પર વેદનાની વાદળી વસી ગઇ, જ્યોતિર્મય તે જોઇ શક્યો, આવેગ ભર્યા સ્વરે બોલ્યો: "તું હવે મોટી થઈ છે ઇલા તારા જીવનનો વિચાર કરવાનું તારામાં જ્ઞાન પણ છે. હાથપગ બાંધીને મા તને ગમે ત્યાં ફેંકી દે અને તું હાથ જોડીને બેસી રહે... એ શું કદી બની શકે? તારો પણ એક સ્વતંત્ર મત છે, તારે જાણવું જોઇએ બેન...તારે આત્મશ્રદ્ધા સહિત નહી દેવું જોઇએ—હું આ લગ્ન નહિ કરૂં. આમ થાય તો શું તને કોઇ બળજબરીથી થોડું પરણાવી શકે તેમ છે?"

ગિરકંઠે ઇલા બોલી: "એ ન બને ભાઇ, હું હિન્દુ કન્યા છું. ભલે ગમે તેટલું ભણી હોઉં પણ હિન્દુત્વના સંસ્કાર થોડા ચાલ્યા જાય છે!"

જરા રોષથી જ્યોતિ બોલ્યો: "અહિં જ તારો દોષ છે ઇલા. હિન્દુ કન્યા થઇ એટલે દરેક પ્રકારના અત્યાચાર સહી લેવા એવું કદી સંભવી શકે?"

ઇલાએ કહ્યું: "એવું જ છે ભાઇ, હિન્દુ કન્યા ગમે તેટલું શિક્ષણ મેળવે, તો પણ તેને માબાપના આશ્રયે જ રહેવાનું છે. શું મેં કશું નહિ કહ્યું હોય ભાઇ, શું મેં વિરોધ નહિ કર્યો હોય? પરંતુ મા એ મને સમજાવ્યું છે...મા બાપ પોતાની કન્યાને જેના હાથમાં મૂકે તેના પ્રત્યે કન્યાએ પૂજ્યભાવ રાખવો જોઇએ. મા બાપ કોઇ દિવસ ખોટું નથી કરતાં."

અધીરભાવે જ્યોતિ બોલ્યો: "આતો ભારે અન્યાય કહેવાય. માબાપ જો કોઇ ચારિત્રહીનના હાથમાં કન્યા મૂકે, તે જો કોઇપણ

રીતે પ્રેમ સ્વીકારવાને યોગ્ય ન હોય, અને તે પત્નીને મારઝૂડ કરતાં પણ ન અટકે છતાં એને દેવતા માની સ્વીકારવો એવું કોઇ દિવસ ન બને. હિન્દુશાસ્ત્ર કહે છે, કન્યાનાં લગ્ન કરો; પરંતુ સાથે સાથે એમ પણ કહે છે કે કન્યાને યોગ્ય મુરતીયો મળવો જોઇએ. યોગ્ય પાત્ર ન મળે તો કન્યા ચિરકુમારી રહી શકે છે...ભગવાનના ચરણમાં પોતાનું જીવન મૂકી શકે છે. ઘણા મા બાપો એ સત્પાત્રના અભાવે પોતાની કન્યાઓને પરણાવી નથી, એ બધી સ્ત્રીઓ કૌમાર્યવ્રતનું પાલન કરી ગઇ છે. જે લોકો બુદ્ધિમાન છે, તે સમજી શકે છે કે યોગ્ય પાત્રના અભાવે કન્યાને ચિરકુમારી રાખી શકાય, અયોગ્ય સાથે પરણીને પગલે પગલે પ્રજળવા કરતાં આ ઘણું ઉત્તમ છે. મારાં કાકી કંઇ અબુઝ નથી, તેમણે ઉત્તમ શિક્ષણ મેળવ્યું છે...છતાં એક શરાબી અને ચારિત્રહીનના હાથમાં તને શા માટે મૂકવા તૈયાર થયાં છે ! આ દાન સફળ થશે એવું મને તો કયાંય દેખાતું નથી. અપાત્રના હાથમાં કન્યા દાન દેવા કરતાં કન્યાની હત્યા કરવી સારી—આ વાત કાકીએ સમજી લેવી જોઇતી હતી. કન્યાનાં લગ્ન થઇ જાય એટલે કર્તવ્ય પાલન નથી થતું, એમ માનનારાઓ મોટા મૂર્ખા છે, આવી મૂર્ખાઇને લીધે જ પોતાની સુયોગ્ય કન્યાઓને મૂર્ખાઓના હાથમાં સોંપે છે. હું બરાબર કહીશ ઇભા, હું તારી પડખે ઉભો રહીશ અને પ્રબળ વિરોધ સાથે કહીશ આ લગ્ન થઇ શકશે નહિ. જો સુપાત્ર ન મળે તો તને ચિરકુમારી રાખે, એમાં ઘણો આનંદ હશે, પરંતુ એ કસાઇના હાથમાં તો તને કદી ન મૂકી શકાય ”

ઇભાએ છાનામાના આંસુ લૂછી નાખ્યાં ત્યાર પછી તે બોલી: “ મારી વાત સાંભળો ભાઇ, આવું ગાંડપણ ન કરશો. મારી જરાય ચિંતા ન કરશો ભાઇ, હું બધું સહી શકીશ,—લગ્ન એ તો તુચ્છ વાત છે. હું મરવાનું પસંદ કરું છું, પણ કોઇનો શબ્દ સહન કરવાનું પસંદ કરતી નથી, આ તમે જાણો છો. મા અને માસી મારા પર

કેવાં ક્રોધે ભરાયેલાં છે, તે તમે નથી જાણતા એટલે આ વાત કહેતા આગો છો. તમે મારા સંબંધી કશી વાત કહેવા જશો, એટલે એ લોકો એમ જ માનશે કે મેં તમને બધી વાત કહી છે."

ઉચ્ચસ્વરે જ્યોતિ બોલ્યોઃ "કોઈપણ વાત સાંભળી લેવાની તારે જરૂર શી? તું ભણેલી ગણેલી છો, ગમે તે ઉપાયે તું તારો જીવનનિર્વાહ કરી શકીશ. તું આજે જ મારી સાથે ચાલ, હું તારા માટે સઘળો પ્રબંધ કરી દઈશ."

ઈભા હળવું હસીને બોલીઃ "એ શું સારું દેખાશે ભાઈ! જ્યાં સુધી સામાજીક બંધન વચ્ચે રહ્યાં છીએ, ત્યાં સુધી આવી સ્વાધિનતા પ્રગટ કરી શકાય નહિ."

"સમાજ જાય જહન્નમની ખાડમાં જે સમાજમાં આવું અંધારૂં હોય, આવું ભયાનક ઝેર ભર્યું હોય, જે સમાજ પોતાની કન્યાને ગમે ત્યાં ફેંકવામાં કલ્યાણ માનતો હોય, જે સમાજ પોતનાં વહાલાં બાળકોને તરછોડતો હોય, તે સમાજનો નાશ થાઓ, એ સમાજનું નામ ઇતિહાસના પાના પરથી ભલે આજને આજ ભૂંસાઈ જાય."

શાંત કંઠે ઈભા બોલીઃ "એ તે કંઇ બની શકે ભાઈ? સમાજ, ધર્મ એ બધાને તુચ્છ કહી શકાય; પણ સંસ્કાર, શિક્ષણ એ કંઈ છોડી શકાતું નથી. અને એ નથી જતું તેથી જ મરણ જાણવા છતાં મરણના મોઢે જવું પડે છે. જો શિક્ષણ જનિત જ્ઞાનનો વિકાસ ન કરી શકીએ તો શિક્ષણનો લાભ શું? માણસ તરીકે જ્યારે જન્મ્યા છીએ, ત્યારે આવા કેટલાય આઘાતો સહન કરવા જ જોઇએ. જો એકાદ આઘાત પણ સહી શકીએ નહિ, તો પછી શ્રેષ્ઠ જીવ તરીકે

માનવનો પરિચય કેવી રીતે દઇ શકાય? હું 'ભોગ ભોગવીને તૃપ્તિ મેળવવા નથી આવી આઈ, હું આવી છું ત્યાગમાં જે તૃપ્તિ મળે છે, જેમાં માનવતા પમાય છે, તેની સાધના કરવા. એ સાધનાનો માર્ગ સીતા બહેને મને દેખાડયો છે, એ મંત્ર સીતા બહેને મારા કાનમાં રેડયો છે. ત્રણચાર વર્ષ પહેલાં જો આવી કોઇ ઘટના બની હોત, તો હું તમારી જ વાત કાન પર લેત, ભોગને લક્ષ માનીને દોડી જાત અને જન્મ જન્માંતર પર્યંત પાપનો બોજો લઇ ફર્યા કરત. હજી પણ કોઇ કોઇ વાર હું લક્ષ્ય ચૂકી જાઉં છું અને નાશી જવાનો વિચાર કરૂં છું. પણ સીતા બહેનની વાત હૈયે ચડે છે અને હું મારા અસંયત મનને કાબુમાં રાખી લઉં છું. સીતાબેન કેવળ આપવામાં જ માને છે, એમાં એમને જરાય કષ્ટ નથ. કારણ, તે જાણે છે, મારૂં કહી શકાય એવું કશું નથી......એમણે પોતાની જાત ભગવાનને અર્પણ કરી છે. તે હસતા મોઢે સહુનો તિરસ્કાર સહે છે, સહુના અપમાન ગળી જાય છે, એમાં જ એમને ત્યાગ અને બળ મળે છે. તે જાણે છે જે કંઇ બને છે અને બનવાનું છે.

તે બધું ભગવાનનું દાન છે. તેથી જ તેઓ માથું નમાવીને બધળું સહી શકે છે. મને એમની પાસેથી જ્ઞાન મળ્યું છે ભાઇ, મારૂં આ શરીર મારૂં નથી, આ દેહ માનો છે; કારણ હું એ માતાના ગર્ભમાં રહી છું, એ માતાના રક્તથી......હૈયાના લોહીથી–મારી કાયા બંધાણી છે; મારૂં જે કંઇ છે તે મા પાસેથી મળેલું છે. મારો આત્મા સ્વાધીન છે, પણ મારો દેહ પરાધીન છે. દેહને માની ઇચ્છા પ્રમાણે ચાલવું જ જોઇએ. સીતા બહેન કહે છે, એક જ જન્મમાં આપણું બધું પુરૂં થઇ જતું નથી. કેટલીય વાર આવ્યાં છીએ અને કેટલીય વાર ગયાં છીએ. આ જન્મ પછી બીજો જન્મ છે, ફરીવાર આ પૃથ્વીના ખોળે આવવું પડશે. આ પૃથ્વી ઘણી સુંદર છે?...ફરીવાર આવવાનું મન કોને ન થાય!

'સીતા બહેન કહે છે' એ શબ્દ જ્યોતિના હૈયા વચ્ચે અને મગજમાં ઘુમવા માંડયો. તે મૌન ભાવે બારી તરફ જોઈ રહ્યો. ઈલાના વિચાર સામે ઘણી વાતો કહેવાની હોવા છતાં સીતાના મત સામે કશું કહેવાની દલિલ તેની જીભ પર ન આવી.

ઇલા પોતાના આવેશમાં બોલવા લાગી: સીતા બહેન કહે છે, સંસારમાં કેટલા દિવસ રહેવાનું છે! એ દિવસો તો જોત જોતામાં ચાલ્યા જશે. જીવની આવરદા એક નક્કી કરેલી સીમા વચ્ચે બંધાયેલી છે. એ સીમાનો વિસ્તાર કરવાની શક્તિ જગતમાં કોઈ પાસે નથી. જીવનના કેટલાક દિવસો ગમે તે રીતે ચાલ્યા જશે.

જે સુખમાં રહે છે તેઓને પણ સીમાની વચ્ચે રહેવાનું છે, જે દુઃખમાં રહે છે તેને પણ સીમાનું બંધન છોડે એમ નથી. સુખ દુઃખ પૃથ્વીમાં પેદા થયાં છે અને પૃથ્વીમાં જ લય પામવાનાં છે. બે દહાડા માટે અહીં આવી, અહીંની વસ્તુઓમાં રસતરબોળ બનવાથી પોતાને જ નુકશાન થવાનું છે; કારણ કે એક દિવસ બધું છોડીને ચાલ્યા જવાનું છે. તમે સીતાબેનને ઓળખતા નથી, એમની વાતો સાંભળી નથી, તેથી જ એમના સંબંધી તમારી ધારણા જૂઠી છે. પણ હું તેમને ઓળખી શકી છું, એમના સંસર્ગમાં રહીને હું મુગ્ધ બની ગઈ છું,......હું જોઈ શકી છું માનવી આ રીતે આત્મજય કરી શકે છે.

"કોની સાથે વાતો કરે છે ઇલા?" કહેતાં કહેતાં બારણા પાસે આવતાં જ જયંતી ચમકીને ઉભી રહી ગઈ; જ્યોતિ સામે જોતાં બોલી: "લે, આ તો જ્યોતિ આવ્યો છે. તેથી જ કહું. ઇલા કોની સાથે વાતો કરે છે. બેસ ભાઈ, તારે ચરણરજ લેવાની

દરમ્યાન જ્યોતિર્મય કાકીને નમસ્કાર કરી ચુક્યો હતો. ઈભા તરફ જોઈને જયંતી બોલી: "તારી અક્કલ ભારે છે ઈભા, જ્યોતિ આવ્યો છે અને મને ખબર પણ ન આપ્યા!"

ઈભાના શુષ્ક વદન સામે જોઈને જ્યોતિ એકદમ બોલ્યો: "ઈભા તમને ખબર દેવા આવતી હતી, પણ મેં જ એને પરાણે રોકી રાખી છે."

એક ખુરશી પર બેસતાં મોઢું કંઈક ભારે કરીને જયંતી બોલી: "તું ઈભા સાથે વાતો કરીને કદાચ બારોબાર ચાલ્યો જાત, જો હું ન આવી હોત તો. આજ ત્રણ દિવસથી તારી આશાએ બેઠી છું, પણ તને સમય ન મળ્યો. મેં ઈભાને ઘણીવાર કહ્યું: કે ભાઈને કાગળ લખ, પણ છોકરી એવી છે કે સાત જગ્યાએ કાગળ લખે...પણ તને એકાદો કાગળ ન લખે."

જ્યોતિર્મયે કહ્યું: "એમાં એનો વાંક નથી કાકી, મેં જ એને પત્ર લખવાની ના પાડી હતી."

"શા માટે ના પાડી હતી? આટલો વખત વિલાયતમાં રહ્યો, પણ એકેય પત્ર ન લખ્યો. તું અમને ભલે પરાયાં માનતો હો, પણ અમે તને પરાયો માનતા નથી."

જ્યોતિર્મયે આછું હસતાં કહ્યું: "એવું કશું નથી કાકી, હું તમને પરાયાં માનતો જ નથી. દાદાએ મારો ત્યાગ કર્યો છે, ભવિષ્યમાં દાદા સાથે મારો કોઈ પ્રકારનો સંપર્ક ન રહે, એવું તેઓ ઈચ્છે છે. પછી હું કયા સાહસથી એમના ઘેર તમારા પર પત્ર લખું? ઈભા મારા પર પત્ર લખે એટલે જરૂર તે મારા ઉત્તરની રાહ જુવે; અને એ ઉત્તર દાદાના જ હાથમાં જાત. વિલાયતની છાપ જોઈને તેઓ જરૂર કોનો પત્ર છે એ જાણવાનો પ્રયત્ન કરત, પછી

મારા ઉપરનો બધો રોષ તમારા ઉપર ઠલવાત, એથી આપને એવું અપમાન સહવું ન પડત. ”

જયંતીનો ચહેરો ઝાંખો પડી ગયો. તે બોલીઃ “ અપમાન કરવામાં બાકી શું રાખ્યું છે ભાઈ, એ અપમાન સહી શકાણું નહિ એટલે અહીં પાછા આવવું પડયું છે. શું અહીં હું મારી દિકરીને પરણાવી શકીશ નહિ, શું મને એક ટંક ભોજન નહિ મળે ! લગનની કંકોત્રી જ્યારે મળશે, ત્યારે જાણુશે...સીતા પણ જાણુશે...હું પ્રભાને પરણાવી શકી કે નહિ. પ્રભાના સાસરીયા ભલે એ ન જાણે કે પ્રભા એક પ્રબળ પ્રતાપી જમિનદારની પૌત્રી છે...એક ડાકતરની અનાથ બહેનની કન્યા તરીકે તો જાણુશે ને! આવું ગુમાન, આવું તેજ બીજા ગમે તે સહી શકે, મારાથી કદી સહી શકાય નહિ. ”

તેના બંને નયનો જાણે અંગારા જેવા બની ગયા હતા, ક્રોધથી અવાજ પણ કંપી રહ્યો હતો.

જયોતીમંગે કહ્યું:“ હકિકત શું છે કાકી આપ ખુલ્લી રીતે ન કહો, ત્યાં સુધી હું કશું સમજી શકીશ નહિ.”

જયંતીએ પોતાના મનને હળવુ કરતાં કહ્યું: “ હકીકત મજાની છે, સાંભળીને સઘળું સમજાઈ જશે. પેલી સીતા...જેની તું ઘૃણા કરે છે તે સીતા આજ જમિનદારીની માલીક થઈ છે. એ સીતાની

ઇચ્છા મુજબ બધાં કામ થશે, એવી દાદાની આજ્ઞા છે, પહેલાં વાત ચાલતી હતી, અહીંના વકિલ રાધાકૃષ્ણ બાબુના દિકરા વેરે પ્રભાના લગન થશે. એ લોકો આઠેક હજાર રૂપિયા માગતા હતા. જમિન-દારની એકની એક પૌત્રી ધારીને એ લોકો એ આટલી માગણી કરી હતી. જોઈએ તો આ માગણી કંઈ ગેરવ્યાજબી ન હોતી. દાદા આટલી સામાન્ય રકમ પણ દેવા રાજી ન થયા, એક ગરીબની કન્યા

આફ્રિકા ઇલાને સાસરે મોકલવા ઇચ્છે છે એવું હું જાણતી ન હોતી. એમને મેં આ વાત કરી કે તરત તેઓ ક્રોધથી સળગી ઉઠયા. અને બોલ્યા;—આ સગપણ નથી કરવું, ઇલાનો સંબંધ પ્રશાંત સાથે કરો."

વિસ્મયથી જ્યોતીએ પુછ્યું: "કયો પ્રશાંત ?"

ચહેરો વિકૃત કરીને જયંતી બોલી: પેલો સીતાનો માસીયાઇ ભાઇ પ્રશાત તારીજ સાથે ભણતો હતો. જરૂર એ સારૂં ભણ્યો છે, પણ એનુ ભણતર આજ ખેતરમાં દટાઇ રહ્યું છે. એમ એ પાસ થવાનું પરિણામ આજે ખેતરના ઢેફા ભાંગવામાં આવ્યું છે. એ જાણીને મેં પ્રશાંત સાથે સંબંધ બાંધવાની ઘસોને ના કહી. તું જ કહે ભાઇ —મારે કંઇ પાંચ સાત બાળકો નથી, એક જ દિકરી છે. શું હું એને હાથે પગે બાંધીને કુવામાં નાખી શકું ? દાદાની ઇચ્છાતો આ ખેડુત સાથે ઇલાના લગ્ન કરાવીને પૈસા બચાવવાની હતી મેં કેટલી આશા કરી મારી સઘળી આશા......"

તેનાં બંને નયનો ભીના થઇ ગયા. સાડીના છેડા વતી ને વારં વાર આંખો લૂછવા લાગી...ઘણીવાર સુધી કશું બોલી પણ ન શકી.

જ્યોતીમંય ઘડીભર વિચારમાં બેસી રહ્યો. ત્યાર પછી બોલ્યો: "મેં સાંભળ્યું છે કે દાદા એ સીતાના નામ પર સઘળી સંપત્તિનું વીલ કર્યું છે ?"

ગળગળા સાદે જયંતી બોલી: "ત્યારે હું તને બીજુ શું કહું છું ! આતો આવળી ગંગા વહે છે. સોનાના ચાંદ જેવો તું એકનો એક દીકરો,આજ આ બધું તારૂજ હોય, પણ આતો તને સાવ વંચિત રાખવામાં આવ્યો ! મારી દીકરીના લગ્ન માટે આઠ હજાર રૂપિયા મળ્યા નહિ, અને લાખોની સંપતિ સીતાના હાથમાં ગઇ. શું આ યોગ્ય

વાત છે ભાઈ ? મારી દીકરી માટે હું એ લોકો પાસેથી એક પાઈ પણ નહિ લઉં એવો મેં નિશ્ચય કર્યો છે. લગ્નનો દિવસ પણ નક્કી થયો. નિતાઈ ગાંગુલી સ્વભાવનો સારો છે, પૈસાદાર છે, ઈભા રાણી ના સુખમાં રહેશે, અને ઈચ્છા કરશે તો દાદા કરતાં બમણી જમિનદારી ખરીદી શકશે. ઈભા માટે કંઈ ચિંતા નથી, લગ્ન થાય એટલે એનું ભાગ્ય ફરી જશે. બાપના ઘરની સંપત્તિની આશા કોઈ દિવસ કરી નથી અને કરશે પણ નહિ. પણ તારે તારો અધિકાર શા માટે જતો કરવો જોઈએ ? તારા મોઢાનો કોળીયો અન્યના મોઢે જાય અને તું એ જોયા કરીશ ? "

સાવ ઉપાયહીન ભાવે જ્યોતિ બોલ્યો: " આમાં હું શું કરું કહો ? દાદાએ મારો ત્યાગ કર્યો છે. એમની સંપત્તિ એમની ઈચ્છા મુજબ ગમે તેને આપી શકે છે. એમાં કશું કરવાનો કે કહેવાનો અધિકાર મને છે જ નહિ."

દાંત પર દાંત દબાવીને જયંતી બોલી: " તારો અધિકાર નથી એવું ન કહીશ ભાઈ. તારામાં શક્તિ છે, પણ સાહસના અભાવે તું કશું કરી શકતો નથી. પ્રયત્ન કરીશ તો આજ નહિ ને બે વરસ પછી તું તારી સંપતિ જરૂર મેળવી શકીશ."

આશ્ચર્ય પામતાં જ્યોતિ બોલ્યો: " કેવી રીતે ?"

જયંતીએ કહ્યું: " દાદા કંઈ ચિરકાલ જીવવાના નથી. મેં જે જોયું છે, તે પરથી કહું છું કે વધુમાં વધુ દાદા છ મહિના કાઢશે. એમનાં મૃત્યુ પછી તું તારી સંપતિનો કબજો લેવા જઈશ એટલે સીતા વીલ બતાવશે. તું એ વખતે સહેલાઈથી સિદ્ધ કરી શકીશ કે આ વીલ બનાવટી છે. કારણ, વંશધર જીવતો હોય અને દાદા કોઈ પરનારીને સંપતિ આપી જાય નહિ. સીતાએ દાદાની ચાકરી કરી છે

એ વાત સાચી, પણ એના બદલામાં એને બે ચાર હજાર રૂપિયા આપી શકાય. એના માટે એટલું બસ છે."

વિસ્મયભરી નજરે જ્યોતિ આ બુદ્ધિમતિ કાકી સામે જોઈ રહી. એના જેવો એક બેરીસ્ટર જે હંમેશ આવાજ કાર્યોમાં માથું બગાડતો હોય છે, તેના મગજમાં જે યોજના આવી શકી નહિ, તે યોજના એક નારીના માથામાં આવી કેવી રીતે?

જયંતીએ સ્થિર સ્વરે કહ્યું: "તું વિચારી જો આ રીતે જ તું તારા વડવાઓની સંપત્તિ પામી શકીશ; નહિં તો હંમેશ માટે હાથ ધોવા પડશે. તારા વંશનું આવું ભયંકર અપમાન એક પાગલ વૃદ્ધ દ્વારા ન થવા દે. વાર્ધક્યના અંગે તેમનું મગજ ખરાબ ન થયું હોત, તો તેઓ આ રીતે પોતાના વંશનો ઉચ્છેદ કરત નહિ. તારા સિવાય બીજા પણ ઉત્તરાધિકારી છે, એમાનાં કોઈને દાન આપી શકે છે. મેં સાંભળ્યું છે, વીલમાં એવી વ્યવસ્થા છે કે સીતા પોતાની ઈચ્છા મુજબ ગમે તેને સંપત્તિ આપી શકે છે. બીજી એક વાત કહું—આજ સીતા લગ્ન કરવા નથી ઈચ્છતી, પણ એ તો સંપત્તિ મેળવવાની એક તરકીબ છે. વૃદ્ધને ઠગવાની આ એક સુંદર ચાલ છે. જો તેણે લગ્ન કર્યાં હોત, તો આ સંપત્તિ તેને મળત નહિ; અને દાદાને ન છૂટકે બધું તને જ આપવું પડત. સીતાની ચાલાકી બીજા કોઈ ન સમજી શક્યા હોય, પણ હું સમજી શકું છું. તે લાખ માણસની આંખમાં ધૂળ નાખી શકે છે. પણ મારી આંખમાં નાખી શકતી નથી. તું એ પણ જોઈ શકીશ કે વૃદ્ધના મૃત્યુ પછી તરત જ સીતા લગ્ન કરશે...અને તારી સંપત્તિથી તું હંમેશ માટે વંચિત રહીશ."

જ્યોતિર્મય મૌન રહ્યો. ઈભા અસ્ફુટ સ્વરે કંઈક કહેવા જતી

હતી; પણ જયંતીએ તીવ્ર સ્વરે કહ્યું: "તું હવે રાખ ઈભા, સીતા-નો પક્ષ લઈને વાત કહેવા મેં તને બોલાવી નથી. હું એને જેટલી ઓળખી શકી છું, એટલી તું ઓળખી શકી હોત, તો તારું શિક્ષણ લાજવાત નહિ. હું તો માનતી હતી સીતા એક ગામડીયણ છે... પણ એ આટલી ચતુર હશે એવું મેં સ્વપ્ને ય નહોતું જાણ્યું."

માનો નિષેધ ન માનતાં ઇભા બોલી ઉઠી: "સીતા બહેન સ્કોલર શીપ લઈને મેટ્રીક પાસ થયેલ છે ભાઈ. મા એને અશિક્ષિત કહે છે, પણ હું જાણું છું કે તે મારા કરતાં યે વધારે શિક્ષિત છે."

"વળી પાછી બોલી ઇભા! ના પાડું છું છતાં કશું સાંભળતી નથી?" જયંતીએ ધમકાવતાં કહ્યું.

ઇભા તરત બહાર જવા તૈયાર થઈ.

જયંતીએ સાદ કરતાં કહ્યું: "તારા ભાઈ માટે ચા વગેરે લઈ આવ, મોડું ન કરીશ."

એકદમ જ્યોતિ બોલ્યો: "ના કાકી, હું જમીને આવું છું. હવે હું રજા લઈશ, રાત થવા આવી છે."

તે ઊભો થયો. જયંતી બોલી: "મારી વાત તું સમજી શક્યો છે ને?"

જરા હસીને જ્યોતિ બોલ્યો: "હા કાકી. પહેલાં દાદાનો દેહ ત્યાગ થવા દો, તે પહેલાં કશું થશે નહિ. હમણા ચુપચાપ રહેવામાં જ સાર છે."

"ઇભાના લગ્નના દિવસે જરૂર આવજે."

"હા...મને ખબર મોકલજો." નમસ્કાર કરી જ્યોતિમંય વિદાય થયો.

# ૩૭

કાશી પહોંચ્યા પછી ચાર પાંચ દિવસે સીતાને છબાનો એક લાંબો પત્ર મળ્યો.

યાત્રામાં ફરતાં ફરતાં એક વર્ષ થઈ ગયું છે. સીતા થાકી ગઈ છે, પણ અતિ વૃદ્ધ દાદા થાક્યા નથી. જે વયમાં માણસ સ્થવિર બને, તે વયમાં તેઓ એક નવયુવક માફક ઉત્સાહ સહિત ફરી રહ્યા છે. વચ્ચે કેટલાક દિવસ તેઓ નબળા થઈ ગયા હતા—ઉઠતા...ચાલતાં ઢીંચણ દુઃખતા હતા. પણ એ નિર્બળતા હવે તેમનામાં નથી રહી.

કાશીથી કલકત્તા જવાનું નક્કી થયું હતું. કાલીઘાટ, તારકેશ્વર વગેરે સ્થાનો જોઈને તેઓ રામનગર જવાના હતા. આનંદથી વૃદ્ધનું હૈયું ભરાઈ ગયું હતું. તેઓ વારંવાર કહેતાઃ "આ વખતે મારાં આગળાં પાપ કપાઈ ગયા બહેન, હવે હું એ લોકો પાસે જઈ શકીશ."

તેઓ જેમ જેમ આનંદ પામતા, તેમ તેમ સીતાનું હૈયું વિષાદથી ભરાઈ જતું. સ્વપ્ન પર વિશ્વાસ ન હોવા છતાં વૃદ્ધની હતા ભરી વાત સાંભળીને તેના મનમાં થતું, કદાચ સ્વપ્ન સાચું પડે...ઘણીવાર સ્વપ્નદ્વારા ભાવિષ્ય દેખાવ દે છે

કાશીમાં આવીને બિહારીલાલ ભારે આનંદમાં આવી ગયા હતા. એમની સાથે રાખાલ, ગુમાસ્તા મોહિનીબાબુ, બે જૂની દાસીઓ

ગૌરી અને ક્ષમા આવ્યાં હતાં. દશાશ્વમેધ ઘાટની બાજુમાં જ તેઓએ એક નિવાસસ્થાન લીધું હતું.

ઇભાએ રામનગર પત્ર લખ્યો હતો. તેણે વિચાર્યું હતું, આટલા દિવસે સીતા રામનગર આવી ગઈ હશે. બધા કાશી આવ્યા છે. એ સમાચાર જાણીને સુશીલબાબુએ ઇભાનો પત્ર કાશીના સરનામે મોકલી આપ્યો.

કવર પર ઇભાના હસ્તાક્ષર જોઇને સીતા ઓળખી ગઇ. ઘણા લાંબા સમય પછી તે આજ ઇભાનો એક પણ પત્ર મળ્યો નહોતો. એટલે આજ એનામાં આતુરતાની સીમા નહોતી.

ઇભા માટે સીતાને ખૂબ જ ચિંતા રહ્યા કરતી હતી. ઇભા પર કેવોયે જુલમ ગૂજરતો હશે અને ઇભા કેટલાં આંસુ સારતી હશે, એ કલ્પના સીતાને સતત સતાવ્યા કરતી હતી. ઇભાના સમાચાર જાણવા માટે તે ખૂબ જ આતુર રહેતી, પણ એના સમાચાર કોણ મોકલે !

આજ ઇભાનો પત્ર મળતાં તો શરૂમાં જાણે અડધી ચિંતા હળવી થઇ ગઈ. તેણે તરત પત્ર ખોલ્યો. ઇભા લખતી હતી:—

" પ્રિય બહેન,

ઘણા સમય પછી આજ તમને પત્ર લખવા બેસું છું. મેં વિચાર્યું હતું, હવે પત્ર લખીને તમને ચિંતામાં નહિ મૂકું, પણ ન છૂટકે આજ પત્ર લખવા બેસું છું. મારી વાત તમારી આગળ ન કહું, તો કોની આગળ કહું ? મારી વાત સાંભળનાર તમારા સિવાય અન્ય કોઈ નથી.

મારાં લગ્ન થઇ ગયાં છે. આજ સાત માસથી હું હિન્દુસમાજની વિવાહિતા નારી થઇ છું. રામનગરથી આવ્યા પછી માએ

પોતાની હઠને લીધે મારાં લગ્ન તત્કાળ કરી નાખ્યાં હતાં; તે અતાવળા માગતાં હતાં કે હું મારી કન્યાને પરણાવી શકું છે કે નહિ. લગ્ન વખતે તમારા પર કંકોત્રી મોકલવામાં આવી હતી; પરંતુ તમે એ પહેલાં જ યાત્રાએ નીકળી ગયા હતા—એટલે તમને કંકોત્રી મળી નહિં હોય. સુશીલાભાઈએ તમારા પર એ કંકોત્રી ચાહીને મોકલી નહિં હોય.

તમે જરૂર જાણવા ઇચ્છશો કે જે મારા સ્વામી થયા છે,—જેના હાથમાં માતાએ પોતાની એકની એક લાડકી કન્યા સોંપી છે,—તે કેવા હશે! બહેન, મારા માટે તો બેહુદનું ઘર જ સારું હતું. આ ત્રણ માળના મકાન કરતાં, ગામડાના સામાન્ય કષ્ટને હું કદી પણ દુઃખ તરીકે માનત નહિં. અહિં તો પારાવાર દુઃખ છે બહેન! મારા હૈયા વચ્ચે જાણે કોઈ ઘણના પ્રહાર કરી રહ્યું છે.

તમે કહેશો—હું કંઈ બાળક નહોતી...શા માટે લગ્નનો વિરોધ ન કર્યો; પરંતુ એવું નહોતું. રામનગરમાં રહેતાં ત્યારે એક દિવસ મેં માના પગ પકડીને રડતાં રડતાં કહ્યું હતું—મને આ રીતે દુઃખના અનંત સાગરમાં ફેંકી ન દો! મારી સ્નેહમયી માતા ઘડીભર લાલ નેત્રે મારા સામે જોઈ રહી. ત્યાર પછી પગ છોડાવીને ચાલી ગઈ. એની વાત મારા હૈયને લાગી, હું સમજી કે આ તેમનો ઉત્તર છે. આ ઉત્તરમાં મારા પ્રત્યે ભરપુર તિરસ્કાર હતો. મેં મનથી પ્રતિજ્ઞા કરી—'માને જે કરવું હોય તે કરે...હું એમાં કોઈ જાતનો વિરોધ નહિં કરું.'

તમારો ઉપદેશ મનમાં જાગ્યા કરતો હતો બહેન,—સંતાન ઉપર જોર કરવાનો અધિકાર માનો છે. મારા મનમાં આ ભાવ તમે શા માટે ભર્યો હતો બહેન? આજ મનમાં થાય છે, તમારો આ ઉપદેશ

હૈયામાં ન લીધો હોત, તો આજ મારે આ રીતે દેહ અને મન સાથે રમત રમવી ન પડત.

જ્યારે લગ્ન થયાં, ત્યારે હું સ્વામી તરફ આંખ ઉંચી કરીને જોઈ શકી નહોતી. ત્યારે મારા મનમાં થતું–મારા પર કાયમી અધિકાર ભોગવનારૂં કોણ આવી ચડયું ? કોના માટે આસન પાથર્યું હતું, કોના માટે હૈયામાં સ્થાન થયું હતું, કોના માટે પૂજન સામગ્રી એકઠી કરી હતી, અને કોણ આવીને તે આસન પર બેઠું......કોણે આવીને પૂજન સામગ્રી ઝૂંટવી લીધી ? મનમાં એ વખતે આગ સળગતી હતી, પણ તમારો ઉપદેશ આંખ સામે આવીને કહેતો–મા જે કરે છે તે સંતાનના કલ્યાણ માટે જ કરે છે.

કલ્યાણ માટે ? હાય, આજ મન ચીત્કાર કરે છે–' ઓ મારી કલ્યાણમયી મા, તેં મારૂં શું કલ્યાણ કર્યું ? ' મનમાં થાય છે છૂટીને મા પાસે જઉં અને તેનું ગળું બંને હાથે પકડી હૈયા વચ્ચે મોઢું રાખીને પૂછું–' મા, આ હૈયામાં સંતાનના કલ્યાણની ભાવના ભરી છે...પણ એ ભાવના તારા પ્રાણમાં શા માટે ન ઉભરાણી ! '

મા તો માને છે–પૈસાદારની પત્ની થવું એવી દરેક નારીની આંતરીક ઇચ્છા હોય છે. પરંતુ નારીની પ્રાર્થના હંમેશા સત્‌ચરિત્ર પુરુષની હોય છે, તેં તેઓ સમજી શકયા નહિં. મારા સ્વામી પૈસાદાર છે, પૈસાની ચાદર પાછળ તેના સઘળા દોષ ઢંકાઈ ગયા છે. પણ ચાદર ઉંચી કરીને કોઈ જુવે તો તે સ્વેચ્છાચારી વિલાસી, ચરિત્ર હીન અને શરાબી દેખાશે. ઓહ આવા લંપટ નશાખોરના હાથમાં મેં મારી કાયા કોઈ નિર્જીવ વસ્તુ માફક સોંપી દીધી છે. તેઓ એટલું જ જાણે છે–નારી એટલે વિલાસનું ઉપકરણ. તે જાણે છે—નારીને ધક્કો મારીને દૂર કરી શકાય છે, અને જ્યારે જરૂર પડે ત્યારે

એક જ સાદ કરીને બોલાવી શકાય છે. આના કરતાં મારા માટે ખેડૂતનું ઘર ઘણું સારું હતું બેન! ખેડૂતના પ્રાણમાં નારી પ્રત્યે જેટલું સન્માન છે, એટલું સન્માન શહેરી શ્રીમંતોના પ્રાણમાં હોતું જ નથી. એ બધા પૈસાદાર ગૃહસ્થો સ્ત્રીને પોતાના શોખનું એક હરતું ફરતું રમકડું જ માને છે.

આમાંથી મને છૂટકારો મળે તેમ છે? હા...આત્મહત્યા સિવાય બીજો કોઈ માર્ગ ક્યાં રહ્યો છે? આ એક પ્રકારની આત્મહત્યા છે બહેન, મારી જાતે જ હું મારી હત્યા કરી રહી છું. સાંભળ્યું છે કે માણસ મરી જાય તો પણ એનો સુક્ષ્મ આત્મા સુખ દુઃખનો અનુભવ કરે છે. હું પણ મરી ગઈ છું, પરંતુ બોધ શક્તિ ગઈ નથી બહેન,– તેથી જ સુખદુઃખ સમાનભાવે આજ પણ અનુભવી રહી છું. એ વસ્તુને કોઈપણ ઉપાયે હડસેલી શકાતી નથી.

મારું માનવું છે—સુખજો હોય તો તે દરિદ્રના ઘરમાં છે,—પૈસાદારના ઘરમાં નથી! રસ્તામાં કોઈ ભીખારીને ભીખ માગતો જોઉં છું ત્યારે મને થાય છે કે હું એ વર્ગમાં રહી હોત તો સારું થાત.

તમે કહી શકશો બહેન—હું શા માટે જન્મી, અને જન્મી તો શા માટે મરી ન ગઈ. હું મારી વાત કોઈને કહી શકતી નથી,–મારી વ્યથા મારા હૈયા વચ્ચે દબાયેલી રહેશે...જ્યારે ચિતામાં હું બળીશ ત્યારે તે ખાખ થઈ જશે.

મારા મનમાં શું થાય છે તે જાણો છો? મનમાં થાય છે, કોઈ ખરાબપળે હું રામનગર આવી હતી! મારું અંતર દર્પણ જેવું સ્વચ્છ અને નિર્મળ હતું; ત્યારે હું ઉગ્ર પ્રકૃતિની હતી...મને જે સારૂં લાગતું તે કરી નાખતી: મના અન્યાય સામે હજાર માથું ઉંચકીને સંભળાવી દેતી.

બ્હેન ઘણી વાતો કહી રહી છું, કશું મનમાં લાવશો નહિ. મને લાગે છે કે મારૂં માથું ખરાબ થઇ ગયું હશે. ખરે એમ જ છે નહિ તો, તમારા પર આટલો પ્રેમ હોવા છતાં હું તમને જ બધા દોષનું મૂળ શા માટે માનું ?

મા જ્યારે મને શિખામણ આપતી, ત્યારે મને ખૂબ જ હસવું આવતું, મા એ મને કહ્યું હતું,—સીતા સાથે હળીમળીને રહી એમાં જ તારો ગોટલો વળી ગયો. તને કલકત્તા ન લાવી હોત તો તું સાવ બગડી જાત. સીતાની ઇચ્છા હતી, તારાં લગ્ન પ્રશાંત સાથે કરવાં.

એમાં સીતાનો કેટલો સ્વાર્થ હતો તે તું કેવી રીતે સમજે ! પ્રશાંત સીતાનો ભાઇ થાય, લગ્ન વખતે જે કંઇ દેવાત તે બધું પ્રશાંતનું થાત ! આ સાંભળીને મને હસવું આવ્યું હતું. હાય, દુનિયામાં શું કોઇ સારાને ઓળખી શકતું નહિ હોય ? તેથી જ સાચું પાછળ રહી જાય છે અને અસત્ય સહુની સામે ઉભું રહે છે. યશ અને કીર્તિ અસત્યને જ મળે છે; હું આ પ્રમાણે અનુભવી શકું છું. પૈસાદારના બગીચાના ફુલો...જેમાં રૂપ જ હોય છે સુગંધ હોતી નથી...તેને લોકો ખૂબ વખાણે છે. પરંતુ વનમાં કેટલાંય ફુલો રૂપ અને સૌરભ વેરતાં હોય છે, કોઇ એની સંભાળ પણ રાખતું નથી. તેઓ સ્વયં ખીલે છે અને સ્વયં ખરી પડે છે અને સ્વયં વાયુ સાથે રમે છે સંસારમાં સત્યની આ દશા છે !

અહીંથી અટકું છું બ્હેન,-લાંબો પત્ર વાંચવામાં અકળાશો નહિં. લગનના સમાચાર દેવા જતાં ઘણી વાતો લખાઇ ગઇ. મને બીજા કોઇ આશીર્વાદ આપશો નહિ......માત્ર એક જ આશીર્વાદ આપજો કે......હું વધારે સમય જીવતી ન રહું અને આ નર્કના મુખમાંથી છૂટકારો મેળવું. મૃત્યુ સિવાય મને કોઇ મુક્તિ આપી

શકે તેમ નથી. હું પણ મૃત્યુ તરફ ધસવા પ્રયત્ન કરી રહી છું. મૃત્યુ મારો પોકાર જરૂર સાંભળશે. એવી મને શ્રદ્ધા છે. મારા જેવી દરેક દુઃખી નારીઓએ મૃત્યુને પોકાર કર્યો છે અને મૃત્યુ એક માડીજાયા ભાઈ માફક આવીને દુઃખી બહેનને ભેટયું છે.

બહેન, મને એવો આશીર્વાદ આપો,–મારા જીવન બંધનો શિથિલ બને અને હું મૃત્યુને ભેટી નવા જીવનનો લાભ પામું.

આ રીતે અસ્વાભાવિક જીવન જીવવું એ ખરેખર મારા માટે અસહ્ય છે. મનમાં એક જ દુખ સાલ છે–હું કશું મેળવી શકી નહિ, મારૂં સઘળું વ્યર્થ થઇ ગયું. સંસારે તો પોતાનું લહેણું પાઇએ પાઇ લઇ લીધું...મને કેવળ રાખ આપી.

મારા નમસ્કાર સ્વીકારજો...દાદાને પણ મારા નમસ્કાર પહોંચાડજો.

તમારી સ્નેહમયી ઇભા"

સીતા સુનમુન થઇને બેસી રહી. સામે ખુલ્લો કાગળ પડયો રહ્યો. પવનના એકાદ હિલોળાથો કાગળ જરા દૂર ઉડીને જઇ પડયો તે ખ્યાલ સીતાને રહ્યો નહિ. તેના મનમાં ઇભાનો પ્રશ્ન લાખ લાખ વેદનાઓ જગાડી રહ્યો હતો.

આહા, બિચારી કેટલું સહી રહી છે...કેટલી વેદના પચાવી રહે છે. જગત કોઇ દિવસ કોઇના સામે નજર રાખતું જ નથી. મા પણ સંતાનનું દુઃખ જોવા તૈયાર નથી. માની મમતા અને બુદ્ધિ પણ પરિવર્તન પામી છે.

"સીતા બહેન..." કહેતાં કહેતાં બિહારીલાલ ઓરડામાં આવ્યા. તેમનું મોઢું આનંદમાં હતું. એમની દષ્ટિ આનંદથી ઉજ્વળ બની હતી તે-બોલ્યા; આજતો ભારે સુંદર દષ્ય જોયું સીતા ! એ નાના સન્યા-સીને જોડવાનું મન થતું નથી કેવું તેનું રૂપ...કેટલો મધુર ચહેરો

... જો તું એક વાત તેને ભુલે તો કોઈ દિવસ તેને છોડે નહિ."

સીતા નીરવ ભાવે વૃદ્ધ દાદાના આનંદ ભર્યા નયનો સામે જોઈ રહી, એક શ્વાસે આટલું કહીને દાદાએ સીતાના ચહેરા સામે જોયું ...જોતાંજ તેમને થયું, સીતા કંન્યાઓની વાત સાંભળી શકી નથી ...તે કંઈક વિચારી રહી છે. ધારીને જોયું તો સીતાનો ચહેરો ઝંખવાયેલો લાગ્યો.

આજ વળી શું થયું હશે ? વૃદ્ધની કાયામાં તો આ પ્રવાસથી નવું જીવન આવી ગયું હતું, સીતાનો વિષાદ પણ દૂર થયો હતો. થોડીક સીતા સામે જોઈને દાદાએ કહ્યું: " આજ તું કશું બોલતી નથી, શું થયું છે મા ? "

એક નિશ્વાસ નાખીને સીતાએ કહ્યું:" એવું કશું નથી થયું દાદા ઉભાનો પત્ર વાંચીને મન જરા ભારે થઈ ગયું છે, કશું ગમતું નથી."

બાજુના આસન પર બેસતાં બિહારીલાલે પુછ્યું: " ઉભાનો પત્ર આવ્યો છે ? તે શું લખે છે, ખાસ કંઈ...

"કાકીએ ઉભાના લગ્ન કરી નાખ્યાં છે દાદા. "

શાંતિનો વિશ્વાસ લઈને બિહારીલાલ બોલ્યા. " ભારે એ વાત તને જણાતી છે કેમ ? લગ્ન થવા—સારૂ થયું, એની મા એને સુજનના હાથમાં મૂકી એ આનંદની વાત છે. "

" આનંદના સમાચાર નથી, તેથ જ તેણે એક વર્ષ પછી સમાચાર લખ્યા છે દાદા કાકીએ આપના પર રોષ કરી પોતાની કન્યાનો ભવ બગાડી નાખ્યો છે, એક શરાબીના હાથમાં કન્યા અર્પણ કરી છે આપ એક વાર કાગળ સાંભળો દાદા, સાંભળીને એની સ્થિતિ બરાબર સમજી શકશો. "

દાદાએ કહ્યું:"કશી જરૂર નથી બહેન, મારે એ કાગળ સાંભળવો નથી."

મન વચ્ચે રહેલું અભિમાન કેવું જાગૃત થયું છે, તે સીતા સમજી શકી. બોલી: "કાગળ તમારે સાંભળવો જ પડશે દાદા, ખરેખર ઇલા કમનસીબ છે ! એના દુઃખમાં દિલાસો આપનારૂ પણ કોઇ નથી. મા પ્રત્યેનું સંતાનનું કર્તવ્ય બજાવવા જતાં તેણે પોતાની જાત ફના કરી નાખી છે...છતાં મા એની વ્યથા સમજી શકી નથી; એના તરફ જોતી પણ નથી. એણે વ્યથા હૈયા પર લીધી છે એના બદલામાં તે મૃત્યુને ભેટવા તે તૈયાર થઇ છે. ઘણા દુઃખ સાથે તેણે આજ મનની વાત પોકારી છે. આપને આ વાત સાંભળવી પડશે દાદા...સાંભળ્યા વગર નહિ ચાલે."

સીતા આખો પત્ર વાંચી ગઇ, દાદા નિસ્તબ્ધભાવે સાંભળી રહ્યા.

પત્ર પુરો થયા પછી સીતા બોલી: "કાકી રોષના કારણે કન્યાનો સર્વનાશ ન જોઇ શક્યાં. ફુલ જેવી દિકરીને બળગતી આગમાં ધકેલી દીધી. પણ દાદા, બધી ભૂલ એક દિવસે નજરે ચડશે. પરંતુ એ વખતે ભૂલ સુધારવાનો માર્ગ નહિ હોય. કાકીને પોતાના દોષનો અગ્નિ જીવન ભર જીરવવો પડશે."

બિહારીલાલ વિચારમાં પડી ગયા. એમના ચહેરા પરનો આનંદ ઉડી ગયો, ધીરેધીરે અંધકાર છવાતો ગયો. સીતા દાદાના ચહેરા સામે ઘડીભર જોઇને બોલી: "ચાલો દાદા, મોડું થયું છે, થોડું જમી લો."

"હં...ચાલો."

બિહારીલાલે ઉભા થતાં થતાં કંઇક વિચારમગ્ન ભાવે કહ્યું: "સીતા, કાલ આપણે કલકત્તા જઇએ, સરસામાનની વ્યવસ્થા આજે જ કરાવી લેજે."

સીતાએ વિસ્મયથી કહ્યું: " આવતી કાલે દાદા ? તમે કહેતા હતા ને કે અહીં એક માસ રોકાવું છે ! "

ઝાંખા હાસ્યસહ દાદા બોલ્યા: " વિશ્વનાથ દાદાના દર્શન થઇ ગયાં એટલે પત્યું...નકામા દિવસો બગાડવામાં શો લાભ ? કલકત્તા ગયા પછી કાલીઘાટ અને તારકેશ્વરનાં દર્શન કરી લઇશું, ત્યાર પછી ઘેર જઇશું. ઘણા દિવસથી ઘર છોડયું છે...જીવ ઘેર જવા તલસી રહ્યો કદાચ મૃત્યુ આવે તો બાપદાદાના ઘરમાં જ એને ભેટવું જોઇએ, બહાર મરવાની મારી ઇચ્છા નથી. "

## ૩૮

કલકત્તામાં રસારોડ પર રહેઠાણ કર્યું હતું. અહીંથી કાલીઘાટ નજીક પડતો એટલે હંમેશ દર્શન કરી શકાતાં.

સીતાને ખૂબ જ ઈચ્છા હતી કે ઈલાના ઘેર જઈ એકવાર તેને મળવું. પરંતુ કાગળમાં ઇલાએ ચાહીને સરનામું નહોતું લખ્યું; કારણ સીતા પત્ર લખેને! સરનામાના અભાવે સીતા ઈલાને મળવા જઈ શકી નહિ.

તારકેશ્વર અને કાલીઘાટની યાત્રા થઈ ગઈ. વધુ બે દિવસ રોકાવાની સીતાને ઈચ્છા હતી; પરંતુ બિહારીલાલ સંમત ન થયા, તેમનો પ્રાણ રામનગર તરફ દોડયો હતો. તેઓ હવે એક પળ માટે પણ ક્યાંય રોકાવા ઈચ્છતા નહોતા.

ગુમાસ્તાએ સુશીલબાબુને તારથી જણાવ્યું, જમિનદાર આવે છે; સ્ટેશન પર બે પાલખીની વ્યવસ્થા કરો.

બપોરે જે ટ્રેન ઉપડતી હતી, તે ટ્રેનમાં જવાનું બિહારીલાલે નક્કી કર્યું હતું. સમયસર સીતા અને દાસ દાસીઓને લઈ તેઓ સેકન્ડ ક્લાસના ડબ્બામાં બેસી ગયા.

ટ્રેન ઉપડવાને હજી વાર હતી. સામેના પ્લેટફોર્મ પર અનેક માણસો આવજા કરતા હતા. સીતા સામાન્ય ભાવે જોતી હતી.

કેટલાય માણસો સીતાના ગુલાબ જેવા ચહેરા સામે જોતા ગયા, પરંતુ સીતાની નજર એ તરફ નહોતી. તે વિચારતી હતી–ઈલાને મળી શકાયું નહિં...હવે જીવનમાં કદી મળી શકાશે પણ નહિ. કલકત્તા આવતી વખતે તેના હૈયામાં આનંદનો પાર નહોતો. આશા હતી, ઈલાને મળી શકાશે અને એના વ્યથિત જીવન પર સાંત્વન આપી શકાશે. પણ એ આશા ન ફળી......કલકત્તા છોડતી વખતે તેના હ્રયામાં આનંદના બદલે વિષાદ ઉભરાઈ રહ્યો હતો.

કોઈ જાતના હેતુ વગર તે લોકોની આવજા જોઈ રહી હતી, અચાનક એક વ્યક્તિ પર નજર પડતાં તે ચમકી ગઈ અને તેનો ચહેરો ઝાંખો પડી ગયો. તેના મોઢામાંથી એક અસ્પષ્ટ શબ્દ બહાર નીકળતાં નીકળતાં રહી ગયો. વિસ્મયથી તેણે ફરીવાર એ તરફ જોયું.

હા, આ તે જ છે. કોટ પાટલુન અને હેટમાં હોવા છતાં સીતા તેને ઓળખી શકી;–આ જ્યોતિર્મય સિવાય અન્ય કોઈ નથી. તેની બાજુમાં એ સુંદરી યુવતી કોણ હશે? જે હસતાં હસતાં કોઈ અન્ય યુવક સાથે વાતો કરતી ચાલી રહી છે!

સીતા ફાટી આંખ્યે જોઈ રહી શું આ પોતે જ્યોતિર્મયની સ્ત્રી? હા...જરૂર એ જ લાગે છે...ઈલાએ દેવયાની સંબંધી જે વાતો કહી હતી તે જ આ દેવયાની લાગે છે.

આ તો એમને યોગ્ય પત્ની છે...જ્યોતિર્મયની પડખે બરાબર શોભે છે! સીતામાં એવું શું હતું કે એ સ્થાનનો અધિકાર મેળવી શકે! એની સ્પર્ધા અન્યાય ભરી કહેવાય! શરમથી સીતાનું ગૌર વદન લાલ થઈ ગયું. છી...જ્યોતિર્મયે સીતાને કેવી હીન કલ્પી હશે! તે એમજ માનતા હશે, સીતા તેમને મેળવવા માટે અધીર થઇ ગઈ

હશે. કદાચ આવી વાતો તેમણે દેવયાનીને કરી પણ હોય. અને બંને આવી વાતો પર ખૂબ હસ્યા હોય. દેવયાનીએ કદાચ સ્ત્રી સુલભ અભિમાનને વશ થઇ કહ્યું હશેઃ "તો પછી તમે સીતા સાથે શા માટે લગ્ન ન કર્યાં, એ તો તમને ચાહે છે." આના જવાબમાં જ્યોતિર્મયે જોરપુર્વક કહ્યું હશે–"હું સીતાને જોવા પણ ઇચ્છતો નથી."

સીતાનો સમગ્ર દેહ કાંટાથી વિંધાઇ ગયો. તે મોઢું ઉંચુ કરીને જોઇ શકતી નહોતી. પણ નહિ, આજ ભાગ્યયોગે જે અવસર મળ્યો છે, તે જતો કરવો ન જોઇએ. ભગવાને વગર માગ્યું જે સામે મુકયું છે, તેને સાર્થક કરી લેવું જોઇએ. જીવનમાં ફરી કોઇવાર જ્યોતિર્મયને જોઇ શકાશે કે નહિ તે કોણ જાણે છે?

જ્યોતિર્મય જરા આગળ ચાલતો હતો. દેવયાની અને ડાકતર દત્ત થોડા પાછળ વાતો કરતા કરતા ચાલતા હતા. પૂજાના દિવસો આવી રહ્યા હોવાથી ડાકતર દત્ત થોડાક દિવસો માટે દેવયાની અને જ્યોતિને પોતાના દેશ વારિશાલ તરફ લઇ જતો હતો. ઇચ્છા ન હોવા છતાં દેવયાનીના અતિ આગ્રહને વશ થઇ જ્યોતિર્મય સાથે આવ્યો હતો.

સીતા જ્યોતિર્મયના મોઢા સામે જોઇ રહી હતી. એ મોઢા પર આનંદની રેખાઓ કે ઉમંગની લહરીઓ નહોતી રહી. સીતાએ બરાબર જોયું–જ્યોતિના રેખા રહિત પ્રશસ્ત કપાળ પર ચિંતાની રેખાઓ વસી ગઇ છે. એનાં નયનોમાં તેજનો ચમકાર નથી. અંધકાર વચ્ચે એ નયનો જાણે મુંઝાઇ રહ્યાં છે.

જ્યોતિર્મય ટ્રેનના ડબ્બાઓ તરફ જોતો જોતો ચાલી રહ્યો હતો. અચાનક સીતા તરફ નજર પડતાં તે વજ્રહતની માફક અચ-

કાઇને ઉભો રહી ગયો. ફરીવાર તેણે સીતા તરફ જોયું તો સીતા ચરકીને કોઇ ન દેખે એ રીતે બેસી ગઇ.

જ્યોતિર્મયે અંદર નજર કરી તો તેનાથી સ્થિર રહી શકાયું નહિ. દાદાનો ચહેરો જોતાં જ તે હેટ જરા નીચી કરી એકદમ આગળ ચાલતો થયો. દેવયાની કેટલે પાછળ રહી ગઇ છે, એ જોવાની ક્ષમતા પણ તેનામાં નહોતી રહી. તેનો સમગ્ર દેહ દારુણ ઉત્તેજનના કારણે થર થર કંપતો હતો.

ટ્રેન ઉપડવાનો જ્યારે ઘંટ વાગ્યો, ત્યારે સીતાએ બારીમાંથી આગળ નજર કરી, જ્યોતિ એક ફર્સ્ટ ક્લાસમાં ચડતો હતો. સીતાએ એક નિશ્વાસ નાખ્યો. પ્રાણમાં સંચિત થયેલી વેદના કંઇક હળવી થઇ.

ટ્રેન ગતિમાન થઇ.

બંને બાજુ કેટલાય લોકાલય, કેટલાંય ધાન ભર્યા ખેતરો, કેટલાંય સુંદર વૃક્ષો, નદીઓ, તળાવડાંઓ વગેરે આવતાં અને જતાં; સીતા આ કોઇ દૃશ્યો જોઇ શકી નહિ. એની નજર દૂરદૂરના અનંત આકાશ પ્રત્યે સ્થિર બની હતી.

એક સ્ટેશને ટ્રેન ઉભી રહી. ગુમાસ્તાના આહવાનથી સીતા ચમકી ઉઠી. ઓહ, અહીં જ ઉતરવાનું છે. પોતાની ચિંતામાં તે એટલી વિભોર બની ગઇ હતી કે, ક્યાં ઉતરવાનું છે એ પણ તેને યાદ ન રહ્યું. છેલ્લા એક વર્ષથી તે અનેક સ્થળની મુસાફરી કરી રહી હતી, આવી ભૂલ ક્યાંય કદી બની નહોતી. આજ સૌથી પહેલાં દાદા કુમારના ઉતરી ગયા છે...પરંતુ અગાઉ સૌથી પહેલાં તે જ નીચે ઉતરી પડતી હતી.

એકદમ શરીર પર ચાદર ઓઢી લઇ તે નીચે ઉતરી પડી. આ

રીતે શરીરને ચારે બાજુ ઢાંકી તે કદી કોઈ સ્ટેશન પર ઉતરી નહોતી; કારણ, તે કદી શરમાતી નહોતી. આજ તેના મનમાં ફર્સ્ટ ક્લાસના એક ઉતારૂની વાત રમી રહી હતી. તે કદાચ બારી-બારેથી સીતા સામે જ જોઈ રહ્યા હશે....જાણે હમણાં જ સીતા એની આંખમાં સપડાઈ જશે.

પાલખી પ્લેટફોર્મની બાજુમાં જ આવી હતી. દાદા એક પાલખીમાં બેસી ગયા હતા. સીતાએ પાલખીમાં બેસતાં પહેલાં એક વાર છેલ્લાં દર્શનની આશાએ ફર્સ્ટ ક્લાસના ડબ્બા તરફ જોયું. જ્યોતિની વ્યગ્ર દૃષ્ટિ સીતાના વદન સામે સ્થિર થઈ હતી. સંકોચ પામતી સીતા એકદમ પાલખીમાં બેસી ગઈ.

ટ્રેન ગતિમાન બની. સીતાએ જોયું, જ્યોતિર્મય હજી પણ સ્થિર નજર જોઈ રહ્યો હતો.

ઘેર આવ્યા પછી સીતા આ વાત દાદાને કહી શકી નહિ. તેનું અંતઃકરણ ભારે અસ્વસ્થતા અનુભવી રહ્યું હતું. બિહારીલાલ જ્યોતિને જોઈ શક્યા નહોતા, કારણ કે જ્યોતિનો ચહેરો પહેલાં કરતાં ઘણો ફરી ગયો હતો. તદુપરાંત તેનો વેશ સાહેબના જેવો હતો.

જ્યોતિર્મયનો પડી ગયેલો ચહેરો જોઈને સીતા ખૂબ જ દુઃખ અનુભવી રહી હતી. તેના મનમાં થયું—કદાચ જ્યોતિર્મય સુખી થઈ શક્યો નથી, અથવા......

તરત તેના ચહેરા પર હાસ્ય પ્રગટ્યું. એ શું બની શકે, એ તો કેવળ મનની કલ્પના છે. દેવયાની જેવી સુંદર નારીનો જે સાથી છે, તે સુખી ન હોઈ શકે એવું બને ખરૂં! જ્યોતિર્મય જે ચહાતો હતો, મનમાં જે આદર્શ ઘડ્યો હતો, તેને અનુરૂપ સ્ત્રી તે મેળવી શક્યો છે, દેવયાનીએ સુયોગ્ય સ્વામી મેળવ્યો છે. ભગવાન, તમારી

પૂજામાં જ સીતાએ પોતાનું સમગ્ર જીવન બિછાવી દીધું છે, પરંતુ જીવંત રૂપે તમારી પૂજા કરી શકાઈ નહિ. તમે પત્થરના રૂપે મિથ્યા પૂજન ગ્રહી રહ્યા છો, સીતાની સત્ય પૂજા તો સાવ અધૂરી રહી ગઈ.

આજ સુધીની ભાવ ભરી પૂજાનું ફળ તેણે શું મેળવ્યું?... વ્યર્થતા! જેને હાથ અડાડે તે વ્યર્થ બની જાય. ભગવંત, વિશ્વના સંચાલક......

સીતાના બંને નયનો અશ્રુપૂર્ણ થઈ ગયાં. ભગવાન સામે હાથ જોડીને તે બોલી ઉઠી: " તમારી જ ઇચ્છા પૂર્ણ થાઓ પ્રભુ, તમે જે કંઈ કરો છો તે સર્વના મંગળ માટે જ કરો છો, આ વાત મારા હૃદયે અટલ રાખજો."

# ૩૯

આજ બિહારીલાલ અસમયે બહારની બેઠકમાંથી અંદર આવતા રહ્યા. દાસીએ સીતાને ખબર આપ્યા:—" દાદા અંદર આવ્યા છે અને આપને હમણા જ બોલાવે છે."

સીતા એ વખતે શિવપૂજા પુરી કરીને પ્રણામ કરી રહી હતી. તેના દીર્ઘકેશ ધરતી પર ઢળી પડયા હતા. દાસીના શબ્દો સાંભળીને તે તરત બહાર નીકળી. દાસી પાસેથી જાણ્યું—દાદાની તબીયત સારી નથી, બહારથી આવીને તરત પથારીમાં સુઈ ગયા છે.

સીતા એકદમ દાદાના ઓરડામાં ગઈ. બિહારીલાલ આંખો મીચીને પડખા ભેર પડયા હતા. સીતાનો પદ શબ્દ સાંભળીને તેમણે મોઢું ફેરવ્યું.

વ્યગ્રભાવે સીતા બોલી: " આપનો ચહેરો આવો કેમ દેખાય છે દાદા, શું કંઈ અસુખ થયું છે ?" કહી તેણે દાદાના કપાળ પર હાથ મુકયો.

શુષ્ક હાસ્યસહ બિહારીલાલ બોલ્યા: " હવે શું જુવે છે બેન, તારા દાદાએ આ વખતે સંસારની લેણદેણ પતાવીને વિદાયના માર્ગે

પગલાં માંડ્યા છે, હવે દાદા રહી શકશે નહિં. આ વખતે મારૂં બધું પુરૂં થવાનું બેન. તારા દાદા આ વખતે વ્યથા અને બળતરામાંથી મુક્તિ મેળવશે."

દાદાના વિચિત્ર હાસ્યથી સીતાના નયનો ભીનાં થઈ ગયાં. દાદા જોઈ જાય એ બીકે તેણે મોઢું ફેરવી લઇ, છલકાવતી આંખો લૂછી નાખી. ત્યાર પછી તે ગળગળા સ્વરે બોલી: "આ રીતે તમારી તબીયત ઘણીવાર બગડી ગઈ છે દાદા, એમાં આટલી ચિંતા શા માટે કરો છો ? તબીયત બગડી છે. તે સારી થઈ જશે."

"સારી થશે ?" વૃધ્ધે બંને કોણીપર ભાર દઇ બેઠા થવાનો પ્રયત્ન કરતાં કહ્યું: "શું–સારી થઇ જશે ? હજી પણ તું મને સારૂં થાય એવી પ્રાર્થના કરે છે સીતા ! ના બ્હેન, હવે એવી કામના કરીશ નહિ. હવે મને જવા દે, મારા વિદાય માર્ગે તું હવે વચ્ચે ન આવીશ. પ્રાર્થના કર...બેન, પ્રાર્થના કર...આ પથારી મારી છેલ્લી પથારી બને...મારે ફરીથી બેઠું ન થવું પડે."

ખરેખર એમ જ બન્યું.

વૃદ્ધની તબીયત દિવસે દિવસે બગડવા માંડી. અંતે વૈદ્યે પણ આશા છોડી દીધી.

વૃદ્ધના ચહેરા પર તૃપ્તિ ભર્યું હાસ્ય ખીલી ઉઠ્યું. સુશીલબાબુ સામે જોઇને તેમણે કહ્યું: "બચી ગયો, હવે મારે દવા નહિં ચાટવી પડે ! આટલું હોવા છતાં સીતા વાત માનતી નથી...રડી કકળીને પણ દવા ચટાડે છે...ચટાડશે. હું જાણી ગયો છું–આ મારી છેલ્લી પથારી છે. મારાં જે કંઇ પાપ હતાં, તે તીર્થદર્શનથી વિરામ થઈ ગયાં. હવે મારે જવું જ જોઇએ. વૈદ્યની દવા ખવરાવીને મારા વ્યથાતુર પ્રાણને આ તૂટેલા પીંજરમાં હવે રાખી શકાય તેમ નથી. મારી

સાચી દવા ગંગાજળ છે...ઇશ્વરનું નામ સ્મરણ છે. મને એ નામ સંભળાવો અને ગંગાજળ પાયા કરો "

તેમણે એક નિશ્વાસ નાખ્યો. આંખો લૂછતી લૂછતી સીતાએ દાદાના મોઢામાં ગંગાજળ રેડયું.

સંતોષથી જળપાન કરીને તેમણે શાંતિનો એક શ્વાસ લીધો અને કહ્યું: "હાશ! હવે થોડું ઘણું જીવું એ દરમ્યાન મારા મોઢામાં ગંગાજળ નાખતા રહેજો...સુશીલ, બધાને ખબર દે...હું બધાને છેલ્લીવાર જોઈ લઉં."

હજી એમનામાં વાત કહેવાની શક્તિ હતી. એમના અંતિમ સમયના સમાચાર સાંભળીને સગા સંબંધીઓ મિત્રો આવી પહોંચ્યા. કરુણ વિલાપ ધ્વનિથી ચારે દિશા ભરાઇ ગઇ.

દાદાએ ઘણા કષ્ટ સાથે હાથ ઊંચો કરીને કહ્યું: "ચુપ..."

સીતાએ ગળગળા સ્વરે કહ્યું: "સુશીલભાઈ બધાને શાંત રહેવાનું કહો,—દાદા શું કહેવા માગે છે તે સાંભળી લો."

સીતાએ દાદાના મોઢામાં ગંગાજળ રેડયું. પાણી પીધા પછી તેમણે સુશીલબાબુ સામે જોયું. કંપતા સ્વરે કહ્યું: "તને વિશ્વાસપૂર્વક રાખતો જાઉં છું, સુશીલ...બધી સંભાળ બરાબર રાખજે ભાઇ."

સુશીલબાબુએ એમના કાન પાસે મોઢું રાખીને કહ્યું: "હું આપના વિશ્વાસને યોગ્ય કામ કરીશ...આપ કશી ચિંતા કરશો નહિ, હું સઘળો ભાર લઉં છું."

મૃત્યુમલિન વદન ઉજ્વલ બની ગયું. તેમણે આડું અવળું જોતાં કહ્યું: "સીતા..."

સીતાએ દાદાના મસ્તકને સરખું કરતાં કહ્યું: "હું આપની પાસે જ છું દાદા."

હાંફતા હાંફતા દાદાએ કહ્યું: ,, 'બ્હેન, મારા શ્રીધરની અને અતિ-થિઓની સેવા..."

હાંફણુ ચડવાના કારણે તેઓ વધુ બોલી શક્યા નહિ.

સીતાએ દાદાના કાન પાસે મોઢું રાખીને દબાયેલા સ્વરે કહ્યું :" શ્રીધરનો ભાર મારા ઉપર; અતિથિસેવાનો ભાર પણ મારા ઉપર ...આપ નિશ્ચિંત રહો, ભગવાનનું નામ સંભારો...અમારી ચિંતા છોડી દો. "

સીતાનો હાથ છાતી પર લઇને મરણ પથારીએ પડેલા દાદા સ્થિર નેત્રે તેના સામે જોઇ રહ્યા. તેમના નયન કિનારે બે ચાર અશ્રુ છલકી ઊઠયાં.

"રડો છો શા માટે દાદા ! આપતો આપના સંતાનો પાસે જઇ રહ્યા છો ત્યાં સહુ આપની રાહ જોઇ રહ્યા છે. પછી આપ રડોછો શા માટે ? "

વૃદ્ધનાં આંસુ લુછવા જતાં તે પોતેજ રડી પડી.

ભટ્ટાચાર્ય મહાશય કંપિત સ્વરે ઉચ્ચાર કરવા લાગ્યા: " ગંગા નારાયણ બ્રહ્મ...ગંગા નારાયણ બ્રહ્મ...,,

" દાદા...દાદા..."

ભારે થઇ ગયેલા સ્વરે સુશીલે કહ્યું: " હવે ન બોલાવીશ સીતા, હવે દાદા અનંત માર્ગે જઈ રહ્યા છે,—જોતી નથી...આંખો મીંચાવા માંડી છે...ચિર નિદ્રાની શરૂઆત થઈ છે....હવે તેમને ન બોલાવીશ."

આર્ત સ્વરે સીતા બોલી: " એક વાત સાંભળતા જાઓ દાદા, હજી સુધી હું અસલ વાત પૂછી શકી નથી...પછી સમય મળશે નહિ."

ફરીવાર તેણે સાદ કર્યો: ." દાદા, એક વાત સાંભળતા જાઓ.... એક વાત..."

વૃધ્ધે પ્રાણપણે આંખ્યો ખોલી અને સીતા સામે નજર માંડી.

" દાદા, જો તમારા પૌત્ર પાછા આવે, જો તે સદ્‌ભાવથી સંપત્તિ સંભાળી લેવા ઇચ્છે, તો હું એમને એમની સંપત્તિ પાછી આપી દઉં ને ! આટલી જ વાતનો ઉત્તર આપતા જાઓ."

વૃદ્ધના બન્ને નયનો ફરી આંસુ ભીનાં થઈ ગયાં. સીતા બરાબર સમજી શકી, આજ અંતિમ શય્યા પર પોઢીને તેમણે પોતાના ધર્મ–ત્યાગી પૌત્રને ક્ષમા આપી છે.

તેમના સુકાઈ ગયેલા હોઠ કંપવા માંડયા. સીતાએ ગંગાજળ રેડતાં રેડતાં વ્યગ્ર સ્વરે પૂછયું: ' કહો દાદા..., કહેતા જાઓ... આપના પૌત્ર આવીને બધું માગે તો હું આપી શકું છું ને ?"

" હે...જો..." આટલું કહેતાં જ દાદાનું માથું ઢળી પડયું, હૃદયની ક્રિયા સ્થંભી ગઈ. હાહાકાર મચી ગયો. ભટ્ટાચાર્ય મહાશય આંસુ લૂછતા ' ગંગા નારાયણ બ્રહ્મ'નો જાપ કરી રહ્યા હતા.

સીતા દાદાના વદન સામે જોઇને આંસુ લૂછવા માંડી. આહ... જતાં જતાં દાદા ઘણી શાંતિ આપતા ગયા, એમની અનુમતી વગર આ ભાર કોઈને સોંપી શકાત નહિં.

કેવું શાંત વદન ! પાંચ મિનિટ પહેલાં આ ચહેરો અસહ્ય વેદનાથી વિકૃત બની ગયો હતો...જરૂર જે વાત સીતાના હૈયામાં જાગી હતી...તે વાત દાદાના હૈયામાં પણ જાગી હશે. સીતાએ પૂછયું ત્યારે દાદાના નયનો ચમકી ઉઠયાં હતાં ! ' હે જો ' એટલું કહેતાં કહેતાં એમના પ્રાણની કેટલી વેદના હળવી થઇ ગઈ હતી ! જાણે આટલું કહેવા માટે જ તેઓ આ પૃથ્વીનો ત્યાગ કરી શકતા નહોતા.

બધું પતી ગયું, આ રીતે જ બધું પતી જાય છે...સીતા બરાબર જોતી આવી છે. તેની સ્નેહમયી માતા બાલ્યાવસ્થામાં છોડીને

આવી ગઈ હતી, એ વાત આજ પણ સીતા ભૂલી શકી નથી. ત્યાર પછી પિતા, કલ્યાણશ્રી પ્રજ્ઞાની, છેલ્લે દાદા. જેનાં સ્નેહમય હૃદય હતાં, તેની કરુણા સીતાને મળી રહી હતી...આજ એમાંના કોઇ નથી સઘળા ચાલ્યા ગયા છે.

હાય, આ રીતે સીતાનો અંત ક્યારે આવશે, સીતાને શાંતિ ક્યારે મળશે! ઓ પ્રિયતમ મૃત્યુ, તમારી આશાએ એ પણ બેઠી છે. ગમેતેમ કરીને આ દુ:ખિની નારીને તમારા શીતળ ખોળે લઈ લ્યો. તમારા જ સ્પર્શથી એનું વ્યર્થ જીવન સફળ થશે... એના મરુમય પ્રાણમાં ઉત્સવ રચાશે. મૃત્યુ...વહાલા મૃત્યુ, આવીશ કે નહિ? બળેલાં હૈયાને ઠારવા માટે આવીશ કે નહિ?

ભટ્ટાચાર્ય મહાશય શબને ઉપાડવાની વ્યવસ્થા કરીને સીતા પાસે આવ્યા. સીતા એ વખતે દાદાની શય્યા પર ઢળી પડી હતી. બે ચાર સ્ત્રીઓ તેને સાંત્વન આપી રહી હતી.

ચિંતિતભાવે ભટ્ટાચાર્ય મહાશયે કહ્યું: "ભારે ચિંતામાં પડી ગયો છું મા, અગ્નિદાહ કોણ આપશે?"

સીતા બેઠી થઈ, ઉછળતી આંસુ લૂછી બોલી: "હું જ આપીશ ભટ્ટાચાર્યજી."

"તું...તું આપી શકીશ?" ભટ્ટાચાર્ય મહાશય આશ્ચર્યથી સીતા સામું જોઈ રહ્યા.

સીતા હસી; પણ આને હાસ્ય કહી શકાય જ નહિ, એ તો રુદનની એક આકૃતિ જ હતી. ને બોલી: "આપ નથી જાણતા... હું એમની પૌત્રવધૂ છું. લોકદૃષ્ટિએ મારાં લગ્ન નથી થયાં પણ ધર્મદૃષ્ટિએ મારાં લગ્ન થઈ ગયાં છે...:સંપ્રદાન કરનારા પુરોહિત દાદા જ હતા. તેઓ જાણતા હતા મારાં લગ્ન થઇ ગયાં છે...હું એમની

પૌત્રવધૂ છું. તેથી જ તેમણે વીલ કરીને સઘળી સંપત્તિ મને આપી છે. આપ જાણો છો, એમના મૃત્યુ સમયે મેં પુછ્યું હતું...”

કહેતાં કહેતાં તેનો સ્વર રૂંધાઈ ગયો. તે મોઢું ફેરવીને ઘડીક મૌન રહી. ત્યાર પછી થોડીવારે દૃઢસ્વરે બોલી. “આમાં કોઈ જાતની આપત્તિ કરશો નહિ, ધર્મ દ્રષ્ટિએ હું જ તેમને અગ્નિ આપવાની અને તેમના શ્રાદ્ધની અધિકારિણી છું...કારણ કે એમની પૌત્ર વધુ છું. આપ તૈયારી કરો...હું સ્મશાને આવીશ.”

“મા...” વૃદ્ધ ભટ્ટાચાર્યની આંખો સજળ થઈ ગઈ; “ત્યારે ચાલ મા, દાદાને તારા હાથે જ અગ્નિ આપ. શ્રાદ્ધ પણ તારે કરવું પડશે.”

“પરંતુ એ લોકોને સમાચાર મોકલવા પડશે, નિયમનું પાલન થવું જોઈએ, અશૌચ માને કે ન માને આપણે જણાવવું જોઈએ.”

ભટ્ટાચાર્ય મહાશયે કહ્યું; “જરૂર સમાચાર મોકલવા પડશે, પરંતુ શ્રાદ્ધનો અધિકાર તારા સિવાય કોઈને આપી શકશે નહિ. પૌત્રનો તેમણે ત્યાગ કર્યો હતો...એતીજ સઘળી સંપતિ તને આપતા છે. એ બધી વાત પછી થઈ પડશે...અત્યારે અંતિમ સંસ્કારની તૈયારી કરો.”

સીતા ઊભી થઈ.

## ૪૦

સીતાના હસ્તાક્ષરે લખાયેલા પત્રથી દાદાના મૃત્યુ સંવાદ જાણીને જયંતિમંયના હૈયા પર એકાએક ભયંકર આંચકો લાગ્યો અને તે સ્તંભીત થઈ ગયો. તેના મનમાં થયું, તેના પગ તળેની પૃથ્વી જાણે સરકી રહી છે. તે એકદમ નીચે બેસી ગયો. તેની આંખ સામે જાણે કશું ન રહ્યું—બધું શૂન્ય બની ગયું. રૂપ —રસ-ગંધ શબ્દ —સ્પર્શ પુર્ણ પૃથ્વી જાણે એકજ પળમાં રૂપ ગંધ શબ્દ વગરની બની ગઈ.

અનેક ક્ષણ પછી તેનું બાહ્ય જ્ઞાન પાછું આવ્યું. હાથમાંથી પત્ર પડી ગયો હતો—તે તરફ તેની નજર પડી. ફરીવાર હાથમાં લઈને તે વાંચવા લાગ્યો.

ના, આ સમાચાર ખોટા નથી. સીતાના હાથેજ લખાયેલા છે —પૂજ્યપાદ દાદા આપણને સહુને મૂકીને અનંત સ્વર્ગમાં ચાલ્યા ગયા છે. દાદાના મૃત્યુની તારીખ, સમય બધું લખ્યું છે; આવતા સોમવારે શ્રાદ્ધ થશે એ પણ સીતાએ જણાવ્યું છે.

" દાદા...દાદા, મારી મા,-તમે કોઈ મને ક્ષમા આપતા ગયા નહિ,-અંને જણ મને અપરાધી કરીને રાખી ગયા!" અભાગી જ્યોતિર્મય પોતાના આવેશને રોકી શક્યો નહિ, બંને હાથે મોઢું ઢાંકી ફૂટથી રડવા ......પણ તરત તે નિસ્તબ્ધ બની ગયો.

શું રડવાનો અધિકાર એને રહ્યો છે? ના,–રડવાથી હૈયું હળવું બને છે–પણ રડવું કેવી રીતે? જેને રડવાનો અધિકાર છે, તે જ રડી શકે. એને શું એવો અધિકાર છે? તેણે જાતે જ પોતાના નિષ્ઠુર હાથ વડે સઘળાં બંધન કાપી નાખ્યાં છે. મા જાણતાં ગયાં છે–એનો પુત્ર ધર્મત્યાગી, સ્વજન ત્યાગી, પાપિષ્ઠ,–દાદા પણ એ જ જાણતા ગયા છે.

"દાદા...મા..."

અભાગી રડી શક્યો નહિ, અસહ્ય વેદનાથી તરફડવા લાગ્યો. હાય કોઈએ એને ક્ષમા માગવાનો પણ સમય ન આપ્યો! એ કેવળ એક આહ્વાનની જ રાહ જોતો હતો; કોઈએ તેને સાદ પણ ન કર્યો! એ આશા રાખી રહ્યો હતો, એક દિવસ દાદા તેને બોલાવશે, તરત તે ત્યાં દોડયો જશે,–હાય, એની આશા માટીમાં મળી ગઈ, દાદાએ સાદ પણ ન કર્યો!

પ્રભુ, તમે તો શુભ અવસર આપ્યો હતો,–દાદા આંખ સામે જ આવ્યા હતા...કેમ હું તેને પગે પડી શક્યો નહિ? કઈ શરમ, કયો સંકોચ હૈયામાં જાગૃત થયો નાથ? તે દિવસે ગાડીના ડબ્બામાં દાદાના પવિત્ર અને પ્રશાન્ત વદનને જોઈ શક્યો હતો...હાય, શા માટે હું ચોરની માફક નાસી ગયો? શા માટે મેં એ વખતે દાદાના ચરણ ન પકડયા...શા માટે મેં ન કહ્યું–"દાદા, મારી મોટી ભૂલ થઈ છે, એ ભૂલનું કઠોર પ્રાયશ્ચિત કરી રહ્યો છું, મને ક્ષમા આપો." આમ થયું હોત તો દાદા કઠોર રહી શકત નહિ......તેમને કોમળ થવું જ પડત. પૌત્રના સઘળા દોષ જતા કરીને તેઓ જરૂર મને હૈયા સરસો ઝકડી લેત.

ખરેખર તું અભાગી છે; તું શા માટે દાદાના ચરણમાં ન ઢળી

પડયો ? સામાન્ય સંકોચ દૂર કરીને તેં શા માટે દાદાને ન પોકાર્યા ? તેં શરમ છોડી હોત તો દાદા તને જરૂર ભેટી પડત...તને જોઈને દાદાની આંખો જરૂર આંસુ વહાવત...દાદાના સ્નેહામૃતથી તું જરૂર સજીવન થાત. ખરેખર તેં હાથમાં આવેલું રત્ન ગુમાવી દીધું...' દાદાના ઉદાર પ્રાણનો પરિચય તેં જતો કર્યો !

સોફા પર બેઠો બેઠો તે આવા અનંત વિચારોમાં ગરકાવ થઈ ગયો. ભૂતકાળની અનેક વાતો એક પછી એક તેના મનમાં જાગવા માંડી. આવી વાતો તેણે કોઈ દિવસ વિચારી નહોતી, આજ એ બધી ક્ષુદ્ર વાતો વિરાટ રૂપે તેના હૈયામાં ઉથલ પાથલ કરવા લાગી. વિચાર મગ્ન જ્યોતિર્મય ઉદાસ નેત્રે સામેની દિવાલ સામે જોઈ રહ્યો. કોઈ શબ્દ, કોઈ વાત તેના કાનમાં પ્રવેશી શકતી નહોતી, દાદાના મૃત્યુ સમાચારે તેને સાવ ચૈતન્યહીન બનાવી દીધો હતો.

દેવયાની ક્યારની આવી હતી,—નીચે પડેલો પત્ર તેણે લઈને વાંચ્યો, છતાં જ્યોતિર્મયને કશો ખ્યાલ નહોતો રહ્યો. દેવયાનીએ જ્યારે તેના ખભા પર એક હાથ મૂક્યો, ત્યારે તે ચમકીને ઝંખવાણો પડી ગયો.

જરા હસીને દેવયાની બોલી: "એકાએક ચમકીને ફીકા કેમ થઈ ગયા ? શું કોઈ ભૂત દેખાયું ?"

"ઓહ...તું...મેં ધાર્યું હતું..." કહેતાં કહેતાં જ્યોતિર્મય અટક્યો,—મોઢું ફેરવીને તે પુનઃ વિચારમાં પડયો.

હાથમાનો કાગળ બતાવતાં દેવયાની બોલી: "આ કાગળ હમણા જ આવ્યો લાગે છે ?"

જ્યોતિર્મયે ઉત્તર ન આપ્યો, માત્ર માથું હલાવીને હા જણાવી.

દેવયાનીએ પત્ર સામે જોઈને કહ્યું: "શું આ સીતાના હસ્તાક્ષર

છે ! અક્ષરો પણ સુંદર છે ..મોતીના દાણા સ્વચ્છ છે. મને કાકીએ કહ્યું હતું, સીતા ખૂબ ભણેલી છે."

જ્યોતિર્મયે કશો ઉત્તર ન આપ્યો. દેવયાની બોલી: "એ ગમે તે હોય, હવે તમારે એકવાર ત્યાં જઈ આવવું જોઈએ."

કશું ન બોલવાનો સંકલ્પ કર્યો હતો, છતાં તેણે પૂછ્યું: "કેમ ?"

જરા ઉત્તેજિત થઈ દેવયાની બોલી: "કેમ એટલે ? જવું યોગ્ય છે કે નહિં તે તમે નથી સમજી શકતા ? તમારા દાદાએ સંપત્તિની શી રીતે વ્યવસ્થા કરી છે તે તો આપણે જાણીએ છીએ. "તું પણ જાણે છે કે મારા દાદાએ સઘળી સંપત્તિ સીતાને આપી છે. પછી નવું શું સાંભળવું છે, કહે ?"

જરા ચીડાઈને દેવયાની બોલી: "સાંભળેલી વાત પર વિશ્વાસ રાખવો એ બુદ્ધિમાનનું કામ નથી, મૂર્ખનું કામ છે. એમણે વીલ કર્યું જ હશે, એવું માની લેવાનું કોઈ કારણ નથી. સીતા વળી કોણ છે ! એક અનાથ સ્ત્રી આવીને તમારી અગાધ મિલ્કત પચાવી પાડે, અને તમે કાળો પસીનો ઉતારીને સંસાર ચલાવો...એ કેમ સહી શકાય ? આમ સહજમાં તમે જતું કરી શકો, હું જતું કરી શકું નહિ ! કાકી થોડા દિવસ પહેલાં આવ્યાં હતાં અને જે કહી ગયાં હતાં તે બરાબર છે. તમે જો પ્રયત્ન કરો તો, તમારો પ્રયત્ન જરૂર સફળ થાય...અને તમારે એ પ્રયત્ન કરવો પડશે."

જ્યોતિર્મયે પત્ની સામે જોયું. તેનું હૃદય દુઃખ ક્ષોભ અને ક્રોધથી ભેદાઈ રહ્યું હતું. શું આ તારી પત્ની, સુખ દુઃખની સાથીદાર ? આજ એનું સર્વસ્વ ચાલ્યું ગયું છે, એનું હૃદય અગાધ વેદનાથી ભરેલું છે...એનો વિચાર દેવયાનીને આવતો પણ નથી ! શું ચાલ્યું ગયું છે એ જોવું નથી, જોવું છે માત્ર પૈસા સામે !

અને આવી હૃદય વિહોણી સ્ત્રીને તેણે પત્ની તરીકે સ્વીકારી છે. અત્યારે એને સમવેદના અને સહાનુભૂતીની જરૂર છે...પણ એ કોણ આપે? આ હૃદયહીન નારી પાસે સમવેદનાની યાચના કરવી? ના.....ના......જ્યોતિર્મયથી એ બની શકશે નહિ.

સ્વામીને મૌન જોઈને દેવયાનીએ વિચાર્યું, મારી જ વાત એ વિચારી રહેલ છે. તે કંઈક તેજ ભર્યા સ્વરે બોલીઃ "મને તમે કોઈ વાતમાં ગણતા જ નથી, એ તમારો અન્યાય છે. મેં પહેલાં જ બધાને કહ્યું છે. બેરીસ્ટર જે, મિત્ર, મી. મલ્લિક બધાને પુછી જોયું છે, બધાએ કહ્યું છે, જરા દમ દેશો એટલે તરત એ સ્ત્રી બધું છોડીને નાસી જશે. એમ જો ન બને તો વીલ બનાવટી છે એવું સાબીત કરતાં શી વાર લાગવાની હતી! તમારા જેવા નબળા માણસો જ પાછળ રહી જાય. ડાક્તર દત્ત જેવો સાહસીક માણસ હોય, તો, જોશ.... ...."

વચ્ચે જ જ્યોતિએ તીક્ષ્ણ સ્વરે કહ્યુંઃ "મને ક્ષમા કર દેવયાની, દયા કરીને મને એકાદ કલાક એકાંતમાં બેસવા દે. હું એક કલાકમાં શું કરવું એ વિચારી લઈશ."

"સારૂં હું જઉં છું. હું પણ અહીં વધુ સમય બગાડી શકું તેમ નથી. પરંતુ તમે આ સમયે એકલા રહો તે યોગ્ય નથી....તમારી પાસે રહેશે."

જ્યોતિ ઉત્તર આપે તે પહેલાં જ દેવયાની ચાલી ગઇ.

"દાદા...... બંને હાથ વડે હૈયું દબાવી જ્યોતિર્મય બોલી ઉઠયોઃ "દાદા, આ લોકો મને જરાયે સમય નહિ આપે...તમારા ચિંતવનની જરાયે તક નહિં આપે. મેં ઘણી ગંભીર ભૂલ કરી નાખી છે, એ ભૂલનું પ્રાયશ્ચિત પણ ભયંકર રીતે સહી રહ્યો છું."

તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં તે ખુબ રડયો, તેના હૈયાની વ્યથા રડવાથી કંઇક હળવી થઇ ગઈ.

આખા ઘરમાં સમાચાર ફેલાઈ ગયા, જ્યોતિર્મયના દાદા રામનગરના પ્રસિદ્ધ જમિનદાર બિહારીલાલ પરલોક સીધાવ્યા છે. જ્યોતિર્મયના શોક સંતપ્ત ચિત્ત પર વણમાગ્યું સાંત્વન વર્ષવા માંડયું, આવા દુઃખમાં પણ તેનાથી સહજ હસી જવાયું.

માધવીએ ચિંતાભર્યા સ્વરે કહ્યું; " સોમવારે શ્રાદ્ધ છે, એ પહેલાં જ્યોતિર્મયે એકવાર ત્યાં જઇ આવવું જોઇએ, પરમ દિવસે

સોમવાર આવશે. "

સુરેશબાબુએ કહ્યું: " હા, આ સમયે જવું જોઇએ, સીતા એકલી છે...વિપત્તિમાં પડી છે માટે જ તેણે સમાચાર મોકલ્યા છે. "

અકળાઇને માધવી બોલી; " સીતા ખાતર માથું બગાડવાની આપણને જરાય જરૂર નથી, શું કહે છે જ્યોતિ? હું કહું છું ત્યાં જઇને સંપત્તિની વ્યવસ્થા કરી લેવી જોઇએ. ! "

સુરેશબાબુએ કહ્યું: " સંપત્તિની વ્યવસ્થા વળી શી કરવાની હતી? "

માધવીએ ક્રોધથી કહ્યું: " એમાં તમે શું સમજો કહો ? તમારૂં કામ છોકરાં ભણાવવાનું છે, સંસારની કોઇ વાતમાં સમજણ ન પડે તો વચ્ચે શા માટે આવતા હશો ?"

પ્રશાંત ભાવે સુરેશબાબુ બોલ્યા: " છોકરાં ભણાવવાં એ કામ સહેલું ન માનીશ તારા જેવું સંસારી જ્ઞાન મારામાં નથી, એથી હું શરમાતો નથી, પણ ગર્વ કરૂં છું. ભગવાને મને એવી બુદ્ધિ નથી આપી એટલો હું ભાગ્યશાળી છું."

આટલું કહીને તેઓ વહુની સામે મીઠી નજરે જોતા જોતા ચાલ્યા ગયા.

રોષથી માધવીનો દેહ કંપી રહ્યો હતો. બળતી આંખે તે સ્વામી તરફ જોઈ રહી. સુરેશબાબુ બહાર ચાલ્યા ગયા એટલે માધવીને પોતાનો રોષ સંભાળી લેવો પડ્યો.

જમાઈ તરફ જોઈને તે બોલીઃ " જોયું, વાત કહેવાની ઢબ જોઈને ! લોકો કહે છે કે મારે ને એમને આટલો ઝગડો શા માટે થાય છે.—પણ લોકોને ઝગડાના ખરા કારણની ખબર ક્યાંથી પડે ! તું અહીં રહે છે એટલે બધું સમજી શકે છે. હું કોઈ દિવસ નબળી વાત કહેતી નથી, પણ મારું ભાગ્ય જ એવું છે કે મારું કહ્યું એમને રૂચતું જ નથી. વાત સમજી શકે નહિ અને મમાપણુ છોડે નહિ ! "

જ્યોતિર્મય મૌનભાવે બેસી રહ્યો.

દેવયાનીએ આવીને કહ્યું: " તું બધું કોને કહે છે મા, સૌની સમજણ સરખી જ છે."

માધવીએ કહ્યું: " હું એ વાત માની શકતી નથી દેવયાની; પોતાનું હીતાહીત સમજવાનું જ્ઞાન જ્યોતિમાં પુરતું છે. મને વિશ્વાસ છે—જ્યોતિ આવી વિશાળ સંપત્તિ જતી નહિં કરે. તેથી જ હું સોમવાર પહેલાં ત્યાં જવાનું કહું છું. જ્યોતિ એમ કહી શકે છે કે દાદા સઘળી સંપત્તિનું વીલ સીતાના લાભમાં કરતા ગયા છે, પણ દાદાના વિચાર મૃત્યુ વખતે ન બદલાયા હોય તેનો કોઇ પુરાવો છે ? આ રીતે બને જ છે. રોષના કારણે માણસ સદાય એક ધારો રહી શકે નહિ; ઉગ્ર પ્રકૃતિના લોકો પણ કોઈ સમયે નરમ થઈ જાય છે."

જ્યોતિર્મયે નીચી નજરે જોતાં કંઈક હળવા છતાં ગંભીર સ્વરે કહ્યું: " આપ કોઇ મારા દાદાને મારા કરતાં વધારે નથી ઓળખતા તેથી જ આ પ્રમાણે કહી શકો છો. દાદાની જીદ કોઇ કાળે પલટાતી નહોતી. એમના દિલમાં દયા, માયા, લાગણી વગેરે બધું હતું; પણ

એ બધું નક્કી કરેલી મર્યાદામાં જ સાચવી રાખ્યું હતું. કોઈ દિવસ તેઓ મર્યાદાનો ભંગ નહોતા કરતા અને કર્તવ્ય આગળ કોઈ લાગણીને અવકાશ આપતા નહોતા. સીતાને જે આપતા ગયા છે, તે પાછું મેળવવાનો એમને વિચાર સરખો પણ નહિં આવ્યો હોય. એમની દૃષ્ટિએ બધાં કરતાં ધર્મનું મહત્વ વિશેષ હતું એ ધર્મના ચરણે પોતાના સર્વસ્વનું દાન કરીને તેઓ ચાલ્યા ગયા છે."

કહેતાં કહેતાં તેનો અવાજ કંઇક ભારે થઈ ગયો એટલે તેણે પોતાનું મોઢું ફેરવી લીધું.

તીવ્ર સ્વરે માધવી બોલીઃ " એ વાત માની લઈએ તો પણ વૃદ્ધાવસ્થાના કારણે એમની બુદ્ધિ બહેર નહિં મારી ગઇ હોય, એ હું માની શકતો નથી. તું પણ કદી માની શકે નહિ. બુદ્ધિહીનતાને વશ થઈને તેમણે જે કર્યું તે સાચું કેવી રીતે માની શકાય? તું શું એમ માને છે કે ગામડાની એક અશિક્ષિત સ્ત્રી આવડી મોટી જમિનદારી સાચવી શકે? મેં સાંભળ્યું છે કે તે સુંદર યુવતી છે વળી એના પર કોઇ દેખરેખ રાખે તેવું છે નહિ... આ સ્થિતિમાં તે અસંયમી બની જાય તો જમિનદારી ધુળમાં જ મળી જાય! બે વરસ પછી તું જોઇ શકીશ જ્યોતિ, તારા પૂર્વ પુરુષોની મિલ્કત કઈ સ્થિતિમાં મૂકાય ગઈ છે. જેના માથે કોઈ દેખરેખ રાખનાર ન હોય એવી સુંદર સ્ત્રીને અવળે માર્ગે લઈ જતાં કોઈને વધારે મહેનત કરવી પડે નહિ."

અધીર ભાવે જ્યોતિએ કહ્યું: " જવા દો, એ બધી વાતો ચર્ચવાનો અત્યારે સમય નથી! આપ મને ત્યાં જવાનું કહો છો, તે કેવળ સંપત્તિ મેળવવા માટે જ ને ! "

માધવીએ જમાઇના કંઠસ્વરની રૂઢતા જાણી લીધી; તેનું અંતઃકરણ ગરમ થઈ ગયું. તે બોલીઃ " મેં તો તને તારી સંપત્તિનું

ભાવિ બતાવી દીધું. સંપત્તિ તારી છે...તારી મરજી પ્રમાણે તું એની વ્યવસ્થા કરી શકે છે, એમાં મને કશો વાંધો નથી."

જ્યોતિર્મય બંને હાથ વચ્ચે મોઢું દબાવીને ટેબલ પર ઝુકી પડયો અને વિચારવા લાગ્યો. દેવયાની તિરસ્કાર ભરી નજરે સ્વામી તરફ જોઈને ચાલી ગઈ. માધવી પણ ઊઠવાની તૈયારી કરતી હતી, ત્યાં જ્યોતિર્મયે તેના સામે જોતાં કહ્યું: " જરા બેસો, એક કામ છે."

માધવીએ ઉદાસ ભાવે બેસતાં કહ્યું: " મારે હજી ઘણું કામ બાકી પડયું છે."

જ્યોતિર્મયે કહ્યું: " હું સમજી શકયો છું આપ બધા મારા વ્યવહારથી અકળાયાં છો. પણ હું ત્યાં શા માટે જવા નથી ઇચ્છતો તે આપ સમજી શકતા નથી. મેં સાંભળ્યું છે, મારા દાદા નિષેધ કરતા ગયા છે કે ધર્મત્યાગી પૌત્ર એમના ઘરમાં પગ મૂકે નહિ. એથી જ એમના શ્રાદ્ધ સમયે હું ત્યાં જવા માગતો નથી. શ્રાદ્ધ પત્યા પછી જરૂર જણાશે તો..."

" જરૂર જણાશે એટલે ? "

જ્યોતિર્મયે કહ્યું: " પહેલાં હું સીતાને એક પત્ર લખવા માગું છું. જો તે સંપત્તિ સુપ્રત કરવા તૈયાર નહિ થાય, તો હું ગમે તે પ્રકારે મેળવવાનો પ્રયત્ન કરીશ. વીલ બનાવટી છે એવું સિદ્ધ કરવામાં બહુ મહેનત નહિ પડે."

માધવીએ જરા વિચારીને કહ્યું: " એ ખોટું નથી. તો પછી તું આજે જ એને પત્ર લખી નાખ, જોઈએ સહજ ભાવે તારી સંપત્તિ તને પાછી આપવામાં તે રાજી થાય છે કે નહિ. જો ન સમજે તો વીલ બનાવટી છે એ નક્કી કરવાનો પ્રયત્ન કરવો પડશે. કામ બહુ કઠણ નથી એ હું જાણું છું. આ બાબતમાં તારાં કાકી સાથે મારો મત બરાબર મળે છે; તેઓ જે કહે છે તે સાચું છે"

તે જ દિવસે જ્યોતિર્મયે એક પત્ર લખી ટપાલમાં નાખી દીધો.

૪૧

દાદાના મૃત્યુ સમાચાર સીતાએ બધાને મોકલ્યા હતા. જયંતી કાગળ મળતાં જ રામનગર આવી પહોંચી.

આંસુ લૂછતાં લૂછતાં જયંતીએ કહ્યું: "આગળથી સમાચાર દેવા જોઈએને...મૃત્યુ પછી સમાચાર મોકલવામાં શો લાભ! એમની સેવા કરવાની ઘણી આશા હતી, તેં મારી આશા પુરી થવા ન દીધી."

અપરાધિની માફક સીતા મૌન રહી. તે ન કહી શકી કે દાદા એ જ એ માટે ના પાડી હતી. બધા સગાંવહાલાં સમાચાર મળતાં આવી ગયાં. બધાને સંભળાવવા ખાતર જયંતીએ કહ્યું: "આટ આટલાં સગાં સંબંધીઓ હોવા છતાં કોઈ એમની સેવા કરી શક્યું નહિ, કોઈને સમાચાર પણ ન મળ્યા. સીતાના કારણે જ આમ બન્યું છે. સીતાનો હેતુ હતો...દાદાના મૃત્યુ સમયે કોઈ સગું વહાલું હાજર ન રહે, વળી વીલ બાબતમાં કંઈક વાંધો થાય અથવા મરતી વખતે દાદા કોઈને કંઈ આપતા જાય."

ઘણા આક્ષેપો કરીને છેવટે જયંતીએ સીતા સામે કટાક્ષ કરતાં કહ્યું: "પણ તારે આવો કશો ભય રાખવાની જરૂર નહોતી સીતા,

દાદાના સગાં સંબંધીઓ એવા નીચ મનના નથી કે સંપત્તિમાંથી એક પાઈની પણ આશા રાખે. તારું મન હલકું છે...હલકા વંશમાં જન્મી છો એટલે બીજી આશા શી રાખી શકાય? જો તું ખાનદાન વંશમાં જન્મી હોત તો, તારું મન આવું હલકું ન હોત."

જયંતીના બોલવામાં જરાય મધુરતા નહોતી. સીતા મૌનભાવે સઘળું સહન કરવા લાગી, તેણે જરાયે પ્રતિવાદ ન કર્યો. તેની નીરવતા જોઈને સહુ કહેવા લાગ્યાં: "સીતા ભારે ચાલાક છે, તેથી જ દાદાના મૃત્યુ સમયે કોઈને બોલાવ્યા નહિ."

પ્રશાંત પણ આવ્યો હતો. સીતાને અનુલક્ષીને જે વાતો થતી હતી, તે વાતો એના કાન પર આવી હતી. મનમાંને મનમાં ઘણો રોષ ચડવા છતાં, તે એક શબ્દ બોલ્યો નહિ. કારણ કે તે સીતાનો જ ભાઈ હતો.

પરમ દિવસે શ્રાદ્ધનો દિવસ હતો. સીતાએ ભંડાર ખુલ્લો મૂકી દીધો હતો. દાદાનું શ્રાદ્ધ કાર્ય સર્વાંગ સુંદર રૂપે થવું જોઈએ એ એવી તેની તમન્ના હતી ગમે તેટલો ખર્ચ કરવામાં સીતાને હરકત નહોતી.

તે એકલી ચારે તરફનું ધ્યાન રાખી શકતી નહોતી. બહારના કાર્યનો ભાર સુશીલબાબુ અને પ્રશાંતે લીધો હતો, સીતાએ જયંતીને કહ્યું; "કાકી, આપ અંદરનો ભાર સંભાળો. આપ જો આટલું કરશો તો હું બીજી બાજુ સંભાળી શકીશ"

તીવ્ર સ્વરે જયંતી બોલી; "મારાથી એ કશું ન બને, મને શા માટે વચ્ચે ખેંચો છો. ન આવું તો લોકો નિંદા કરે...નહિં તો હું આવત ખરી? અને મારે પારકો બોજો ઉપાડવાની કે પરાયો વ્યવહાર સાચવવાની શી જરૂર? એક તો મારો છૂટો હાથ, બે પૈસાની જગ્યાએ ચાર પૈસા ખરચી નાખું, વળી તું કહે કે કાકી ચોરી કરે છે. દયા કર

भाई, घणुं थई गयुं छे, हवे पराया धननी चोरीनो आरोप लेवानी इच्छा नथी."

सीता विषाद भरी नजरे काकी सामे जोईने धीरे पगले पोताना खंडमां चाली गई.

ते सारी रीते समजी गई हती, के दादाए तेने उत्तराधिकारिणी बनावी छे, तेथी ज आ बधा तेने विष भरी नजरे जोई रह्या छे. ए लोको ए नथी समजी शकता के आ संपत्ति तेने एक बोजा रूप थई पडी छे. जेनी संपत्ति छे तेने पाछी आपी शके तो छुटकारो मळे. साचो हकदार जे पळे आवशे, ते पळे आवशे, ते पळे संपत्ति सोंपीने सीता चाली जशे. ते आधार विहोणी छे...एक वस्त्र लईने आवी हती...अने एवी ज रीते एक वस्त्र साथे चाली जशे, अहींनी कशी वस्तु ते लेवा मागती नथी. साचो हकदार क्यारे आवे, तेनी ज ते राह जोई रही छे आ सत्य कोण समजी शके?

एकवार श्राद्ध कार्य पती जाय एटले ते पोते ज ज्योतिर्मयने अहीं आववा संबंधी पत्र लखशे अने सघळुं सोंपीने चाली जशे. दादानी अनुमति मळी गई छे, बीजुं शुं जोईए?

महेमानो जे भावे सीता संबंधी वातो करता हता, ते घरनां दासदासीओ पण सांभळीने सही शकतां नहोतां. सीताने एकली जोईने क्षमा दासीए गळगळा स्वरे कह्युं: "बेनबा, तमे आ बधी वातो केवी रीते सही शको छो? ए लोको आपने जे ते कहे छे, अमाराथी सही शकातुं नथी."

आछा हास्य सह सीता बोली: "भले बोले, ए लोकोना बोलवाथी मने कशुं नुकशान थवानुं नथी क्षमा. बोलवाथी ए लोकोने शांति मळती होय, तो हुं शांति शा माटे गुमावुं? जो आटलुं ये

મારાથી સહી શકાય નહિ તો માણસ તરીકે જન્મ્યાનો અર્થ શું ?"

ક્ષમાએ કહ્યું: "પણ બધી ખરાબ વાતો કરે છે બેનબા."

સીતાએ કહ્યું: "મારી પાસે કશું ખરાબ નથી, કશું અસહ્ય નથી. જે દિવસથી દાદાએ મારા નામ પર વીલ કર્યું છે તે દિવસથી હું સમજી છું કે મારે આ બાબતમાં ખુબ જ સહેવું પડશે. જ્યાંસુધી છેડો નહિ આવે ત્યાં સુધી મારે બધાનું સાંભળવું પડશે અને આ બોજો ઉઠાવવો પડશે. જે દિવસે આ સંપત્તિનો સાચો માલિક આવશે, તે દિવસે હું સઘળું સોંપીને છુટકારો મેળવી શકીશ."

"કોણ આવશે બેનબા? ભાઈને તો દાદાએ..."

વચ્ચે જ સીતાએ સ્નિગ્ધ સ્વરે કહ્યું: "મને એ બાબતની અનુમતિ મળી ગઈ છે ક્ષમા! દાદા મને કહેતા ગયા છે, જો એ આવે, તો હું તેને સોંપીને મુક્તિ મેળવી શકું છું. હું એ દિવસની રાહ જોઈ રહી છું, સમાચાર મોકલ્યા છે, ફરી સમાચાર મોકલીશ. આવડી મોટી મિલકતનો લોભ કોઈ જતો કરી શકે નહિ, એમને આવવું જ પડશે."

ક્ષમા બોલી ઉઠી: "આ બધી મિલકત આપ હાથમાં આવ્યા પછી છોડી દેશો બહેન?"

"હું તે કોણ ક્ષમા? કોઈ દિવસ મેં આવી ઇચ્છા રાખી નથી...આટલો બોજો ઉપાડવા હું તૈયાર પણ નથી...દાદા પરાણે મારા માથા પર મૂકતા ગયા છે. મારે શું હતું કે જેના માટે મિલકતની જરૂર પડે? મારે કશી જરૂર નથી, સામાન્ય બે ટંક ભોજન મળે એટલે મારે ઘણું છે; આવડી મોટી જમિનદારી લઈને હું શું કરૂં?"

ખૂબ ધામધૂમ પુર્વક બિહારીલાલનું શ્રાદ્ધ પુરૂં થયું. કાશી, નવદ્વીપ વગેરેથી અધ્યાપકો આવ્યા હતા, તેઓ યથાસ્થાને

કરતાં વિશેષ અર્થલાભ મેળવા આશીર્વાદ આપીને ચાલ્યા ગયા. સગાં સંબંધીઓ પણ એક પછી એક વિદાય થયા. જયંતી જતાં પહેલાં ધરતી પર પછડાઈને ચીત્કાર કરતી રડી ઉઠી; એના વિલાપનો વિષય હતો...આજ પોતાની સંપત્તિ પરાયાના હાથે પડી છે.

સીતા બીજે મજલે કઠેડા પાસે ઉભી ઉભી તેમના સામે જોઈ રહી હતી. જયંતીએ છાતી ફૂટતાં રડતા સ્વરે કહ્યું: "ધર્મ સહી શકશે નહિ, ધર્મ સહન નહિં કરે. દગલબાજી કરીને પરાઇ મિલ્કત પચાવી પાડવી એ કદાચ માણસ સહી શકે છે, પણ ધર્મ સહી શકતો નથી. એ વીલ તો બનાવટી છે, મેં સાંભળ્યું છે કે દાદા મરતા પહેલાં બીજું વીલ કરતા ગયા હતા; એ વીલ ગમે ત્યાં છુપાવવામાં આવ્યું છે. તું બરાબર જોજે. અમે તને સહેલાઈથી છોડશું નહિ. જ્યાંસુધી અમે કશું ન કરીએ, ત્યાંસુધી તું તારે જે ભોગ ભોગવવા હોય તે ભોગવી લેજે. ત્યાર પછી એક કોડી પણ નહિં ભોગવાય. શ્રીધર જો સાચા હશે, તો પોતાના પૂજારીના વંશધરની જ પૂજા ગ્રહણ કરશે, પરાઈ પૂજા કદી નહિં સ્વીકારે. વૃદ્ધ દાદાને એક ડાકણ માફક વળગીને તેં બધાનો સર્વનાશ કર્યો છે, પણ ધર્મ સહી લેશે નહિં."

સીતાના મોઢા પર કંઈક વાક્યો આવ્યાં, પણ તે ગળી ગઈ. માત્ર એક હાસ્ય તેના ચહેરા પર રમીને ચાલ્યું ગયું.

જવાદો, દાદાનું શ્રાદ્ધ બહુ સારી રીતે થઈ ગયું, એ આનંદની વાત છે. શ્રીધરજીની જે ઈચ્છા હોય તે પુર્ણ થાઓ. પોતે કોણ ? એક સામાન્ય નારી, એની શી તાકાત કે દેવતાનું હૈયું ઉકેલી શકે ? જો શ્રીધરની ઈચ્છા હોય કે જ્યોતિર્મયના હાથની પૂજા ગ્રહણ કરવી છે, તો એથી આનંદની વાત સીતા માટે અન્ય કોઈ નથી. નારાયણ એમ જ કરો...જે ચાલ્યા ગયા છે તેને સદ્બુદ્ધિ આપી પાછા વાળો અને તેની પૂજા સ્વીકારો.

૪૨

જ્યોતીમર્યનો પત્ર આવી ગયો.

સી ઉપર અત્યંત રોષે ભરાઇને જ્યોતિર્મયે એ સઘળો રોષ સીતા પર ઠાલવ્યો હતો. આખો પત્ર કટાક્ષ અને વ્યંગથી ભરેલો હતો. દુર્ભાગ્ય એ હતાં કે સીતા એ પત્રનો પ્રકૃત મર્મ સમજી શકી નહિ; કાગળ વાંચીને તે સ્થિર બની ગઈ.

હા. આ એનો ઉચિત પુરસ્કાર છે. જ્યોતીર્મયે સ્પષ્ટ ભાવે તેને દગલબાજ કરી હતી, માયાવિની અને રાક્ષસી પણ કહી હતી...આ એને માટે સમ્માનીય વિશેષણ હતું. નિષ્ઠુર—નિષ્ઠુર, તમે આ વાત કેવી રીતે કહો છો, તમે પણ કેવી રીતે માન્યું કે સીતાએ દાદાને ભરમાવીને બધી સંપત્તિ પોતાના નામ પર લખાવી લીધી છે? ઓ..., તમે નથી જાણતા...સીતા તો તમારી સંપત્તિ કોઈ યક્ષની માફક સાચવીને બેઠી છે, તમારો આ પત્ર આવ્યા પહેલાં જ તેણે નક્કી કર્યું છે કે, તમારી વસ્તુ તમને જઅર્પણ કરી દેવી.

ના, સીતા વધુ વિચારી શકી નહિ, વધું વિચારવાનું બળ પણ તેનામાં નહોતું. શ્રીધર, તમારે યોગ્ય સેવા ન થાય, તો એ અપરાધ સીતાનો ન માનશો પ્રભુ. તમે પોતે જ તમારી પૂજાથી વંચિત રહે-

વાનો ઈરાદો રાખતા લાગો છો, નહીતો જ્યોતીર્મય શા માટે ઘણા સમય પહેલાં ચાલ્યા જાય, શા માટે ધર્માન્તર કરે ?

જગતમાં સહુની ઉપેક્ષા સહી શકાય છે, પરંતુ જેના પ્રત્યે પ્રેમ હોય, તેની ઉપેક્ષા સહી શકાતી નથી, જે રીતે મા સંતાનની ઉપેક્ષા સહી શકતી નથી, એ જ કારણે સીતા પણ જ્યોતીર્મયની ઉપેક્ષા સહી શકી નહિ.

તે તરત જ્યોતીર્મયને પત્ર લખવા બેઠી.

તેણે દ્રઢતા સહિત જણાવ્યું: " નથી હું માયાવિની, નથી રાક્ષસી કે નથી દગલબાજ માયાજાળ બિછાવીને વૃદ્ધને મેં નથી અંધ બનાવ્યા કે નથી એમની સંપતિ માટે કાંઈ જાતની કપટ કળા અજમાવી: તેઓ પૌત્રના અક્ષમ્ય વ્યવારથી વ્યથિત થઈને પોતાની સઘળી સંપતિ મારા નામ પર સ્વેચ્છાએ લખતા ગયા છે. મેં આ સંપતિ ઇચ્છા પુર્વક લીધી છે કે નહિ, એ ભગવાન સિવાય કોઈ જાણતું નથી. હું આ બોજો નહિ ઉઠાવી શકું એમ ધારીને મેં દાદાના મૃત્યુ સમયે દાદાની સંપતિ મેળવી હતી—જ્યોતિર્મયની સંપતિ જ્યોતિર્મયને આપી દેવી. મેં દાદાનું શ્રાદ્ધ કર્યું છે, મારૂં કાર્ય પુરૂ થયું છે. હું હવે એક સપ્તાહમાં અહીથી ચાલી જઈશ. તમે જેમ બને તેમ જલ્દી આવો અને તમારી મિલકત સંભાળી લ્યો. મારી જો કોઇ પણ પ્રાર્થના હોય. તો એક જ છે કે દાદાની અંતિમ ઇચ્છા એકજ હતી— શ્રીવરની સેવામાં કોઈ પ્રકારની ક્ષતિ ન આવવી જોઇએ... ...એ ઇચ્છા તમે પુરી કરજો, "

તરતજ સીતાએ કાગળ ટપાલમાં નંખાવ્યો અને બહારથી પ્રશાંતને બોલાવવા માણસ મોકલ્યું.

પ્રશાંત આવ્યો એટલે સીતાએ કહ્યું:" ભાઇ, તમારે મને સાથે

લઈ જવી પડશે. તમે આજ જવાના છો, પણ બેચાર દિવસ રોકાઈ જાઓ, એ દરમ્યાન હું અહીંની વ્યવસ્થા કરી લઈશ. ”

આશ્ચર્યભર્યાભાવે પ્રશાંતે પૂછ્યું “આ તું -શું કરે છે, તારે વળી ક્યાં જવું છે ?”

ઉભરાવા મથતાં આંસુને પરાણે રોકીને હસવાનો વૃથા પ્રયત્ન કરતાં સીતા વિકૃત સ્વરે બોલી “ કેમ તમારી સાથે—તમારી પાસે રહીશ ભાઇ, એક દિવસ તમે મને લઇ જવા આવ્યા હતા...શું આજ લઈ શકશો નહિ ? તમારા ખેતરમાં સોનું ફળે છે...શું તમારી બેન બે મુઠી ભાત નહિ મેળવી શકે ? તમારી બેન રેંટીયો ચલાવશે, તમારી હાથ શાળ પર એકાદ વસ્ત્ર નહિ વણી શકાય ? જગતમાં સહુ તમારી બેનને માયાવિની કહીને નિંદે છે, તમે શું તમારી બેનને સત્ય રૂપે જોઈને ખોળે નહિં લઇ શકો ? ”

અશ્રુ રોકી શકાયાં નહિ, ઉજળીને લાલ બનેલા ગાલ પર ઉતરવા લાગ્યાં.

“ સીતા...સીતા...”
આત્મહારા પ્રશાંતે બેનને હૈયા સરસી લઈ લીધી. ભાઇની છાતી પર માથું છૂપાવીને બેન નાના બાળક માફક ધ્રૂસકે ધ્રૂસકે રડવા માંડી.

આટલા દિવસથી તેના પર ભયંકર વાવાઝોડું ચાલ્યું જવા છતાં તે અટલ ભાવે ઉભી હતી, આજ તે શા માટે ભાંગી પડી છે, એ વાત પ્રશાંતથી સમજાઈ નહિં. તેણે વ્યાકુળ ભાવે સીતાના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં પુછ્યું: “ આજ શું થયું છે બેન, તું આજ આમ શા માટે કરે છે ?

સીતા આંખો લુછીને બોલી: “ હવે સહી શકાતું નથી ભાઇ,

ખૂબજ અસહ્ય લાગે છે, તેથી બધું છોડીને નાસી જવા ઇચ્છું છું. હવે હું કોઇની વાત સીહી શકતી નથી ભાઈ......"

કહેતાં કહેતાં તેણે ફરી મોઢું છૂપાવ્યું.

જ્યોતિર્મયનો પત્ર પ્રશાંતના હાથમાં મૂકીને તેની નીચે બેસી ગઇ. પ્રશાંતે પત્ર વાંચવો શરૂ કર્યો, વાંચતાં વાંચતાં તેનો ચહેરો ઝાંખો પડવા માંડયો, તેના બંને નયનોમાં આગ સળગી ઉઠી. તેની આવી બહેનનું આટલું અપમાન? કોઇએ સીતાને ન ઓળખી, સહુ તેને ન કહેવાનું કહેતા ગયા? કોઇ ન સમજ્યું. સીતાએ કેટલો ત્યાગ કર્યો છે, સર્વસ્વ આપીને તે પરાઇ મિલ્કતનું રક્ષણ કરી રહી છે?

" સીતા !"

ભાઇના સ્વરથી સીતા ચમકી. પ્રશાંતે કહ્યું: " સમજ્યો...તું શા માટે જવા ઇચ્છે છે. બધાની ગમે તે વાત તું સહી શકી, પણ આની વાત તારાથી સહન ન થઇ શકે? પણ નહિ બેન, બધાની વાત જે રીતે હસવામાં ઉડાડી દીધી, આની વાત પણ એ રીતે તારે ઉડાડી દેવી જોઇએ. એને જે કહેવું હોય તે ભલે કહે,-મનમાં યાદ રાખજે-હજી પણ તે ઘણું ઘણું કહેશે એ તને સહી શકતો નથી. કારણ કે તું એની સંપત્તિની અધિકારિણી બની છે. આ એક જ કાગળથી ગભરાઈને તું પાછી પડીશ? ના, એ ન બને સીતા, હું એમ નહિં થવા દઉં."

સીતાએ આંસુ લુછી શાંત નજરે ભાઇ સામે જોતાં સ્નિગ્ધ સ્વરે કહ્યું: " ના ભાઈ, હું તમારી બહેન છું, એટલું આત્મભાન મેં ગુમાવ્યું નથી. આ બધી વાતો સ્વમાન પર ઘા કરનારી છે. આપણે શા માટે એ લોકોને કહેવાનો અવકાશ આપવો જોઇએ? હું મુકત જીવ છું, આ બંધન મારા માટે અસહ્ય છે ભાઇ. આ બોજો મારાથી

નહિં ઉપાડી શકાય એ ધારીને જ મેં દાદાના મરણ સમયે તેમની અનુમતિ લીધી હતી—એમના પૌત્ર પાછા આવે તો મારે એમને સઘળું સોંપી દેવું. આ કાગળ ન આવ્યો હોત, તો પણ તેમને અહીં બોલાવવા પત્ર લખત. મારે એની કશી જરૂર નથી ભાઈ, બે લુગડાં ને મુઠી ભાત હું જ્યાં રહીશ, ત્યાં મળી રહેશે. હું શા માટે આ ભૂતનો બોજ ઉઠાવીને ફર્યા કરૂં કહો તો ?"

" સીતા......"

વચ્ચે જ સીતા બોલી: " ના ભાઈ, આ માટે હવે કશું કહેશો નહિં. મેં નિર્ણય ફેરવવાનો કોઈ રસ્તો રાખ્યો નથી—એમના કાગળનો ઉત્તર આજ ને આજ મોકલી દીધો છે. મેં લખ્યું છે...તમે આવીને તમારૂં સંભાળી લ્યો...હું સાત દિવસમાં ગમે ત્યારે ચાલી જઈશ."

" બ્હેન,—સીતા ! " ગળગળા સ્વરે પ્રશાંત બોલ્યો: " ઘણું સરસ કર્યું છે બેન ! તું મુક્ત જીવ છે;—બંધનમાં પડવા માટે તું જન્મી નથી. ખરેખર તેં સરસ કાર્ય કર્યું છે. પારકા બોજો જીવન ભર ઉઠાવવાની શી જરૂર છે ? તારા ભાઈના ઘરમાં પુરતી જગ્યા છે, અનાજનો પણ તોટો નથી. આપણે ગરીબ માબાપનાં સંતાન છીએ, જન્મથી સહતાં આવ્યાં છીએ, જીવનભર સહી લેશું. પરાયા ધનથી પૈસાદાર થવાની જરાયે તમન્ના નથી. તારા ભાઈના ઘરમાં ઘણાં કામ છે; મા હોત તો તે કરત. એમના ગયા પછી એક વર્ષમાં કેવી રીતે કાઢ્યું છે, તે મેં કોઈ દિવસ તને જણાવ્યું નથી...જણાવવાની ઈચ્છા પણ નહોતી...આજ જણાવું છું. તું મારા ઘેર આવ બ્હેન આપણે બંને ભાઈબહેન કામ કરીશું. તું તો મારે મન ભગવાનનો પવિત્ર આશીર્વાદ છે, તું મને આ રીતે મળી જઈશ, એવું મેં કદી ધાર્યું નહોતું."

ઉત્સાહ પુર્વક સીતાએ વિદાયની તૈયારી કરવા માંડી. સીતા બધળા અધિકાર છોડીને ચાલી જાય છે, એ સમાચાર વિજળી વેગે ચારે દિશામાં ફરી વળ્યા. હાંફતા હાંફતા દોડીને સુશીલબાબુ આવી પહોંચ્યા અને બોલ્યા: " મેં સાંભળ્યું છે કે તું બધું છોડીને ચાલી જાય છે, શું આ વાત સાચી છે સીતા? આવી કુમતિ કેમ સુઝી બહેન?"

હસીને સીતા બોલી: " કુમતિ ન કહો ભાઈ, સુમતિ કહો. જો કુમતિ હોત તો આટલી સંપતિ છોડી જાત નહિ. મને આશીર્વાદ આપો, છેલ્લી ઘડી સુધી હું આવી જ અનાસક્ત રહું, લોભમાં પડીને મારા બંને ભવ બરબાદ ન કરૂં."

હતબુદ્ધિ જેવા થઈ ગયેલા સુશીલબાબુ સીતાના ઉજવળ ચહેરા સામે જોઈ રહ્યા, થોડી વાર પછી ધીરે ધીરે બોલ્યા: " દાદા જેને અયોગ્ય માની ત્યાગ કરી ગયા છે, તેને જ તું બધું આપીને જાય છે સીતા! તારૂં જે કંઈ છે તેને તું આ રીતે નષ્ટ કરવા માગે છે?"

" મારૂં શું હતું ભાઈ! હું પોતે જ મારી નથી, પછી મારૂં કોને કહેવું? મારૂં કહી શકાય એવું સંસારમાં કશું નથી, એ તો તમે જાણો છો. આવે એને આવવા દો, જાય એને જવા દો...હું એમાં જરાય વિરોધ કરવા નથી માગતી; કારણ આ બધું ભગવાનની ઇચ્છા મુજબ થાય છે, માણસ આમાં કશું કરી શકતો નથી. આપ તો જાણો છો, દાદા મરતી વખતે એમને ક્ષમા આપતા ગયા હતા. હું એમની વસ્તુ એમને સોંપીને નિશ્ચિંત થવા માગું છું."

હતાશભાવે સુશીલબાબુએ કહ્યું: " તો પછી મારાથી પણ નહિં રહી શકાય, હું પણ છૂટો થઈશ."

" આપને આ માટે છૂટા થવું જોઇએ ભાઈ? એ જમિનદારીનો ભાર હાથમાં લેશે, તો પણ તમને નહિં છોડે; કારણ, આપ ઘણા સમયથી પ્રમાણિક પણે જમિનદારીનું કામ સંભાળી રહ્યા છો. આપને છૂટા કરતાં એમને ઘણું નુકસાન થશે."

" ના સીતા, સ્વેચ્છાચારીનું કામ મારાથી થઇ શકશે નહિં. જે સંસારમાં એક દિવસ ધર્મનું આસન હતું, એ સંસાર પાપમય બની જશે, હું એ જોઇ શકીશ નહિ. સ્વર્ગીય માલિકે મને કોઈ દિવસ નોકર માન્યો નથી, પોતાના દીકરા માફક ગણ્યો છે; જ્યોતિ-ર્મયબાબુ મને એ નજરે ન જોઇ શકે એ વાત સ્પષ્ટ છે. એટલે હું કોઈપણ ઉપાયે રહી શકીશ નહિ."

" તો હમણા આપ ઉતાવળ કરશો નહિં, એ આવી જાય એટલે એમને બધો હિસાબ સમજાવી, સઘળું સોંપીને તમે ખુશીથી છૂટા થજો. મારા ગયા પછી તે તરત આવશે. હું અહીં હઇશ ત્યાં સુધી તે નહિં આવે; કારણ તેઓ મારાથી દૂર રહેવા ઇચ્છે છે."

સ્ત્રી પુરુષનાં ટોળે ટોળાં સીતા પાસે આવવા માંડયાં. સહુ કરુણભાવે તેને રોકાઈ જવાનો આગ્રહ કરવા લાગ્યાં. સીતાએ સહુને મીઠપથી સમજાવ્યું. તમારા સાચા માલિક આવે છે, એ માટે તમે જરાયે ભય ન રાખશો. જ્યોતિર્મય આ વંશનો વંશધર છે, પ્રજા ઉપર કોઇ પ્રકારનો અત્યાચાર નહિં કરે. સીતા પણ વચ્ચે વચ્ચે આવતી જતી રહેશે.

આંસુભરી આંખે સહુએ સીતાને વિદાય આપી. સીતા પણ ભીની આંખે સહુના આશીર્વાદ ઝીલી પ્રશાંત સાથે રામનગરમાંથી ચાલી ગઇ. જતી વખતે શ્રીધરની સેવાનો સઘળો ભાર તેણે ભટ્ટાચાર્ય મહાશયને સોંપી દીધો.

જે દિવસે સીતા વિદાય થઇ તે દિવસે સાંજે જ્યોતિર્મયનો તાર આવ્યો. જ્યોતિર્મયે જણાવ્યું હતું: "હું આવતી કાલે આવું છું. સ્ટેશન પર પાલખીની વ્યવસ્થા કરો હું ત્યાં બે દિવસથી વધારે રોકાઈ શકીશ નહિ, આ બે દિવસમાં પ્રજા સાથે મારો પરિચય થઇ શકે એવો બંદોબસ્ત કરજો."

એક લાંબો નિશ્વાસો નાખીને સુશીલબાબુ જ્યોતિર્મયની આજ્ઞા પાલન કરવા માટે તત્પર થયા.

બરાબર નક્કી કરેલા સમયે જ્યોતિર્મય રામનગર આવી ગયો.

આ સંપત્તિ લેતાં તે કેટલો અચકાતો હતો, તે કોઇ સમજી શક્યું નહોતું. જ્યારે તેણે સીતાને પત્ર લખ્યો હતો, ત્યારે સીતા પર ખૂબ જ ગુસ્સે થયો હતો. એક અજાણી સ્ત્રીએ ઘરમાં આવી દાદાના હૈયાપર અધિકાર મેળવી લીધો...તેથીજ દાદા બધું એને આપતા ગયા. જો તેણે એ સંપત્તિ ન સ્વીકારી હોત, તો દાદા જરૂર પોતાની સઘળી સંપતિ દેશના ઉપકાર અર્થે દાન કરી જાત. એમ થયું હોત, તો સઘળી પંચાત ટળી જાત.

સીતાનો પત્ર જ્યારે તેના હાથમાં આવી પડ્યો, ત્યારે તેનું જ્ઞાન જાગૃત થયું. અરેરે...મેં શુ કરી નાખ્યું, સીતાને શું લખી નાખ્યું ? જેનુ હૃદય આવું ઉન્નત છે, તેના પર કોણ જાણે કેવાયે આઘાત કરી નાખ્યા !

સીતાએ લખ્યું છે, સાત દિવસની અંદર તે રામનગરનો ત્યાગ કરશે, જ્યોતિર્મયે આવીને મિલ્કત સંભાળી લેવી.

આ જમિનદારી લઇને જ્યોતિર્મયે શુ કરવું...એને શી જરૂર છે ? દાદા પાસે રહીને સીતા જમિનદારી ચલાવવાની કળા જે રીતે શીખી છે, તેમાંનુ જ્યોતિ કશું જાણતો નથી. દાદા સાચું સીતાને

આપતા ગયા છે, જ્યોતિર્મય શું સુતનું અપમાન કરશે...બધું પાછું લઈ લેશે ? દાદા જેને સિંહાસન પર બેસાડી ગયા છે તેને શું જ્યોતિર્મય ધક્કો મારીને ફેંકી દેશે ? દાદા સ્નેહમય દાદા, ઉપરથી તમે તમારા પૌત્રનું આ નિષ્ઠુર આચરણ જોઈ રહ્યા છો, તમારું હૈયું ફાટી જતું હશે. ના, જ્યોતિર્મય જોર કરીને તમારું દાન છીનવી નહિ લે ...લઈ શકે તેમ નથી ! એ રામનગર જશે, સીતાને સઘળી વાત કહી, તેની ક્ષમા માગશે. શું સીતા ક્ષમા નહિ આપે ? જરૂર ક્ષમા આપશે. એનું હૈયું નીચ નથી...એ દેવયાની નથી... દેવી છે ! જ્યોતિર્મય નો કોઈપણ દોષ તે નહિ કાઢે...તે હસતા હૈયે જ્યોતિર્મયના પ્રાણની વેદના હળવી કરશે.

બરાબર આ ઉદ્દેશ લઈને જ્યોતિર્મય રામનગર આવ્યો નવા જમિનદારનું સન્માન કરવા નાના મોટા અનેક પ્રજાજનો આવ્યા હતા, તેઓએ માન્યું હતું કે વિલાયત રહી આવેલો જ્યોતિર્મય મિજાજી હશે, પણ સહુની આ માન્યતા ખોટી પડી. જ્યોતિર્મયે વિદેશી પોશાક નહોતો પહેર્યો, તેણે કોઈને પ્રણામ કર્યાં, કોઈના પ્રણામ ઝીલ્યા, કોઈને હૈયા સરસા લીધા, કોઈને મીઠી વાતોથી સંતુષ્ટ કર્યા આ જોઈને સહુનાં મન આનંદથી ઉભરાઈ ગયાં. સુશીલબાબુ પ્રથમથી જ સંકોચપુર્વક એક તરફ સરકી ગયા હતા. જ્યોતિર્મયે તેમને પકડયા.

ઘરના સમાચાર લીધા, સીતા સંબંધી સ્વતંત્ર સમાચાર તે પૂછી શક્યો નહિ; એ વાત મનમાં આવતાં જ તેનો કંઠ રૂંધાઈ ગયો હતો. તેના મનમાં થયું હતું, જે સીતાનું પોતે અપમાન કર્યું છે તે સીતાના જ સુશીલબાબુ સ્વજન છે.

જમિનદારોનો મહેલ સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો.

દેવદારના પત્રથી અને ભાતભાતના પુલોથી મુખ્ય દ્વાર શોભી રહ્યું હતું. દરવાજાની બન્ને બાજુ બંધુક ધારી દ્વારપાળો ઉભા હતા, જયોતિર્મયે દરવાજામાં પગ મુકયો કે તરત એ લોકોએ બંધુકના અવાજ કર્યા.

સુશીલબાબુ તરફ જોઈને વિસ્મય ભર્યા સ્વરે જયોતિર્મય બોલ્યો, :" આ બધી શી ધમાલ છે સુશીલબાબુ, આવું બધું કરવાની કશી જરૂર નહોતી."

માથું ખજવાળતાં ખજવાળતાં સુશીલબાબુએ કહ્યું: " સીતાના આદેશ મુજબ આ બધું કરવામાં આવ્યું છે જયોતિબાબુ,—આપ આવવાનાં છો એ જાણીને તેણે જે આદેશ કર્યો છે, તે મુજબ આ બધું થાય છે."

સીતાની વાત આવતાં જ જ્યોતિર્મય ચુપ થઇ ગયો.

બહારનો ભાગ વટાવીને તે જ્યારે અંતઃપુરમાં દાખલ થયો, ત્યારે પુર્વ સ્મૃતિઓ વડે તેનું હૃદય ભરાઈ ગયું, તેના નયનો સહેજ ભીનાં થયાં.

દાદાના ઓરડાના બારણા પાસે ઉભા રહીને તેણે અંદર નજર કરી. સુનો ખંડ જાણે ખાવા ધાતો હતો. બધું પડયું છે, દાદાનો એનો એ પલંગ, બાજુના બાજઠ પર દાદાનો હુકકો એમને એમ પડયો છે, કબાટમાં દાદાના વસ્ત્રો અગાઉ જે રીતે ગોઠવાયેલાં રહેતાં, તે રીતે ગોઠવાયેલાં છે. એક ખૂણામાં ટીપાઇ પર પરિવારના કેટલાક ફોટા પડયા છે, દિવાલ પર મધ્યમાં દાદાનો ઓઇલ પેઇન્ટ ફોટો શોભી રહ્યો છે. કોઇ એકાદ દિવસે, સીતાએ ગુલાબની કળીઓની માળા ગુંથીને એ ફોટા પર ઝૂલાવી હતી, તે માળા પણ આજ એમને એમ છે માત્ર ફુલો સુકાઇ ગયાં છે. દાદાની ચાંખડીઓ પણ યથા સ્થાને ગોઠવાયેલી પડી છે...એના પર હજી પણ સુકાયેલાં ફુલ અને ચંદનના છાંટા પડયા છે આ જોતાં જ કલ્પી શકાય છે, પૂજારિણી કોણ છે, કોઇ ન જાણે એ રીતે પૂજારિણી પૂજા કરી જાય છે.

બધું પડયું છે, નથી માત્ર દાદા. દક્ષિણ તરફની બારીમાંથી આવતો મંદ મંદ વાયુ પણ કરુણ ભાવે કહી રહ્યો છે—કોઈ નથી, હવે અહીં કોઈ નથી !

જ્યોતિર્મય ભક્તિ ભાવથી નીચે બેસી ગયો અને દાદાના ફોટા સામે મસ્તક નમાવ્યું. સાથે સાથ બે આંસુ પણ ખરી પડયાં.

હૃદયનો આવેગ શાંત થયા પછી તે ઉભો થયો. સુશીલબાબુ સામે જોઈને બોલ્યો: " અંદર જવાનો મને અધિકાર નથી, તેથી જ દ્વાર પાસે રહીને નમસ્કાર કર્યા. ચાલો માના ખંડમાં જઈએ."

માના ખંડના બારણા બંધ હતાં, સુશીલબાબુએ ખોલ્યાં. જોડા બહાર કાઢીને ભક્ત જે રીતે માથું નમાવીને દેવ મંદિરમાં દાખલ થાય તે રીતે જ્યોતિર્મય જનેતાના ખંડમાં દાખલ થયો.

એજ ખંડ—જે ખંડમાં તે માતાની ગોદમાં માથું રાખીને સુઈ રહેતો હતો. માની ગોદ કેટલી શાંતિમય હતી ! જ્યોતિર્મયના મનમાં થયું, જો આજ મા હોત તો ! તે ઘણા સમય પછી ઘેર આવ્યો છે,—પણ આજ એ સ્નેહમયી માતા નથી ! જ્યારે તે કલકત્તામાં રહેતો અને ઘેર આવતો, ત્યારે મા આશાભરી આંખે આ બારણે રાહ જોતી ઉભી રહેતી...કોઈ કોઈ વાર બારીએથી રસ્તા પર નજર કરતી. તે ઘરમાં આવતો કે તરત મા ગંભીર સ્નેહ સહિત તેને હૈયા સરસો જડી લેતી, માના આનંદાશ્રુ દડદડ કરતાં પુત્રના માથા પર ખરી પડતાં. તે મોટો થયો હોવા છતાં માના ખોળામાં તેને જે તૃપ્તિ, જે શાંતિ મળી હતી, તે ફરીવાર ક્યાંયથી મળી નહોતી.

હતભાગ્ય પુત્ર ધૈર્ય રાખી શક્યો નહિ, જે સ્થાન પર મા સુઈ રહેતી, એ સ્થાન પર તે ઢળી પડયો.

ક્યાં છે આજ તૃપ્તિદાયિની જનનિ ! ક્યાં છો તું, એકવાર

આવ મા ! તારો અપરાધી પુત્ર ઘણા સમય પછી પાછો આવ્યો છે મા, આજ તું ક્યાં છૂપાઈ ગઈ છે મા ! તારા જ્યોતિનો ચહેરો જરા ઝંખવાણો પડી જતો અને તું વ્યાકુળ બની જતી,—પુત્રના વદન પર હાસ્ય કયા ઉપાયે પ્રગટે એ તું વિચારતી. આજ તારો પુત્ર હૈયામાં અસહ્ય વેદનાનો બોજો લઈને અધીર થઈ ગયો છે—એના મનની વાત સાંભળનાર પણ આજે કોઇ નથી. ક્યાં ચાલી ગઇ મા ! તારા શાંતિદાયક હાથ વડે તારા પુત્રનું સળગતું હૈયું એકવાર પંપાળ... તારા પુત્રનું હૈયુ શાંત થઇ જશે.

બંને હાથ વચ્ચે મોઢું છૂપાવીને નાના બાળકની માફક જ્યોર્મંય રડી રહ્યો હતો. અહીં તેની મશ્કરી કરનાર કોઈ નહોતું. અહીં તે શિક્ષિત સમાજવાસી નહોતો, દંભનો પડદો રાખવાની અહીં કશી જરૂર નહોતી.

સુશીલબાબુ ઓરડા બહાર કઠેડા પાસે ઉભા હતા, તેનુ મન પણ ઉદાસ થઇ ગયું હતુ.

ઘણીવાર પછી જ્યોતીર્મંયનો અવાજ આવ્યો: "સુશીલબાબુ..."

સુશીલબાબુ બારણા પાસે આવ્યા.

કંઠસ્વર સરખો કરીને જ્યોતિર્મંય બોલ્યો: " સીતા ક્યાં છે, એને એકવાર બોલાવોતો. "

સુશીલબાબુએ કહ્યું; 'સીતા ? એતો ચાલી ગઈ છે ! "

" ચાલી ગઇ છે ?" વિસ્મય ભરી નજરે જ્યોતિર્મંય સુશીલબાબુ સામે ઘડીભર જોઇ રહ્યો. તેના મોઢા પર કંઇક વાત આવતી હતી પણ તેણેં તે રોકી રાખી.

સુશીલબાબુએ કહ્યુ: ', સીતા ગઇ કાલે સવારે અહીંથી ચાલી ગઈ છે. "

"થોડી વાર પહેલાં આપે કહ્યું હતું ને...મારા સન્માનની વ્યવસ્થા સીતાએ કરી છે?"

એ વાત ખોટી નથી. આપ આવશો એમ જાણીને સીતા મને સઘળી સૂચના આપતી ગઈ હતી; એની સૂચના મુજબ મેં કાર્ય કર્યું છે. એના ભાઈ પ્રશાંત સાથે તે કાલ સવારે અહીંથી ગઈ છે."

જ્યોતિર્મયે હોઠ કરડયો. તેનું સમગ્ર મન ચિંતાથી ભરાઈ ગયું.

ચાલી ગઈ—ખરેખર તે ચાલી ગઈ, જ્યોતિર્મયના આવવાની પણ રાહ ન જોઈ! હૃદયમાં જેટલું દુઃખ થયું, તે સઘળું ક્રોધના આકારે પરિણમ્યું. તે બોલ્યો: "મને સઘળું સમજાવ્યા વગર તે ખાલી હાથે આવી હતી, તે રીતે ખાલી હાથ સાથે ચાલી ગઈ છે. દુર્ભાગ્યની વાત તો એ છે કે—તે જે રીતે શુભ્ર અને ઉલ્લાસભર્યા મન સાથે આ સંસારમાં આવી હતી આવી હતી, તે રીતે જઈ શકી નહિ;—તેના મનમાં અનંત વેદના અને લોકોનો તિરસ્કાર લઈને ચાલી ગઈ છે. એના મનની વ્યથા લાખ ઉપાયે પણ ભુંસાશે નહિ."

શરમથી જ્યોતિર્મયનું માથું નમી પડયું. તેનું મનમાં આટલું નીચ બની ગયું છે—એનું તેના ખ્યાલમાં નહોતું. સત્ય વાત છે...સીતા સઘળા અધિકારને લાત મારીને ચાલી ગઈ છે. એને જો લેવાની ઇચ્છા હોત તો જ્યોતિને બોલાવત નહિ. જ્યોતિર્મયનો ચહેરો ઝંખવાણો પડી ગયો; તે ઘણી વાર સુધી કશું બોલી શકયો નહિ.

તેના મનની બધી મુરાદ અધૂરી રહી ગઈ તે જો સીતાને સઘળું આપીને જઈ શકયો હોત, તો તે ખરેખર તૃપ્તિ મેળવત. સીતાને વિજયનો મુગટ પહેરીને જવું ન પડત. જ્યોતિ જ ગર્વથી મસ્તક ઉચું રાખીને જઈ શકત. જ્યોતિએ જે ધાર્યું હતું, તેમાંનું કશું ન થયું, સીતાને પરાજીત કરવા જતાં પોતેજ પરાજીત બની ગયો.

અંધકારઘેરા વદને જ્યોતિ એક તરફ જોઈ રહ્યો.

૪૪

બે દિવસ ઘરમાં રહીને જ્યોતિર્મય સમજી શક્યો,–અહીં સીતાની સુવાસ કેટલી વિસ્તરી છે! માત્ર ઘરમાં નહિ, ગામમાં નહિ, આસપાસના પ્રદેશમાંથી પણ જે જે પ્રજાજનો જમિનદારને પ્રણામ કરવા આવ્યા હતા, તે લોકો પણ સીતા નથી એ જાણીને રડી પડયા હતા.

ભટ્ટાચાર્ય મહાશયે એક લાંબો નિસાસો નાખીને કહ્યું: "અમારી સીતા તો સાક્ષાત લક્ષ્મી હતી. જ્યાં માનાં પગલાં પડતાં, ત્યાં રિદ્ધિ સિદ્ધિ ઊભરાઇ પડતી."

જ્યોતિર્મય હવે રામનગરમાં રહી શકે તેમ નહોતો. જે ખાતર આવ્યો હતો, આવવા પાછળ જે ઉદ્દેશ હતો, તે કશું ફળ્યું નહિ; પછી શા માટે અહીં પડયા રહેવું. દેશમાં બીજું કોઇ આકર્ષણ નહોતું. જે કંઇ આકર્ષણ હતું...તે સઘળું ચાલ્યું ગયું હતું.

સુશીલબાબુએ પહેલે દિવસે રાહ જોઇ, તેમણે ધાર્યું હતું, જ્યોતિર્મય પોતે જ હિસાબ આવક, ખર્ચ વગેરે જોવા માગશે–કઇ વસ્તુ ક્યાં પડી છે તે જાણવા ચાહશે. પરંતુ બીજે દિવસે પણ આ સંબંધી કશી વાત–જ્યોતિર્મયે ન કહી, ત્યારે તેઓ પોતે જ આ સંબંધી માહિતી આપવા તૈયાર થયા.

સાંજ પડવા આવી હતી. અસ્તાચળ તરફ જઈ રહેલા સૂર્યનો છેલ્લો પ્રકાશ બારી વાટેથી ખંડમાં પડેલા એક ટેબલ પર પડતો હતો. જ્યોતિર્મય બારી પાસે ખુરશી રાખીને બેઠો હતો. સીગારેટ પીતાં પીતાં તે ગામડાની વનશ્રી તરફ જોઈને ભૂતકાળની અનેક વાતો વિચારતો હતો.

આઠ વર્ષ પહેલાંનો એક પ્રસંગ તેને યાદ આવ્યો. જે દિવસે મા સાથે છેલ્લો વિવાદ કરીને આવ્યો ગયો હતો, તે દીવસે પોતે આ બારી પાસે જ બેઠો હતો...અને દૂરદૂરની આ વનરાજી તરફ જોઇ રહ્યો હતો. તે દિવસે તેને આ સૌન્દર્ય દેખાયું નહોતું, અથવા જોઈને એના પ્રત્યે આકર્ષણ નહોતું થયું.

જ્યોતિર્મયે એક દુઃખ ભર્યો નિસાસો નાખ્યો. તે દિવસે તેણે માન્યું હતું—જે વસ્તુ હું ચાહું છું, તે નહિ મળે તો જીંદગી બરબાદ થઈ જશે, આજ એ વસ્તુ મળી ગઈ છે. પણ એ સાવ અસાર છે, એમાં કશું નથી. તેણે ધાર્યું હતું, જીવનને પરમ શાંતિ મળશે–શાંતિ ન મળી. અમૃત ધારીને પીવા જતાં વિષ પીવાઈ ગયું, એ વિષ આજ તેને સાવ જીર્ણ બનાવી રહેલ છે. તેની આશા, ભાવના અને આનંદને ભરખી રહેલ છે. હાય, તરસ્યા પ્રાણે તે મૃગજળ પાછળ દોડયો હતો, પાછળ શીતળ જળનું સરોવર ભર્યું હતું, એ સામે જોયું પણ નહિ. આજ પણ તે મૃગજળ પાછળ જ દોડી રહ્યો છે...શીતળ જળનું સરોવર હોવા છતાં ત્યાં જવાનો તેને અધિકાર રહ્યો નથી.

આવા અનંત વિચારો વચ્ચે તે બેઠો હતો ત્યાં બહારથી સુશીલબાબુએ સાદ કર્યો:—" જ્યોતિબાબુ..."

ચમકીને જ્યોતિર્મયે ભીની આંખો લૂછી નાખી. ચહેરા પર શાંત ભાવ લાવીને તે બોલ્યો: " અંદર આવો. "

બે ત્રણ મોટા ચોપડા લઈને સુશીલબાબુ ઓરડામાં ગયા. જ્યોતિર્મયે એક ખુરશી બતાવતાં કહ્યું: "બેસો."

તે બારી પાસે જ બેસી રહ્યો, ઉઠયો નહિ.

સુશીલબાબુ બાજુની ટીપોય પર ચોપડા મૂકીને ખુરશી પર બેઠા. જ્યોતિર્મય સીગરેટ પીતો બારી બહાર જોવા લાગ્યો. એ વખતે સૂર્ય અસ્ત થઇ ગયો હતો, પશ્ચિમનું આકાશ લાલ થઈ ગયું હતું.

જ્યોતિર્મયને મૌન જોઇ સુશીલબાબુએ ચોપડા આમતેમ ફેરવતાં કહ્યું: "મેં સાંભળ્યું છે, આપ આવતી કાલે કલકત્તા ચાલ્યા જવાના છો, અને જે કાર્ય માટે આવ્યા છો, તે તો કશું થયું નથી. આજની રાત હાથમાં છે, ચોપડા તપાસી લ્યો. ત્યાર પછી ઉનાળાની રજાઓમાં આપ આવજો એટલે અન્ય ગામડાઓની વ્યવસ્થા સમજાવી દઇશ અત્યારે આટલા ચોપડા તપાસી લ્યો તો..."

જ્યોતિર્મયે અર્ધદગ્ધ સીગારેટ બહાર ફેંકીને સુશીલબાબુ સામે જોયું; ચોપડાઓ તરફ નજર કરીને પુછ્યું: "આ બધું દેખાડવા લાવ્યા છો"

જ્યોતિર્મયના ચહેરા પર હાસ્યની જે રેખા રમી ગઈ, તે હાસ્ય શેનું હતું તે સુશીલબાબુથી સમજાયું નહિ.

તેમણે કહ્યું: "હા, આ બધું આજે જ તપાસી લ્યો તો સારૂં. કચેરીમાં બધા કાગળપત્રો છે, જોશો એટલે તરત સમજાઇ જશે. તમારા માટે ચા અહીં જ લાવવાનું કહી દીધું છે. ચા પીતાં પીતાં જોશો તો પણ ચાલશે. ત્યાર પછી આપને કચેરીમાં બેસવું પડશે. ગમે તેટલી રાત જાય, તો પણ મહત્વના કાગળો આપે તપાસવા પડશે."

"ઓહ એમ છે!" કહી જ્યોતિર્મય ઉઠયો અને ટીપાઇ પર હાથ ટેકવી ઉભો રહ્યો. ત્યાર પછી ચોપડાના પાના ઝપાટા બંધ ફેરવવા

માંડ્યો. ફરી એકવાર તેના ચહેરા પર હાસ્યની રેખા ખીલી નીકળી. ચોપડા સુશીલબાબુના હાથમાં પરત કરતાં તેણે કહ્યું: "આ બધું આપ જ તપાસો સુશીલબાબુ, જે વાતમાં હું સમજી શકું નહિ, તે વાતમાં માથું મારવું ઉચિત ન ગણાય. આપણામાં કહેવત છે કે સહુ સહુનું કામ સહુને શોભે...આ બધું કામ મને કેવી રીતે ગમે? ક્યાં કયો મહાલ છે, કયો નવાબ ક્યાં અત્યાચારી કરી રહ્યો છે; કઈ પ્રજા વિરોધી આપતી નથી, કોના પર દાવો માંડવાનો છે...આ બધું જેનું કામ હોય તે કરે. હું આ બધામાં કશું સમજતો નથી, કશું જાણુતો નથી એટલે તમે મને ક્ષમા કરો, હું આ કશું જોઈ તપાસી શકીશ નહિ."

સુશીલબાબુ આશ્ચર્યભરી નજરે જ્યોતિ સામે જોઈ રહ્યા. જ્યોતિની ચાલાકી જોઈ તેઓ પગથી માથા સુધી પ્રજળી ઉઠ્યા. સીતા પર જે વ્યંગ ભર્યો ખરાબ પત્ર લખ્યો હતો, તે સગી આંખે ન વાંચવા છતાં તેમણે પ્રશાંત પાસેથી બધું જાણ્યું હતું. એ અપમાનકારક પત્ર પાછળ શું આ સંપત્તિ નહોતી? જ્યોતિર્મયે આવો આઘાતકારક પત્ર ન લખ્યો હોત, તો સીતા અનંત વેદના અને આંસુ સાથે ચાલી ન જાત. હવે જ્યોતિર્મય બરાબર સમજી ગયો કે, સીતા સઘળું આપી ગઈ છે, પાછી આવશે નહિ! હવે તે એવો ડોળ કરવા માગે છે કે સંપત્તિના લોભ ખાતર પોતે કલકત્તાથી આવ્યો નથી. આ એક પ્રકારની ઉજળી ચાલ છે!

જરા દૃઢસ્વરે સુશીલબાબુએ કહ્યું: "આપ નથી જાણતા એમ કહ્યું કંઈ ચાલવાનું નથી. જ્યોતિબાબુ ન જાણતા હો તો પણ હવે આપને જાણવું પડશે, બધું શીખવું પડશે, એ સિવાય બીજો કોઈ રસ્તો નથી."

જ્યોતિર્મય તેમના અવાજમાં મક્કમતા અનુભવી શક્યો, શાંત સ્વરે તે બોલ્યો: "રસ્તા અનેક છે સુશીલબાબુ, એક માણસ આખ

બને એટલે આખી દુનિયા અંધ નથી બનતી—જો કે અંધ તો એમ જ માને છે કે બધા એના જેવા છે. જે બહેરા છે તેઓ એમજ માને છે કે દુનિયાના બધા માણસો બહેરા છે. તેથી જ તે વાત કરતી વખતે તે તાણીને બોલે છે અને સાંભળનારને અકળાવી મૂકે છે. મને બરાબર રસ્તો દેખાય છે, ભગવાને મને એટલી બુદ્ધિ આપવામાં કૃપણતા નથી કરી. હું સમજી શક્યો છું આ કામ મારૂં નથી, તેથી જ ચુપ થઈને બેઠો છું. પરંતુ મારી પાછળ પડેલો સંસાર મને ચુપ રહેવા નથી દેતો! એ લોકોએ એક જડને હાથમાં શસ્ત્ર સોંપીને યુદ્ધ કરવા મોકલેલ છે. જડ સમજે છે એનામાં એ તાકાત નથી—યુદ્ધની શરૂઆતમાં જ એનું શસ્ત્ર પડી જાય છે. જડ અત્યારે સામાપક્ષની દયા યાચી રહેલ છે. હું સીતાને બધી વાત સમજાવવા અહીં આવ્યો હતો, સંપત્તિ પર અધિકાર કરવા નહોતો આવ્યો! કેટલું દુઃખ સહીને મેં એ પત્ર સીતાને લખ્યો હતો, તે મારો અંતરાત્મા જાણે છે, અને એ સમજાવવા જ મારે અહીં આવવું પડયું છે પરંતુ અહીં આવીને જોઉં છું, સીતા ચાલી ગઈ છે. મને હંમેશનો અપરાધી બનાવતી ગઈ છે. ના, એ નથી જાણતી—એ પત્ર મેં શા માટે લખ્યો હતો, કોની ઉત્તેજના વડે લખ્યો હતો. એનામાં આત્માભિમાનનું ગૌરવ હતું

એટલે મારો પત્ર મળતાં જ ચાલી ગઈ. મને મળવા પુરતી પણ ન રોકાણી, આજ મને એજ વિચાર આવે છે સુશીલબાબુ, જો મારી મા હોત......"

તેનો સ્વર કંઈક ભીનો થવા માંડયો એટલે પોતાની જાતને સંભાળી લઈ તેણે બહાર નજર કરી.

થોડીવાર પછી કંઈક સ્વસ્થ થઈને તે બોલ્યો: "આજે મારી મા હોત સુશીલબાબુ, તો તે મારી વેદના સમજી શકત, તે મને ક્ષમા

કરત. એના સિવાય કોઈ મારા સામે જોત નહિ. મારા હૈયામાં વ્યથાના કેટલા થર જામી પડ્યા છે, તે હું કોને કહું? એવું કોઈ નથી, જેની પાસે બે વાતો કરીને મારી વ્યથા હળવી કરૂં, સંસાર મને બહારથી જુવે છે, મારા હૈયા તરફ કોઈની નજર નથી. સુશીલબાબુ હું અભાગી છું,—ખરેખર અભાગી છું. આપ સહુ મને સુખી ધારો છો, પણ હું સુખી નથી, મેં ઈચ્છા પૂર્વક દુઃખ ઉપાર્જ્યું છે."

ખુરશી પર બેસીને તે વ્યથા ભરી નજરે સુશીલબાબુ સામે જોઈ રહ્યો. ઘણીવાર સુધી તે કશું બોલી શક્યો નહિ. સુશીલબાબુ પણ મૌનભાવે બેસી રહ્યા.

એક લાંબો નિસાસો નાખીને જ્યોતિર્મય બોલ્યો: " જગતમાં મારૂં પોતાનું કહી શકાય એવું ઘણું હતું. મારૂં મોઢું જોઈને જે યથાર્થ સુખી થતા, મારૂં દુઃખ જોઈને જેની આંખોમાંથી આંસુ ટપકી પડતાં, આપત્તિ વિપત્તિમાં મને ઉગારવાની જેમની અપરિસીમ ભાવના હતી, અને જેમનો મારા પ્રત્યે અપૂર્વ પ્રેમ હતો, તે કરુણામયી મા કે કરુણામય દાદા આજ નથી. એકવાર મને સીતા ઉપર ખૂબ જ રોષ ચડ્યો હતો સુશીલબાબુ જ્યારે મેં જોયું, તેણે મારા દાદાને ખેંચી લીધા છે, દાદા એને મેળવીને મારા સામે જોતા નથી, ત્યારે મને સીતા પ્રત્યે ખૂબ જ ઈર્ષા થઈ હતી. જરૂર મને ક્ષમા મળત. કદાચ દાદા મને પાછો બોલાવત અને પોતાના સ્નેહમય હૈયામાં મને સ્થાન આપત—પણ એ કશું ન બન્યું કેવળ સીતા ખાતર. સીતાને મેળવીને દાદાએ મારો હંમેશ માટે ત્યાગ કર્યો,...ફરીવાર મને બોલાવ્યો પણ નહિ. હવે મારા મનમાં એ રોષ કે ઈર્ષા નથી ..મરી ગયેલ છે. કારણ કે મારા દાદા હવે જગતમાં નથી. એ બધી વાતો જવા દો, જે બની ગયું છે, તેની ચર્ચા કરવી નકામી છે, હું આવતી કાલે જવાનો છું એ

વાત સાચી છે. આપ ગમે તે રીતે સીતાને પાછી લઇ આવજો; એને કહેજો ભૂલ દરેક માણસની થાય છે. મેં એની સામે કેવો અપરાધ કર્યો છે, એના જીવનને બરબાદ કરી નાખ્યું છે, એ અપરાધને જતો કરીને તે અહીં હતી...મારા આ અપરાધને ક્ષમા કરે એમ કહેજો. તમે કહેજો સુશીલબાણુ, મેં પહેલાં જે અપરાધ કર્યો હતો, તેની તુલનામાં આ અપરાધ સાવ સાધારણ છે. એને એ પણ કહેજો,—હું બધું સમજ્યો છું, હું માણસ છું. મારામાં પણ જ્ઞાન છે. એક પળની ભૂલ ખાતર મેંજ હળાહળ પીધું છે, તેના ઝેરથી મારૂં તન મન સાવ બળી-બળી ઉઠ્યું છે, મારી વિવેક બુદ્ધિને પણ હું દરેક સમયે કાબુમાં રાખી શકતો નથી. એનો બોજો એ આવીને લઇ લે—હું હંમેશ દૂર જ રહીશ મેં ધર્માંતર કર્યું છે, મને દેવ સેવાનો પણ અધિકાર નથી."

બંને હાથે મોઢું છૂપાવી તે ટીપાઇપર ઝૂકી પડ્યો. ઘરમાં અંધકાર જામ્યો હતો.

## ૪૫

સીતાના દિવસો ખૂબ સુખમાં જતા હતા. પ્રશાંતનો સ્નેહ આદર સારી રીતે મેળવ્યો હતો. નાના ગામડા વચ્ચે તેણે સ્થાઈ ભાવે આસન લીધું હતું.

સુશીલબાબુ તેને તેડવા માટે આવ્યા. તેમણે જણાવ્યું, જ્યોતિર્મયે કશુ લીધું નથી, તેણે સઘળી સંપત્તિ સીતાના નામ પર રજીસ્ટર કરી નાખી છે. સીતાને ફરીવાર રામનગર આવવું જોઈએ, નહિતો ત્યાંનુ બધું બગડી જશે.

સીતાએ નીરવ ભાવે સુશીલભાઈની સઘળી વાત સાંભળી લીધી. પ્રશાંત ગર્જી ઉઠયોઃ "ના સીતાને હવે ત્યાં જવા નહિં દઉં. આપ ભૂલી શકો છો—પણ હું ભૂલી શકતો નથી...જ્યોતિએ કેવી રીતે સીતાનું અપમાન કર્યું છે. સીતાનું કોઈ એ નથી, સીતાનું ગમે તેવું અપમાન કરીશું તો પણ તે શાંત ભાવે સહી લેશે—તેથી જ તેણે આવો પત્ર લખવાનું સાહસ કર્યું હતું. આપ જ્યોતિને જણાવી દેજો સુશીલબાબુ, સીતા એક ખાન દાન વંશમાં જન્મી છે, એ એવી નીચ નથી કે ધક્કો માર્યો હોય, ત્યાં પાછી દોડી જાય. સંપતિ એતો તુચ્છ છે, અને સીતા આગળ સ્વર્ગની સમૃદ્ધિ પણ તુચ્છ છે, આ રીતે અપમાન ભર્યું દાન લેવાની સીતાને જરાયે ઈચ્છા નથી."

સીતા એ શાંત સ્વરે કહ્યું : " હા, આપ એમજ કહેજો ભાઈ. આપતો જાણો છો...દાદા મૃત્યુ વખતે શું કહી ગયા હતા. તે પાછા આવ્યા છે, મેં મારૂં કર્તવ્ય પુરૂં કર્યું છે. જ્યાં સુધી એ ન હોતા આવ્યા, ત્યાં સુધી હું એમની સંપત્તિ સાચવીને બેઠી હતી. અહીં હું ખુબ શાંતિમાં છું. સમય પણ પુરતો મળે છે, રાત દિવસ છાતી પર બોજો રાખીને ફરવું પડતું નથી. આખો દિવસ હું ખેડુતોના ઝુંપડામાં ફરૂં છું, એ લોકોને શિક્ષણ આપુ છું આમાં મને જેટલી શાંતિ મળે છે, એટલી શાંતિ રાજનગરમાં મને કદી મળી નહોતી. "

સુશીલે કહ્યું : "બહેન, તું ધારીશ તો ત્યાં પણ આવી શાંતિ મેળવી શકીશ. અઢળક સંપતિ છે, વિશાળ જાગીર છે, તારે કશું ન કરવું, હું સઘળું કરીશ, તું માત્ર દેખરેખ રાખજે. દેશના કલ્યાણ ખાતર તું સંપતિનો ઉપયોગ કરજે, દરિદ્ર—નિરક્ષર જનતાને શિક્ષણ —આપવાનો પ્રબંધ કરજે. ગૃહમંદિરનો ચોક તૂટી ગયો છે, દાદા કશું કરી શકયા કહોતા, તું પણ નહિ કરેતો બધું પડીને પાદર થઇ જશે. તું ચાલ સીતા, તું નહિ આવેતો સઘળું વેરણ છેરણ થઇ જશે."

સીતાએ દઢ સ્વરે કહ્યું : "મને માફ કરો, હું ફરીવાર સંસારની લેણદેણમાં પડવા માગતી નથી. રોજ અનેક પ્રકારના પ્રશ્નો, અનેક પ્રકારની તડજોડ, એ બધું સહન કરવાની મારામાં શકિત નથી રહી."

સુશીલબાબુએ કહ્યું : " તારામાં, શકિત નથી એ હું માની શકતો નથી સીતા. તારામાં શકિત ન હોત, તો દાદા તારા માથા પર આવી જવાબદારી મૂકીને જાત નહિ. તું જે કંઇ કરીશ, એમાં તારો સ્વાર્થ નહિ હોય, પરાયાની ઉન્નતિ હશે. તું તારી જાત પર વિજય મેળવી શકી છે, તેથીજ દસ માણસોના હૈયામાં તારૂ સ્થાન છે. તું નહિ સમજી શકે સીતા, પણ જેને તારૂ અપમાન કર્યું છે તેણે જ

તારા મહત્વ આગળ મસ્તક ઝુકાવ્યું છે. એણે ક્ષમા યાચી છે; તેણે કહ્યું છે, સીતાને કહેજો, મે ઘણા સમય પહેલાં એનો જે અપરાધ કર્યો છે, તે અપરાધ આ અપરાધની તુલનામાં સામાન્ય છે...આટલું વિચારીને પણ મને ક્ષમા આપે. તેણે કહ્યું છે, હું માણસ છું, મારામાં પણ સમજ શક્તિ છે. ભૂતકાળમાં મોહવશ બનીને જે કરી નાખ્યું છે, એનું પરિણામે આજે અને આવતી કાલે ભયંકર રીતે ભોગવવાનું છે. ખરેખર સીતા, મેં જોયું—જ્યોતિર્મય પહેલાં જેવાં નથી, દુઃખની જ્વાળાઓ વચ્ચે તે ઘેરાઇ ગયો છે, એના નયને, વદને, એવો કરુણ ભાવ વસ્યો છે કે જે જોઇને માણસને દુઃખ થાય. તે દિવસે હું એની નિંદા કરતો હતો, આજ કહું છું, એ ખરેખર અભાગી છે; જગતમાં બધું હોવા છતાં એનું કશું નથી. આજે જે લોકો મિત્ર રૂપે એની આસપાસ ઉભા છે, તે લોકો પોતાના જ સ્વાર્થ સામે જોઇ રહ્યા છે, જ્યોતિર્મય તરફ કોઇ જોતું નથી."

સીતાના ચહેરા પર ચિંતાની વાદળી તરી ગઇ, તે નીચી નજરે જોતી બેસી રહી.

પ્રશાંત સીતાનો મનોભાવ જોઇ ગયો. તે પણ અન્ય દિશા તરફ જોઇ રહ્યો.

ઘણીવાર પછી એક નિશ્વાસ નાખીને પ્રશાંત બોલ્યોઃ "તો પછી તું જા સીતા; ત્યાં તારા હાથે અનેક કાર્ય થશે,–અહીં તું શું કરી શકીશ બહેન ?"

સીતાએ પ્રશાંત સામે જોઇને કરુણ સ્વરે કહ્યુંઃ "તમે મને ધક્કો મારો છો ભાઇ ?"

"ધક્કો મારું...તને ? તું શું કહે છે સીતા, હું તને ધક્કો મારું ? જાણતી નથી બેન, તારા ભાઇના ઘરમાં તારા માટે કેટલી

જગ્યા છે; અને અન્ય કોઇ આગળ ન હો પણ તારા ભાઈ આગળ તારો કેટલો આદર છે! મારે બીજું કોણ હતું સીતા, મારા માટે જુદો સંસાર ન રચવાની મારી પ્રતિજ્ઞા તો તું જાણે છે. આપણે બંને ભાઇબહેન જગતની સેવા માટે જીવન અર્પણ કરવા જન્મ્યા છીએ, અંગત સ્વાર્થ ખાતર જીવવા આવ્યા નથી. તું મારી બહેન છો, એ વિચારથી મારૂં હૈયું કેટલા ગર્વથી ઉછળી ઉઠે છે, એ તું જાણતી હોત તો..."

ગંભીર આવેગથી પ્રશાંતનો કંઠસ્વર રૂંધાઈ ગયો. તેણે નિઃશબ્દે સીતાનો એક હાથ પકડી લીધો.

સીતાએ સુશીલબાબુ તરફ જોઇને કહ્યું: " ત્યારે ભાઈ, તમે પાછા જાઓ. કલકત્તા જઇને એમને કહેજો—મેં જે સોંપી દીધું છે, જે ભાર માથા પરથી ઉતાર્યો છે, તે ભાર હવે હું ઉપાડીશ નહિ. મને પૈસાની જરૂર નથી. લોકસેવામાં જે તૃપ્તિ છે, તે અહીં મળે છે. સીમાબદ્ધ—સ્થિતિમાં મારાથી રહી શકાય તેમ નથી, હું અસીમ વચ્ચે મારી જાતને મૂકી દેવા ચાહું છું. મને હવે આ સંબંધી આગ્રહ ન કરશો ભાઇ, મારા જીવનની સઘળી આશા મટી ગઈ છે, બધી ઇચ્છા પુરી થઇ છે. મારો ભાઈ સન્યાસી છે, હું એની સન્યાસીની બહેન છું...અમે ભાઈબહેન આ રીતે જીવન પુરૂં કરી નાખશું."

સુશીલબાબુએ એક નિસાસો નાખ્યો. ત્યાર પછી તેઓ ઘણા ભારે હૈયે વિદાય થયા.

વિચાર મગ્ન દશામાં પ્રશાંતે કહ્યું: " બહેન, તું ગઇ હોત તો સારૂં હતું."

સીતાએ શાંત સ્વરે કહ્યું: " ના ભાઇ, ગઈ હોત તો વધારે

અપમાન વેઠવું પડત, વળી કોણ શું કહી નાખે તે નક્કી નહિ. અહીં મને આનંદ છે. અહીં સૌથી ઉપરવટ આસન નથી મળ્યું, સહુની વચ્ચે સ્થાન મળ્યું છે. જનતા વચ્ચે જીવવાનો જે આનંદ અહીં છે, તે આનંદ ત્યાં નથી.''

પ્રશાંતે બહેનના માથા પર હાથ મૂકી ધ્રૂજતા સ્વરે કહ્યું: "આશીર્વાદ આપું છું, તારી સાધનાનું ફળ તને મળે, તારું વ્રત સાર્થક બને.''

## ૪૬

કેટલાક દિવસો પછી......

સીતા પૂજા કરવા બેઠી હતી. સામેના સિંહાસન પર શાલીગ્રામ પડયા હતા, પરંતુ નારાયણની પૂજા કરવાનો તેને અધિકાર નહોતો. તે શિવલિંગની પૂજા કરતી હતી.

પાછળ વરંડામાં કોઇ આવીને ઉભું રહ્યું, સીતા એ જાણી શકી નહિ,--ત્યારે તે તન્મય બનીને પૂજા કરી રહી હતી.

બહારનું આકાશ મેઘથી છવાયેલું હતું, ઠંડો પવન વહેતો હતો. મહા મહિનો પુરો થવા આવ્યો હતો, ઠંડી ઘણી ઓછી થયેલી હોવા છતાં પવનની શીતળતા ઠંડીનું ભાન કરાવી રહી હતી.

વહેલી સવારે પ્રશાંત ખેડુત સાથે ખેતર પર કામે ગયો હતો. સીતા હંમેશ માફક સ્નાન કરી ફુલ તથા બિલ્વપત્ર લઇને પૂજા કરવા બેઠી હતી.

તેનો ચહેરો અત્યારે ઉજ્વળ બની ગયો છે...બંધ કરેલા નયનો ભક્તિ ભાવથી ભરેલાં છે. અને એ મીચાયેલાં નયનો વાટેથી આંસુની ધારા વહી રહી છે. ભીના વાળ ધરતી પર આળોટી રહ્યા છે, કેટલીક છુટી છવાઇ લટો હૈયા પર અને હાથ પર ઝૂલી રહી છે.

પૂજા પુરી થઈ ગઈ. સાડીનો છેડો ગળામાં વીંટાળી તેણે પ્રણામ કર્યા. તેના કંઠમાંથી નીકળતા નમસ્કારમંત્રોએ નિસ્તબ્ધ ઘરને મધુર સ્વર વડે ભરી દીધું.

પુજાનું વિસર્જન કરીને તેણે પુનઃ નમસ્કાર કર્યા. તે બોલીઃ " ભગવંત, મને માત્ર ભક્તિ આપીને આપનું દાન પુરૂં નહિં થાય. હું મુક્તિ નથી ચાહતી, સ્વર્ગ નથી ચાહતી,–મને માત્ર બળ આપો, સાહસ આપો, હું સઘળા આઘાત સહી શકું...માનવ તરીકેનો પરિચય આપવાની સ્પર્ધા કરી શકું. મુક્તિ એ લોકો માગશે–જે લોકો સંસારમાં રહેવા છતાં રહેવા ઇચ્છતા નથી...એ લોકો જ માગશે; હું એ નથી ચાહતી ભગવંત,–હું આ રૂપ–રસ–ગંધ–ભરી પૃથ્વી પર ખૂબ જ પ્યાર રાખું છું...પૃથ્વીના હૈયા પર આપે જે કંઇ સર્જન કર્યું છે, તેને હું મારી જાત કરતાં વધારે ચાહું છું. હું મુક્તિ નથી ચાહતી, કોઈ દિવસ ચાહીશ નહિ, હું ચાહું છું ફક્ત શક્તિ અને સાહસ: મને કઠોર બનાવો, મને સહનશીલતા આપો, મારામાં સાહસ રેડો. આ હૃદયને પાષાણ જેવું સખત બનાવી એમાં રહેલી સ્નેહ–મમતા ભૂંસી નાખો."

ધરતી પર માથું રાખી ઘણીવાર સુધી તે પડી રહી. કેમ સીતા આંખમાં આંસુ શા માટે ? અસહ્ય યાતનાથી હૈયું શા માટે તૂટી જાય છે ? ભગવંત, રક્ષા કરજો, માર્ગ દેખાડજો...આંખમાં આંસુ ન આવે એ તમે સંભાળજો.

તેણે જ્યારે માથું ઉંચું કર્યું, ત્યારે આંસુ વડે ધરતી ભીની થઇ ગઇ હતી. ગળામાંથી સાડીનો છેડો કાઢીને તે આંસુ લૂછવા માંડી.

" સીતા......"

કોણ બોલાવે છે ? પ્રશાંત સિવાય અહીં કોઈ એને નામ દઈને બોલાવતું નથી ! આ કંઠસ્વર સાવ અપરિચિત છે જ નહિ.

ઘણા સમય પહેલાં...આઠ નવ વર્ષ પહેલાં...આ કંઠસ્વર તેણે સાંભ ળ્યો હતો, આજ પણ એ અવાજ ભૂલી શકાયો નથી. ચમકેલી સીતાએ સામે નારાયણશીલા તરફ જોયું.

ફરીવાર એ આહ્વાન અથડાયું:—" સીતા......"

મોઢું ફેરવીને તેણે જોયું, બારણા બહાર જ્યોતિર્મય ઉભો છે. સીતાનો ચહેરો ઝંખવાણો પડી ગયો, સ્થિર ભાવે તે જોઈ રહી. જાણે તે પોતાની આંખનો પણ વિશ્વાસ કરી શકતી નહોતી.

શાંત સ્વરે જ્યોતિર્મયે કહ્યું: " બહાર આવ સીતા, તારી સાથે મહત્વની વાત કરવી છે, તેથી હું અહીં આવ્યો છું. તારા પૂજાગૃહમાં આવવાનો મને અધિકાર નથી, એ વાત તું પણ સમજી શકીશ."

મંત્ર મુગ્ધાની માફક સીતા બહાર આવી. ચાલતાં ચાલતાં તેના બંને પગ ધ્રૂજતા હતા. માંડ માંડ તે બહાર આવી.

બહારનો પ્રકાશ મુક્ત ભાવે તેના દેહ પર, વદન પર છવાયો. કેવી ઉજ્વળ તેજપુર્ણ મૂર્તિ, આપોઆપ એના ચરણમાં શ્રદ્ધાથી માથું નમી પડે. આ કોઈ પ્રતિભાવંત દેવી જણાતી હતી.

જ્યોતિર્મય સ્થિર નજરે ઘડીભર સીતાના તેજોમય વદન સામે જોઇ રહ્યો, ત્યારે પછી તેણે નજર ફેરવી લીધી.

દિવાલને ટેકો આપીને સીતા નીચી નજરે જોતી ઊભી રહી. કંપતા અધર વચ્ચેથી તે બોલી:—' મારા ભાઇ ઘેર નથી. "

" તારા ભાઈનું મારે કામ નથી સીતા, મારે તારૂં કામ છે. સુશીલબાબુ પાસેથી સમાચાર મળ્યા કે તરત હું અહીં તારી પાસે આવ્યો છું. મારો ઉદ્દેશ તું સમજી શકી હોઇશ. હું કાલે રાતે બે વાગે સ્ટેશને આવ્યો હતો. ત્યાર પછી નવમાઈલ સુધી ગાડામાં બેસીને

અહીં આવ્યો. તારી સાથે કેટલીક વાત કરી, તારો છેલ્લો જવાબ લઈ હું હમણાં જ ચાલ્યો જઈશ. એટલા માટે મેં ઘોડું પણ રોક્યું છે,"

સીતાએ જ્યોતિર્મય સામે જોયું, ખરેખર તે ખૂબ થાકી ગયા લાગે છે. અનિદ્રા અને ગાડીની સફરનું દુઃખ તેના ચહેરા પર દેખાય છે. બંને આંખો ધૂળધૂળ થઈ ગઈ છે, માથાના વાળ સાવ રૂક્ષ બનીને પ્રશસ્ત લલાટ પર આવી પડયા છે,

જ્યોતિર્મય ત્યાંને ત્યાં ધરતી પર બેસી ગયો. હવે સીતાને કંઈક ભાન આવ્યું. તે એકદમ અંદરથી એક કુશાસન લઈ આવી. શુષ્ક હાસ્ય સહ જ્યોતિર્મય બોલ્યો: "આસનની કશી જરૂર નથી સીતા. હુ સારી રીતે બેઠો છું. તું મને ખૂબ દૂર રાખવા ચાહે છે, હું પણ તારાથી દૂર રહીશ."

એના શબ્દોમાં કેટલી વેદના ટપકી રહી હતી, તે સીતા બરાબર સમજી; પણ તે કશું બોલી નહિ આસન એક તરફ મૂકીને ઉભી રહી.

જ્યોતિર્મય કંઈક વિચારતો હતો. ઘડીભર પછી તે બોલ્યો: "પહેલાં હું તારી પાસે એક પ્રશ્નનો જવાબ માગું છું,—તું કોના પર સઘળો ભાર મૂકીને અહીં ચાલી આવી છો, તે મને પહેલાં કહે. હું જાણવા માગું છું, દાદાએ તને જે આજ્ઞા આપી હતી તે તેં પાળી છે કે નહિં. આશા રાખું છું; એનો જવાબ તું મને જરૂર આપીશ."

સીતાએ જ્યોતિર્મય સામે જોયું. સ્થિર અને શાંત સ્વરે તે બોલી: "હા, એનો ઉત્તર હું જરૂર આપીશ. આપે એ વાત જરૂર સાંભળી હશે, દાદાએ મરતી વખતે મારી માગણી સ્વીકારી હતી. મેં પૂછયું હતું—તમારા ધર્મત્યાગી પૌત્ર પાછા આવે તો હું એમને

એમની સંપત્તિ પાછી આપી શકું ? દાદાએ હા કહી હતી. જ્યાં સુધી આપ આવ્યા નહિ, ત્યાં સુધી હું મારી શક્તિ પ્રમાણે તમારી મિલ્કત સાચવી રહી. પછી આપ આવવાના છો તે જાણીને હું બધો ભાર સુશીલાબાબુને સોંપીને અહીં ચાલી આવી. મેં મારું કર્તવ્ય બજાવ્યું છે, એવો મને વિશ્વાસ છે."

અધીર ભાવે માથાના વાળ પર હાથ ફેરવતાં જ્યોતિ બોલ્યો: "જો હું એમ કહું કે તે તારું કર્તવ્ય નથી બજાવ્યું, તો એ અન્યાય નહિ ગણાયને સીતા ?"

સીતાએ ધીરજથી કહ્યું: "આપ મારી ત્રુટી ક્યાં જોઈ શક્યા છો ?"

"મૂળમાં જ તેં ભૂલ કરી છે! તેં દાદાને કહ્યું હતું—જો તમારો ધર્મત્યાગી પૌત્ર પાછો ફરે તો એની સંપતિ એને આપી દઈશ. પણ દાદાનો ધર્મ ત્યાગી પૌત્ર પાછો ફર્યો છે કે નહિ, એ જાણ્યા વગર તું કેવી રીતે બધું છોડીને ચાલી ગઈ ?"

સીતા એની વાત સમજી શકી નહિ—ફાટી આંખે એના સામે જોઇ રહી.

જ્યોતિર્મયે સ્થિર સ્વરે કહ્યું: "તું—એમ જ કહીશ કે હું પાછો ફર્યો છું. પણ હું ક્યાં પાછો ફર્યો છું સીતા ! ધર્મત્યાગી પૌત્ર જો પાછો ફરે, અર્થાત જો મારી સ્વધર્મનિષ્ઠા પાછી ફરે, જો હું શ્રીધરની પૂજા કરવાને યોગ્ય બનું, તો જ મારું પ્રત્યાવર્તન થયું ગણાય. હું પાછો ક્યાં ફર્યો છું ? હું સ્વધર્મત્યાગી છું. પૂજા કરવાની વાત તો દૂર રહી મંદિરમાં પ્રવેશ કરવાનો પણ મને અધિકાર નથી. હું પાછો ફર્યો કેવી રીતે સીતા ? મંદિરના દ્વાર પાસે ઉભા રહેવાનો અધિકાર મને છે...પણ અંદર જવાનો અધિકાર ક્યાં મળ્યો છે સીતા ?"

તેનો સ્વર કંપતો હતો, પોતાની નિર્બળતા ન જણાવવા ખાતર તેણે મોઢું ફેરવ્યું.

સીતાએ કહ્યું: "પણ આપ..."

": ના, આજ તું મૌન રહે, મને મારી વાત પહેલાં કરવા દે. મનની સઘળી વાત આજ તારી પાસે ખૂલ્લી કરીને હું ચાલ્યો જઇશ. ત્યાર પછી તું તારૂં કર્તવ્ય નક્કી કરી લેજે. હું પોતે બરાબર સમજી શક્યો છું, મારૂં શું હતું અને મેં કેટલું ગુમાવ્યું. પણ એ વાત કહીને—એ વેદના જણાવીને હું તારા દિલમાં કરુણા ઉભરાવવા નથી ઇચ્છતો; કારણ કે એ માટે હું આવ્યો નથી. હું જાણું છું, મારૂં એવું વેરવિખેર બની ગયું છે કે જીવનની માળા મારાથી ગૂંથી શકાય એમ નથી મને પણું દુઃખ થાય છે...ભગવાને મને સઘળું આપ્યું હતું...મેં સ્વેચ્છાએ બધું ગુમાવી દીધું. લોકો મને જોઇને માને છે કે મારે કશી વાતનો તોટો નથી, મારી પાસે બધું છે; પણ તું વિશ્વાસ રાખજે સીતા, મારૂં કશું નથી, મારૂં કોઈ નથી,—હું ખરેખર અભાગી છું. જગત મારા દ્વારા પોતાની વાસના પૂર્ણ કરવા માગે છે,—અને એટલા જ માટે મારે હસવું પડે છે, મજુરી કરવી પડે છે, જીવવું પડે છે—પણ મારા સામે કોઇ જોતું નથી."

કપાળ પર બંને હાથ મૂકીને તે કંઇક વિચારમગ્ન નેત્રે અન્ય દિશા તરફ જોઇ રહ્યો.

આજ સવાર સુધી સીતા માનતી હતી, જ્યોતિર્મય સુખી છે; આ પળે તે સમજી,—ના, તે ખરેખર ખુબ દુઃખી છે, સીતા કરતાં પણ વધારે વ્યથા ભોગવે છે. સીતાને ક્યારેક પણ કંઇક હતું, તે જેની પાસે જતી, ત્યાંથી તેને મમતા તો મળતી જ હતી. પરંતુ જ્યોતિર્મય આત્મા-માની ચમક પાછળ જ દોડી રહેલ છે. તૃષાતુર નીનેતે બમૃગજળ

પાછળ દોડ્યો હતો.—તૃષા છીપાણી નહિ, તૃષા વધારે તીવ્ર બની.

આજ આ અભાગીના દુઃખની કલ્પના કરીને સીતાનું સમસ્ત ચિત્ત વ્યથાથી ભિંસરાઈ ગયું, તે પોતાની વાત ભૂલી ગઈ. પરંતુ હવે શું જવાબ આપવો તે સીતા વિચારી શકી નહિ.

જ્યોતિર્મયે સીતા સામે જોયું. આ વખતે સીતાએ નીચી નજર ન કરી, કરુણભાવે જ્યોતિ પ્રત્યે જોઈ રહી.

જ્યોતિર્મયે કહ્યું: " મારું ગમે તે થાય—હું ખાસ તો એ કહેવા આવ્યો છું—તારે રામનગર જવું પડશે તું નહિ જા એ કોઇ રીતે નહિ ચાલે—તારું કામ બીજાથી થઇ શકશે નહિ. મેં ઇભાની તપાસ કરી હતી પણ તે આપણી વચ્ચે નથી રહી, અનંત વેદના અને સંતાપ સહીને પૃથ્વી વચ્ચેથી ચાલી ગઇ છે...મારી અભાગિની બહેન......"

આંસુએ એની વાતને અહીં જ રોકી રાખી. જ્યોતિર્મયે રૂમાલ વડે મોઢું ઢાંકી આંસુ વહાવ્યાં.

ઇભા નથી રહી...સીતા સ્તબ્ધ થઇ ગઇ. એની આંખ સામે ઇભાની સુંદર—સરલ મૂર્તિ ખડી થઇ; એની વાતો કાનમાં ગુંજવા માંડી...આહ...જુઇના ફુલ જેવી ઇભાનું છેવટે આવું પરિણામ આવ્યું !

ઇભાનો લાંબો પત્ર સીતાને યાદ આવ્યો. ઇભાના આ અકાલ-મૃત્યુ માટે કોણ જવાબદાર ? શું એની જનેતા નહિ ? એક ચરિત્ર-હીન શરાબીના હાથમાં તેણે કન્યાનું દાન કર્યું. કન્યા સામે ન જોયું...જોયું પૈસા સામે, મર્યાદા સામે,...તેથી જ એનું કઠોર પરિણામ આવવાને હજુ રહ્યું.

જ્યોતિર્મયે સ્વસ્થ થઇને સીતા સામે જોયું. સીતા ઇભાના

વિચારમાં પોતાની જાતને ભૂલી ગઈ હતી. જ્યોતિર્મયે શાંત સ્વરે કહ્યું: " મને ખબર છે, તું ઇભાને ખૂબ ચાહતી હતી, એ વાત મને ઇભાએ કહી હતી. તેણે ખૂબ જ દુઃખ ભોગવ્યું છે. હું પણ એની મુક્તિ માટે મૃત્યુની જ પ્રાર્થના કરતો હતો; કારણ કે મૃત્યુ સિવાય એને કોઈ છૂટકારો આપી શકે તેમ નહોતું. એ બચી ગઈ છે સીતા, એની સમગ્ર આગ અને વેદના શાંત થઈ ગઈ છે. મરીને એ બચી ગઈ છે. કાકી છે, પણ એ જીવતાં મરેલાં જેવાં થઇ ગયાં છે. અત્યારે એમની જે દશા છે, તે જોતાં એમના માટે મૃત્યુ જ સારું."

સીતાએ છેડા વતી આંસુ લૂછી નાખ્યાં. બહાર રસ્તા પર ઉભેલા ગાડીવાને બૂમ મારી: " બાબુ ચાલો, પછી સાંજની ગાડી મળી શકશે નહિ. "

જ્યોતિર્મય ઉભો થઇ ગયો. બોલ્યો: " તો પછી તારે હવે બે દિવસમાં રામનગર જવાનું. હું ગમે ત્યાં હઈશ...એ સમાચાર મને મળી જશે. અને જો તું ત્યાં રહેવા ન માગતી હો, તો તારી સંપત્તિની તારે જે વ્યવસ્થા કરવી હોય, તે કરજે, મારા પર કશો આધાર રાખીશ નહિ. તારે એટલું યાદ રાખવું, હું છું જ નહિ. સંપત્તિ તારી છે...અને તું ગમે તે રીતે ફેંકી શકે છે, એની વચ્ચે આવવાનો મને કોઈ અધિકાર નથી, "

" હું..."

વચ્ચે જ જ્યોતિર્મય બોલ્યો : "ના હું તારી કોઈ વાત નહિં સાંભળું સીતા, તારે માની લેવું કે દાદાની આજ્ઞા છે. જો એ પણ ન માનતી હો, તો એમ માનજે હું તને આજ્ઞા આપું છું. "

"આપ...આપ આજ્ઞા આપો છો ? " સીતા ફાટી આંખે જ્યોતિર્મય સામે જોઈ રહી.

જ્યોતિર્મય આગળ આવ્યો, બરાબર સીતાની સામે ઊભો રહ્યો, સ્થિર સ્વરે બોલ્યો : " હા, હું આજ્ઞા કરૂં છું સીતા તું જાણે છે...દાદા એ તને મારા હાથમાં સોંપી હતી...લૌકિક દૃષ્ટિએ નહિ પણ ધર્મ દૃષ્ટિએ તું મારી સ્ત્રી છે. કોઈ દિવસ ન માનવા છતાં આજ હું એ સ્વામિત્વના અધિકારથી કહું છું... "

તેણે સીતાના ધ્રૂજતા બંને હાથ પકડી લીધા. કહ્યું : " તું મારી પત્ની છો, જરૂર તારે મારી આજ્ઞા સ્વીકારવી પડશે. સીતા એક વાર મારા સામે જો...દાદાના આશીર્વાદ,...માંગ..."
સીતા તેના ચરણમાં ઢળી પડી, માટી પર મોઢું રાખીને આવેગ ભર્યા સ્વરે બોલી : " હું જઈશ, હું ત્યાં જઈશ. "

થોડીવાર પછી તેણે જયારે મોઢું ઊંચું કરીને જોયું, ત્યારે જ્યોતિર્મય ચાલ્યો ગયો હતો.

ગામડાના રસ્તા પર એક ગાડુ જતું દેખાયું.

સીતા સ્થિર નજરે એ તરફ જોઈ રહી. તેના ગાલ આંસુથી ચળકી રહ્યા હતા.

૪૭

સીતા જ્યારે રામનગર પાછી આવી, ત્યારે નાનાં મોટાં સહુ ખૂબ આનંદિત થયાં. એક દાસીએ સીતાના પગની ચરણરજ લેતાં કહ્યુંઃ " જુવો બહેન, સોનાનો સંસાર કેવો વેરવિખેર થઇ ગયો છે! આ તો જાણે ભૂતોનું ઘર થઇ ગયું છે...સૌ પોતપોતાની મરજીમાં આવે તે રીતે કરે છે...કોઈ નથી કહેનાર કે કોઇ નથી દેખરેખ રાખનાર. ઘરમાં બધા છે. છતાં જાણે કોઇ નથી. જરા જુઓ તો ખરા, ઘરની કેવી દશા થઇ છે,"

સીતાએ કહ્યુંઃ " હું હોત તોયે શું કરત! જેનો જે સ્વભાવ હોય, તે સહજમાં જાય ખરો?"

દાસીએ કહ્યુંઃ " એજ આપનો દોષ છે, બેનબા, તમે પોતે ધણીયાણી હોવા છતાં ચોર માફક રહો એટલે બધા આસમાને ચડી જાય. આપ સઘળો ભાર હાથમાં લ્યો જોઉં, પછી કોની મગદુર છે કે મન ફાવતું કરે! હું ઘણા વર્ષોથી આ ઘરમાં છું, જ્યોતિભાઇને તો મેં ખોળામાં રમાડીને મોટા કર્યા હતા. એક દિવસે આ સંસાર કેવો હતો તેં જોયું છે, આજ કેવો બન્યો છે તે પણ જોઉં છું.

બહેન, જે શ્રીધર માટે દાદા પોતાનો પ્રાણ પાથરતા, તે શ્રીધરની આજ કેવી દશા છે તે એકવાર જુઓ, પછી બીજી વાત કહેજો. ભટ્ટાચાર્ય મહાશય જમણા હાથે પૂજા કરે છે અને ડાબા હાથે આંસુ લૂછે છે. આપ આવ્યા છો તો ઠાકોરજીનો ભાર તમારા જ હાથમાં લો."

શ્રીધરની પૂજાની આવી વ્યવસ્થા? સીતાના મનમાં થયું, આ શ્રીધર એતો દાદાનું જીવન હતા. દાદાએ સઘળાંનો ત્યાગ કરીને કેવળ આ શ્રીધરનોજ આશ્રય લીધો હતો. સીતાના બંને નયનો પળ માટે દીપ્ત બની ગયાં.

વૃદ્ધ રસોયણ સીતાના માથા પર હાથ મૂકીને આશીર્વાદ દેવા જતાં રડી પડી. આ રીતે જે જે માણસો આવ્યા તે રડી પડ્યા.

સહુ આવ્યા—પણ જયંતી ન આવી. તે પોતાના ખંડમાં શય્યા પર પડી પડી આંસુ વહાવી રહી હતી.

સીતાને અહીં આવતાં જ સમાચાર મળી ગયા હતા, જયંતી અહીં આવી છે.

સીતા ઉપર ગઈ. એ વખતે જયંતી શય્યા પર પડી પડી રડતી હતી. તેનો સમસ્ત દેહ રુદનના આવેગથી ધ્રૂજતો હતો. સીતાએ અટકાવેલું બારણું ખોલી અંદર પ્રવેશ કર્યો; જયંતીની શય્યા પાસે તે ઉભી રહી, જયંતી કશું જાણી શકી નહિં.

આ શોકમગ્ન જયંતીની વ્યથા સીતા સમજતી હતી, કારણ કે ઈંભા પ્રત્યે જયંતીનો પ્રેમ ઓછો નહોતો. ઘડીવાર ઉભી રહ્યા પછી તે બેસી ગઇ.

આ વખતે જયંતી તેનું આગમન જાણી શકી, છતાં તેણે ઉંચુ ન જોયું, તેનું રૂદન વધી પડયું.

સીતા પણ રડી રહી હતી. આંખો લૂછીને તે બોલી: "મા,

છો, બેઠાં થાઓ, જુઓ હું આવી છું."

"મને મા કહીને ન બોલાવીશ, સીતા! મને કોઈ મા કહે તે હવે સહી શકાતું નથી."

જયંતી વેગથી રડી પડી. સીતાએ તેને બેઠી કરી. તેના આંસુ લૂછતા લૂછતાં તે બોલી: "આપની એક દિકરી ચાલી ગઈ છે, અને બીજી દિકરી આવી છે, મા. આપ મા શબ્દ સહી શકો નહિં એ કેમ ચાલે? આપ મા બનશો ત્યારે જ આપના હૃદયનું ક્ષત રૂઝાશે."

સીતાને ગળે વળગી પડતાં જયંતી બોલી: "હું મારા મનને શાંતિ નથી આપી શકતી, સીતા! મા થઈને મેં પ્રભાને મૃત્યુના મોઢામાં હડસેલી. મૂકી! મેં જાતે એના મોઢે વિષનું પાત્ર ધર્યું, તેણે મને પહેલેથી ચેતવી હતી, પણ મેં એની વાત કાન પર ન લીધી. મેં એને પરાણે કુવામાં ફેંકી દીધી સીતા, સંતાન વગરની અનેક માતાઓ હશે, ઘણી માતાઓનાં બાળકો રોગથી મરી ગયાં હશે, પણ મારી પ્રભુએ અસહ્ય વેદના ટાળવા ખાતર આત્મહત્યા કરી. મને શાંતિ મળે એવું કશું ન રહ્યું સીતા!"

સીતાના આંસુ જયંતીના આંસુ સાથે એક બન્યાં. જયંતી જાણતી હતી, પ્રભા પર સીતાની મમતા કેટલી હતી; પ્રભાના મૃત્યુથી સીતાનો પ્રાણુ ઘવાયો છે. આટલા દિવસ સુધી તે છૂટા મોઢે રડી નહોતી...પણ આજ સીતાને જોઈને તેનું રૂદન ઉછળી પડયું હતું.

પ્રભાના મૃત્યુની વિગત જયંતી પાસેથી સીતાએ જાણી.

'હંમેશનો માર, હંમેશનો કકળાટ, અભાગિની પ્રભા સહી શકી નહિ. એની માએ તો ઐશ્વર્ય જોયું હતું, વંશગૌરવ પણ જોયું હતું, પરંતુ કન્યાના સુખ દુઃખ સામે જોયું નહોતું. બધા અસહ્ય જાણતાં

તે બે દિવસ માટે મા પાસે જવા ઇચ્છતી હતી. પણ મા તેને લઇ જઈ શકી નહિં. ઇભાને એના વરની સંમતિ મળી નહિં. ઇભા આ ત્રાસ સહી શકી નહિં, એની યંત્રણા અપાર બની ગઇ હતી, એમાંથી છૂટવા માટે તેણે આપઘાત કરી નાખ્યો. જીવતાં તે શાંતિ ન મેળવી શકી, મરીને શાંતિ મેળવવા તે ચાલી ગઇ.

સીતાએ આર્દ્રભાવે કહ્યું: "મને તમારી દિકરી માનો મા, આપણાં સામે કઇ નથી, મારે પણ કોઇ નથી. દુનિયામાં પણ હું એકલી અટૂલી પડી ગઇ છું. વ્યર્થ જીવન લઇને દુનિયામાં આવી છું, ચારેકોર ફરી રહી છું; દુનિયાએ મારી પાસેથી બધું લીધું, મને કશું ન આપ્યું. એક ક્ષણ માટે શાંતિ મળે એવું કશું મારી પાસે નથી રહ્યું. મારા ભૂતકાળ સામે જોઉં છું તો બધું શૂન્ય છે......કશું નથી; ભવિષ્ય પણ એવું જ અંધકારમય છે. છતાં હું જીવી રહી છું, કર્તવ્ય પાલન કરી રહી છું, અને કરતી રહીશ. પણ દરેકને એકાદ આશ્રય જોઇએ છીએ......માણસ થાકીને કોઇના ખોળામાં માથું મૂકી વિશ્રામ લઇ શકે એવો આશ્રય સહુને જોઇએ છીએ. મારે પણ એવા આશ્રયની જરૂર છે મા."

જયંતીએ ભાવ ભર્યા સ્વરે કહ્યું: "મારા હૈયા પર આવ સીતા. આજ મને યાદ આવે છે એની એ તું છે...એની એ હું છું. તને હું આજ સુધી ઓળખી શકી નહિં, તને મેં ઘણું યે ન કહેવાનું કહ્યું છે......આ બધું વિચારતાં હું તને મારૂં મોઢું પણ બતાવી શકતી નથી. ઇભા તને ઓળખી ગઇ હતી, મને કહેતી હતી,—મા, તમે સીતાબહેનને ઓળખી શક્યા નહિં, પણ એક દિવસ જરૂર ઓળખી શકશો. આજ તને ઓળખી શકી છું સીતા, પણ આજ ઇભા ન રહી........"

ફરીવાર જયંતી રડી પડી.

૪૮

"ધીરે ધીરે આવ...હજી આસ્તે આવ;—આટલી બધી ઊતાવળ શા માટે કરે છે ?...બસ અત્યારે જ જઈશ ? ના, હું આમ તરત નહિ જવા દઉં સીતા ! શું ? તું કોણ છે ? શું જોઈએ છીએ ?...તું સીતાને કાઢી મૂકવા આવી છે...એને મારી પાસે નહિ રહેવા દે !——ઓહ......,કોણ તું રાક્ષસી ? ...તારી આંખો કેટલી ભયંકર છે ?નરકની આગ વરસી રહી છે ! તને ઓળખુ છું...ઓળખુ છું...તું ...તું...દેવયાની ! તું મારી સીતાને દૂર ધકેલી દેવા માગે છે ?..."

જ્યોતિર્મય તરફડી રહ્યો હતો, આજ ચાર દિવસથી તેને પ્રબળ જવર આવ્યો હતો, અને તે જરાય ઊતર્યો નહોતો. જવરના વેગમાં તે બકી રહ્યો હતો, કોઈ વાર ઊઠીને બેઠો થઈ જતો હતો, તેના ગૌર વદન પર રતાશ ફુટી હતી, બંને આંખો વધારે પડતી લાલ થઈ ગઈ હતી,

છેલ્લા સાતેક મહીના થી દેવયાની ઢાકામાં હતી. સ્વામીનો મનોભાવ સમજીને તેણે સ્વામીને થોડા દિવસ માટે પોતાના વિયોગનો

અનુભવ કરવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ એનાં દુર્ભાગ્યે જ્યોતિર્મયને એ વિયોગની કશી અસર ન થઈ.

મર્મવેદનાથી અસ્થિર બનીને દેવયાની વગર તેડાવી પાછી આવી. પાછી તો આવી પણ આ વખતે સંપતિ માટે પોતાનો નિર્ણય કરતી આવી.

દસ બાર દિવસ પહેલાં આ સંપતિ સંબંધી ચર્ચામાં સ્વામી સ્રી વચ્ચે ભીષણ વિવાદ થઇ ગયો હતો. વિવાદ પછી દેવયાની—એ સ્વામી સાથે બોલવું બંધ કર્યું,—જ્યોતિર્મય પણ એનાથી દૂર રહેવા લાગ્યો. માધવી જમાઇના વ્યવહારથી ભારે ખીજાણી હતી—તેણે પણ જમાઇ સાથે બોલવું બંધ કર્યું હતું. એક સુરેશબાબુ સિવાય જ્યોતિર્મયનો સહાયકર આ ઘરમાં કોઇ નહોતું.

સ્રી કન્યાના વહેવારથી સુરેશબાબુ ભારે દુઃખી થયા હતા. તેઓ સામાન્ય રીતે ઓછું બોલનારા હતા...આ બધા વ્યવહારથી તેમણે બોલવાનું સાવ બંધ કરી દીધું આ ઘરમાં રહેવું અસહ્ય જણાવાથી જ્યોતીર્મયે બીજું એક મકાન નક્કી કર્યું, ત્યાં રહેવા જવાની તૈયારી વખતે જ તે જવરમાં પટકાયો.

કોપાયમાન થયેલી દેવયાની કે માધવી કોઇ જ્યોતિ પાસે ન આવ્યું; સુરેશબાબુ દાક્તરને બોલાવી લાવ્યા. તે દિવસે જવરનો ત્રીજો દિવસ હતો, જવરની ગતિ જરાય મોળી પડી નહોતી; રોગી અસહ્ય યાતનામાં તરફડતો હતો, બકતો હતો.

દાક્તરે બરાબર તપાસીને જણાવ્યું રોગીની આ હાલત સારી નથી, માતા નીકળવાનો પુરો સંભવ છે.

ઔષધ આપ્યા વગર તે ચાલ્યો ગયો.

સુરેશબાબુ જ્યોતિર્મયના માથા પર હાથ રાખીને બેસી ગયા.

આ સ્થિતિમાં શું કરવું એ તેઓ નક્કી કરી શક્યા નહિ.

પોતાના ખંડમાં દેવયાની બેઠી બેઠી એક ચોપડીનાં પાનાં ઉથલાવી રહી હતી. એ વખતે હેમ દાસી આવી અને ધ્રુજતા સ્વરે બોલી: "બહેનબા હવે શું થશે, દાકતર તો કહી ગયો કે જમાઈ-બાબુને વસંત નીકળશે, તેથી જ તેઓ આટલા તરફડી રહ્યા છે, જ્વર પણ ઓછો થતો નથી. મા રે! એ રોગનું નામ સાંભળતાં જ મારા તો પગ ગારા જેવા થઈ ગયા! અમારા ગામમાં આ રોગ જ્યાં થયો હોય, તે રસ્તે કોઈ જાય પણ નહિ; આવો રોગ ઘરમાં આવ્યો! હવે શું થશે બેનબા!"

દેવયાની ફાટી આંખે દાસી સામે જોઈ રહી, તેના મોઢામાં એક શબ્દ સરખોયે ન ફૂટ્યો.

તેના ચહેરાનો ભાવ જોયા વગર હેમ બોલી: "તો પછી તમે બધા શું કરશો? આ રોગની દવા હોય નહિ, તેમ કોઈ સેવા કરવા જઈ શકે નહિ. મેં સાંભળ્યું છે કે અહીં ઇસ્પીતાલ છે...જો ત્યાં મોકલી દો તો......"

"હેમ...!"

દેવયાનીની બંને આંખેઃ અંગારો ઉઠી. ખુરશી પર ઉઠીને તે તીવ્ર સ્વરે બોલી: "તું શું એમ માને છે કે અમે તેને હોસ્પીટલમાં મોકલી દેશું? એમનું જીવન સાવ નાનું અને અમારૂં જીવન બહુ મોટું છે? તું આવું કહી શકે છે...પણ એમાં તારો ય શું વાંક! અમે એમની સાથે જે રીતનો વ્યવહાર રાખ્યો છે, તે જોઈને તું શું આખું જગત એમ જ કહેશે...એમને હોસ્પીટલમાં મોકલી આપો... આથી વધારે આશા અમારી પાસેથી કોણ રાખી શકે!"

ખુરશી પર બેસીને તેણે બંને હાથે મોઢું ઢાંકી દીધું. તેની આંખમાંથ દડ દડ આંસુ વહેવા માંડયા. આ જોઈને હેમ સરકી ગઇ.

માધવીએ જ્યારે સાંભળ્યું, જમાઇ ને માતા નીકળશે, ત્યારે તેને ફિટ આવવા જેવું થઇ ગયું, પણ માંડ માંડ તેણે પોતાની જાત સંભાળી લીધી. તેણે પણ જણાવ્યું, જ્યોતિર્મયને હોસ્પીટલમાં મોકલી દો.

દેવયાનીએ મા સામે બળગતી નજરે જોઈ ધીર સ્વરે કહ્યું: " આ દરદમાં હોસ્પીટલમાં એમની સેવા કોણ કરશે મા ? "

માધવીએ કહ્યું: " ઘરમાં ય એમની સેવા કોણ કરશે ? આ કંઈ જે તે રોગ નથી, કે સેવા કરવા કોઈ આવી શકે ! એ દૃષ્ટિએ હોસ્પીટલમાં લઇ જવા એ વધારે યોગ્ય છે. ઘરમાં કોણ સંભાળ રાખશે ? "

દૃઢ સ્વરે દેવયાની બોલી: " હું સંભાળ રાખીશ, હું સેવા કરીશ."

" હું ! આ શું કહે છે દેવયાની ? " કંપીને માધવીએ દેવયાની સામે જોયું. આ શબ્દો દેવયાનીના મોઢામાંથી નીકળ્યા છે, એવો તેને વિશ્વાસ નહોતો વસતો. તે જાણતી હતી, દેવયાની જ્યોતિર્મયને કદી ચાહી શકી નથી. આ લગ્ન કેવળ આંખના આકર્ષણથી બની ગયાં છે, જે પરિણિત જીવનમાં પરસ્પરનો પ્રેમ ન હોય, તે આ રીતે વ્યાકુળ બની શકે એવું માધવી માનતી જ નહોતી. જે દેવયાનીના દિલમાં જ્યોતિ પ્રત્યે મમતા, સદ્ભાવ કે પ્રેમ નહોતો, તે દેવયાની હૃદયપૂર્વક જ્યોતિર્મયની સેવા કરવા તૈયાર થાય છે...તેમાંય આના

ભયંકર દરદની સામે...એ ભારે આશ્ચર્યની વાત છે.

દેવયાનીએ દૃઢસ્વરે કહ્યું: "હા, મા, હું જ એમની સેવા કરીશ. મા, એ જેટલા દિવસ સારા હતા, તેટલા દિવસ હું એમની સાથે ઝઘડી છું, રોષ રાખીને ચાલી છું, તું એમ માનતી કે હું એમને જોઈ શકતી નથી, ચાહી શકતી નથી. પણ આજ મારા મનમાં થાય છે, એ અત્યારે કેટલા નિઃસહાય છે, દુનિયાના બધા સગાસંબંધીઓના હૈયા પરથી મેં એમને છીનવી લીધા છે. તું વિચાર કરી જો મા, મારા ખાતર જેણે સગી જનેતાનો ત્યાગ કર્યો છે, દાદાનો ત્યાગ કર્યો છે, અતુલ-સંપત્તિનો ત્યાગ કર્યો છે તે છે કોણ? એના પ્રત્યે તો અપુર્વ શ્રદ્ધા રાખવી જોઈએ. તમે કોઈ દિવસ એમના ત્યાગ તરફ નજર કરી છે મા? એક તુચ્છ નારી ખાતર એમણે કેટલું છોડયું છે એ જરા વિચારો તો ખરા! આ વિચાર મને નહોતો આવ્યો, તેથી જ હું એમને રાત દિવસ આઘાત આપતી હતી. કેટલીય વાર તેઓ છૂપા છૂપા રડયા છે, એ આંસુમાં શું ઓછી વ્યથા હશે મા? આજ હું એમની સ્ત્રી, એમની ધર્મ-પત્ની...એમની સેવા ન કરું અને એમને દવાખાનામાં ધકેલી દઉં! મારી જીંદગીનો ભય એમની જીંદગી કરતાં મોટો છે? શું આમ બની શકે? પશ્ચિમના શિક્ષણ વડે તમે મને રંગી છે, પોતાના ઘર સંબંધી તમે મને કશું સમજાવ્યું નથી, છતાં મારા પ્રાણમાં જે સત્ય જાગૃત થયું છે, તે સત્યને પશ્ચિમનું શિક્ષણ ઢાંકી શકશે નહિ. હું જાણું છું, હું ગમે તે હોઉં, ગમે તેટલું ભણી હોઉં, છતાં હું નારી છું, ભારતમાં મારો જન્મ થયો છે, ભારતીય માટી વડે મારાં હાડ પોષાયાં છે. ભારતીય નારીના આદર્શને રૂંધી શકું નહિ, મા, આ તો મારું સ્વતઃ સિદ્ધ જ્ઞાન છે. મારા હૈયા વચ્ચે વિવેક નામનું તત્વ પોકારે છે—નારીનું લક્ષ્ય પતિના ચરણ, નારીની સાધના પતિની સેવા, નારીનું લક્ષણ એકનિષ્ઠ પ્રેમ,—આ બધું

દેશની સ્ત્રીઓનાં જીવનમાં પાયા રૂપ છે. મને નારીનું કર્તવ્ય પાલન કરતાં ન રોકો,–મને ઉત્સાહ આપો, મને માનવ બનવા દો. મારા જીવનને સાર્થકતાથી ભરી દો.”

બંને હાથ વડે તેણે મોઢું ઢાંકી દીધું. માધવીનો ચહેરો લાલ થઈ ગયો. લજ્જા અને ઘૃણાથી તે કન્યા સામે ઉભી રહી શકી નહિ.

સુરેશબાબુ આ આફતથી ભારે મુંઝાયા હતા. કોના હાથમાં જમાઈનો ભાર અર્પણ કરવો તે બાબત ખૂબ વિચારીને છેવટે તેમણે સીતાને ટેલીગ્રામ કર્યો હતો. તે જાણતા હતા, સીતા જ્યોતિર્મય પ્રત્યે કેટલો પ્રેમ રાખે છે.—જ્યોતિર્મયની તબીયતના સમાચાર

જાણીને સીતા વળતી ગાડીએ ચાલી આવશે એવો સુરેશબાબુને વિશ્વાસ હતો.

જ્યોતિર્મય જ્યારે રોગની વેદનામાં તરફડતો હતો, ત્યારે દેવયાની આવીને તેની પાસે બેઠી. સુરેશબાબુ આશ્ચર્યથી ઘડીભર કન્યા સામે જોઇ રહ્યા તેમના અંતરની કઠિનતા ધીરે ધીરે કોમળ બનવા લાગી. દેવયાનીના ચહેરાનો ભાવ જોઇને તેમનું હૈયું શ્રદ્ધાથી ભરાઈ ગયું.

દબાયેલા સ્વરે સુરેશબાબુએ કહ્યું: “ દેવયાની, આ શું મા ?”

તરસ્યા સ્વામીના મોઢામાં ચમચી વડે પાણી રેડી, મોઢું લૂછીને તે બોલી: “ મારું કામ કરવા આવી છું બાપુ. ખરી રીતે હું મારા સ્વામીની સુખદુઃખની સાથી છું. સુખ વખતે મેં એમની સાથે ઝઘડયા કર્યું છે, એમને ખુબ દુઃખ દીધું છે. પરંતુ આજ એ સુખમાં છે...એ સમયે હું એમની સ્ત્રી છું મારા ખાતર જે સર્વસ્વનો ત્યાગ કરીને આવ્યા છે, એની જો હું આટલી પણ સેવા ન

કરી શકું તો આપું, મારામાં માણસાઈ જેવું કશું છે જ નહિં, મારા સંસ્કારને શિક્ષણ બધું મિથ્યા છે.''

સુરેશબાબુની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. પુત્રથી યે અધિક જ્યોતિર્મયને ઘરનાં કોઈ ઓળખી શકયાં નહોતાં, એ જાણીને એમની વેદનાનો પાર નહોતો. થોડીવાર પહેલાં જ તેઓ જ્યોતિર્મયના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં વિચારતા હતા,–સંસારમાં કોઈ વસ્તુ સત્ય નથી, નારીનું સતીત્વ પણ સાવ મિથ્યા છે;– 'સતીત્વ' શબ્દ જ સંપુર્ણ અમૂલક છે. જીવનમાં પહેલી જ વાર તેમણે અનુભવ્યું હતું—સ્ત્રી પ્રેમ કરી જાણતી નથી...પ્રેમનો અભિનય કરી જાણે છે.

પણ, ના, ભગવાન નિર્દય નથી. નારીને બહારથી કઠોર બનાવી હોય તો પણ તેના હૈયામાં એની એ કોમળ સ્નિગ્ધતા ભરી હોય છે. અંતરના સ્નેહનું ઝરણું નારીમાંથી કદી સૂકાતું નથી. ગમે તેવું પાશ્ચાત્ય શિક્ષણ લીધું હોય, છતાં આદેશની નારીનો પ્રાણ આ દેશના જેવો જ રહેશે. એનો સાચો પરિચય આવી વિપત્તિ વખતે મળી રહે છે.

એક નિશ્વાસ નાખીને કેટલાય દિવસથી અહીં બેસી રહેલા સુરેશબાબુ ઉઠીને નિશ્ચિંત મને બહાર ગયા.

## ૪૯

સીતાને તાર કર્યો હતો, એ વાત ઘરનાં કોઇ માણસો જાણતાં નહોતાં, કારણ કે સુરેશબાબુએ આ વાત કોઇને કહી નહોતી.

દેવયાની ખૂબ જ પ્રેમ અને ખંતથી જ્યોતિર્મયની સેવા કરતી હતી, ભૂતકાળમાં સ્વામી પ્રત્યે કરેલા વર્તનની ચિંતાથી. વર્તમાનની આ વિષમ પરિસ્થિતિથી અને અવિશ્રામ પરિશ્રમના લીધે તે સાવ સૂકાઇ ગઇ હતી. સુરેશબાબુ જ્યારે ખૂબ જ આગ્રહ કરતા ત્યારે તે સ્નાનાહાર માટે અડધો કલાક રોગીની શય્યા છોડતી. આ બધું જ્યોતિર્મય નહોતો જાણતો કારણ કે તે અભાન અવસ્થામાં હતો. જ્યારે એના શરીરમાં શીતળાના દાણા બહાર નીકળ્યા ત્યારે તે કંઇક ભાનમાં આવવા લાગ્યો,

સૌથી પ્રથમ તેની નજર બાજુમાં બેઠેલી દેવયાની પર પડી, ત્યારે તે વિશ્વાસ પણ ન કરી શક્યો કે આ રીતે દેવયાની સેવા કરવા બેસી શકે છે.

પડખું ફરવા જતાં આખા અંગમાં એક પ્રકારની તીવ્ર વેદના જણાવા લાગી. તેનાથી હળવો સીસકારો નીકળી ગયો. દેવયાનીએ

વ્યથા ભર્યા સ્વરે કહ્યું: "પંખુ ફરશો નહિ, જ્યારે પંખુ ફરવું હોય ત્યારે મને કહેજે, હું પંખુ ફેરવાવીશ."

ક્ષીણ સ્વરે જયોતિર્મયે પુછ્યું: "મને શું થયું છે?"

"શીતળા..."

"શીતળા!" કંપીને જયોતિર્મયે આંખો બંધ કરી. દેવયાનીએ તેના માથા પર સ્નેહપુર્વક હાથ પસારતાં કહ્યું: "એમાં ભય શો છે? બે ચાર દિવસમાં સારૂં થઇ જશે."

જયોતિર્મયના ધ્રૂજતા હોઠમાંથી માત્ર એક જ શબ્દ બહાર નીકળ્યો: "મા...!" સાથો સાથ તેની આંખમાંથી દડ દડ આંસુ નીકળી પડયાં.

દેવયાનીએ સાંભળીને સ્વામીના આંસુ લુછતાં લુછતાં ગળગળા સ્વરે કહ્યું: "માતા નીકળ્યાં છે એ સાંભળીને તમે આટલા બધા ગભરાવ છો શા માટે? મારી પ્રતિજ્ઞા છે—હું તમને બચાવીશ. તમે એક દિવસ કહ્યું હતું, 'સતી સ્ત્રીમાં એવું બળ છે કે તે પોતાના સ્વામીને મૃત્યુના હાથમાંથી પણ છોડાવી શકે.' હું પણ તમારી એવી સ્ત્રી છું. હું મારો પ્રાણ આપીને પણ તમને બચાવીશ, તમને જરા ય ક્ષતિ થવા નહિ દઉં."

આ શું એ જ દેવયાની છે? થોડા સમય પહેલાં સ્વામીની સાથે વિવાદ કરીને સ્વામીનું મોઢું પણ ન જોવાનું નક્કી કરી દુર ચાલી ગઇ હતી, શું આ એ જ છે? જયોતિર્મય પળ ભર ફાટી આંખે તેના સામે જોઈ રહ્યો. ત્યાર પછી આંખો બંધ કરી ધીર સ્વરે બોલ્યો: "મારી આ રોગ શય્યા પાસે બેસીને આવો કપટ ભર્યો અભિનય કરવાની કોઈ જરૂર નથી દેવયાની; મને...'

" કપટ......? નાના...હું સત્ય કહું છું......ભગવાનના નામ પર કહું છું..."

દેવયાનીએ જ્યોતિર્મયની શય્યાપર માથું મૂકી આંસુ ભર્યા સ્વરે કહ્યું: "મેં અનેક અપરાધ કર્યા છે. મને માફ કરો. તમે મારા સર્વસ્વ છો, તમે જ મારા આધાર છો એ તરત હું સાવ ભૂલી ગઇ હતી; કેવળ અર્થ અને સંપત્તિ ખાતર તમારી સામે કેટલુંય બોલી હતી!...તમારા હૈયામાં કોણ જાણે કેટલીય વ્યથા મેં આપી છે! આજ મારા સઘળા દોષોને માફ કરો, ફક્ત તમારી સ્ત્રી તરીકે તમારી પાસે રહેવાનો અધિકાર આપો, તમારી સેવા કરવાનો અધિકાર આપો."

"દેવયાની..." જ્યોતિર્મય વધુ કંઇ બોલી શક્યો નહિ. તેણે પોતાના નિર્બળ હાથ વડે દેવયાનીનું મસ્તક ઉંચું કર્યું આંસુ વડે દેવયાનીનો સઘળો મેલ ધોવાઇ ગયો હતો, તે પવિત્ર અને સુંદર બની ગઈ હતી. આજે પતિ પત્નીનું પ્રકૃત મિલન આટલા દિવસે શક્ય બન્યું હતું.

બરાબર આ સમયે દરવાજાનો લીલો પડદો ખસવીને સીતા આવી. અચાનક તેની નજર રોગીની શય્યા પર જતાં જ તે પાછી હઠી ગઇ. પાછળ આવી રહેલા સુશ્રાબાબુએ કહ્યું: "અંદર જા મા, આ ઓરડો જ જ્યોતિનો છે."

ટેલીગ્રામ મળતાં જ સીતા પ્રશાંતને સાથે લઇને આવી પહોંચી હતી. તે એક પળ માટે પણ રોકાઇ શકી નહોતી.

સીતાનો ચહેરો પળ માટે પડી ગયો હતો પરંતુ તરત જ તેણે પોતાની જાતને સંભાળી લીધી,—છી..., મનમાં આવો ભાવ શા માટે જાગવો જોઇએ...પોતે તો એક સન્યાસિની છે. એ એક વ્યક્તિને

આદિને તે જગતને ચાહતાં શીખી છે; સૌનું કલ્યાણ એ જ તેની કામના છે. આ પરમ ભાવનાનું વિસ્મરણ એક પળ માટે પણ કેમ થવું જોઇએ ?

ધીરે ધીરે તેણે ખંડમાં પ્રવેશ કર્યો; સુરેશબાબુ તેની પાછળ પાછળ દાખલ થયા.

સીતા જ્યારે પહેલીવાર અંદર આવી હતી, ત્યારે જ્યોતિર્મય કે દેવયાની બંનેમાંથી કોઈ તેને જોઈ શક્યા નહોતા. ફરીથી તે અંદર આવી ત્યારે જ્યોતિર્મયની નજર પડી. તરત તેનો ચહેરો લાલ થઇ ગયો. તેણે અન્ય દિશાએ ચહેરો ફેરવ્યો. આશ્ચર્યમાં પડેલી દેવયાની આ સાક્ષાત સૌંદર્યમૂર્તિ દેવીને સામે જોઈને એકદમ શય્યા પરથી નીચે ઉભી થઇ ગઈ.

સુરેશબાબુએ કહ્યું: "દેવયાની, જે સીતાનું નામ તેં વારંવાર સાંભળ્યું છે, જેને તું કદીપણ નજરે જોઇ શકી નથી, આ તે જ સીતા." સીતા તરફ જોઈને તેમણે કહ્યું: "મા, આ મારી દિકરી, તારી બહેન દેવયાની,—જ્યોતિની સ્ત્રી."

સીતા સામે જોઈને દેવયાનીનું હૈયું શ્રદ્ધાથી અને ભક્તિથી છલકી ઉઠયું. તેના મનમાં થયું, આવું રૂપ કદાચ કોઇ સ્ત્રીમાં હોય, પરંતુ આ રૂપ ઉપર જે પ્રકાશ તરવરે છે તે કોઇ કાળે સુખદુઃખ ભર્યા માનવ લોકમાં કોઇને પણ મળે નહિ. આ રૂપ નથી...સૌન્દર્ય નથી પરંતુ સૌન્દર્યનું સત્વ છે...પ્રાણની પવિત્રતાનું તેજ છે સીતના વસ્ત્રો સાવ સાદા હતાં, સ્વચ્છ સાદી સાડી પહેરી હતી, હાથમાં માત્ર બે શંખ ચુડીઓ હતી, માથાના કેશ પણ રૂક્ષ હતા; જાણે આ નારીને કોઈપણ પ્રકારના ભોગ વિલાસની ઇચ્છા જ નથી! એના નયને વદને નિર્મળ ઉત્કંઠા ખીલી હતી.

દેવયાની સાથે સામાન્ય બે એક વાતો કરીને સીતા જ્યોતિર્મય પાસે જઈને બેઠી. આ વખતે દેવયાનીના મનમાં થયું, મૃત્યુ સાથે સંગ્રામ કરીને જ્યોતિર્મયને બચાવવાની તાકાત જો કોઈમાં હોય તો તે કેવળ એક સીતામાં જ છે.

દેવયાનીનાં શુષ્ક વદન સામે જોઈને સીતાએ કહ્યું: " મેં સાંભળ્યું છે કે આજ કેટલાય દિવસથી તું આ જગ્યાએથી ખસી નથી. આ સ્ત્રીનું કર્તવ્ય છે. આજ હું આવી છું, તારે હવે એ રીતે એકલા બેસી રહેવું નહિ [illegible] આપણે બંને બહેનો રોગીની સેવા કરશું "

દેવયાનીના શુષ્ક ચહેરા પર આશાનું હાસ્ય ખીલી ઉઠ્યું.

૫૦

રોગની સામે સંગ્રામ ખેલીને દેવયાની થાકી ગઈ; પણ, સીતા જરાય થાકી નહિ. તેનું કાર્ય, ધૈર્ય અને હૃદયનું મહત્વ દેવયાનીને ખૂબ જ આકર્ષી રહ્યું. દેવયાનીએ સીતા સમક્ષ પોતાને ખૂબ જ નીચી માની.

સીતાની અખંડ સેવા-સાધનાના બળે જ્યોતિર્મય ધીરે ધીરે આરોગ્ય તરફ આગળ વધવા માંડયો. તેણે જે દિવસે પથ્ય ગ્રહણ કર્યું, તેને બીજે દિવસે સીતાએ દેશમાં જવાની વાત કહી.

દેવયાનીએ તેના બંને હાથ પોતાના હાથમાં પકડી લઈને ભાવ ભર્યા સ્વરે કહ્યું: "હજી બે ચાર દિવસ રોકાઈ જાઓ બહેન, તમને થોડા દિવસ અહીં રોકવાની મારી ખૂબ જ ઇચ્છા છે...તમારા હૈયા પર માથું મૂકીને રહેવામાં મને અપૂર્વ શાંતિ મળે છે."

સીતાએ દેવયાનીનું મોઢું હૈયા સરસું ખેંચી, તેના વાળ પર હાથ ફેરવતાં ફેરવતાં જરા હસીને કહ્યું: "અહીં આવ્યા ઘણા દિવસ થઈ ગયા બહેન, હવે રોકાઈ શકાય તેમ નથી. ત્યાં શું થતું હશે

તેની ખબર નથી. હું ન હોઉં તો કોઈ કશું કરતાં જ નથી, બધા એ પરવા બની જાય છે. ખાસ કરીને હું શ્રીધરનો બંદોબસ્ત કરતી આવી નથી, માત્ર સુશીલભાઈને કહેતી આવી છું...શું થતું હશે એ કેમ જાણી શકાય."

દેવયાનીએ કહ્યું: "તમારી વાત સાચી છે બહેન, તમે ન હોતો કશું ન બને. તમને હું પરાણે રાખવા નથી ઈચ્છતી, કારણ કે શ્રીધરની સેવામાં જરૂર સ્ખલન થતું હશે. તમે એમ ન માનશો, હું ત્યાંના સમાચાર નથી જાણતી. જો કે હું ત્યાં કદી આવી નથી, છતાં મારા મનમાં ત્યાંનું ચિત્ર બરાબર અંકિત થઈ ગયું છે. તમે પૂછો તો શું કયા છે, તે હું જરૂર કહી શકું."

ઘડીભર મૌન રહીને તે ફરી બોલી: "સાચે બહેન, ત્યાં એકવાર આવવાનું ઘણું મન થાય છે. મેં એમને ગઈ કાલે કહ્યું હતું, પણ સાંભળીને તે મોઢું ફેરવી ગયા હતા. બેન, શું ત્યાં આવવાનો અમને અધિકાર નથી? કેમ બહેન, ત્યાં દેવતા છે માટે અમે ત્યાં ન આવી શકતાં હોઈએ, તો પછી જે દેવતાએ આ સકલ સૃષ્ટિ કરી છે, તે દેવતાએ અમને શા માટે એમની સૃષ્ટિમાં મોકલ્યાં હશે! જો એ દેવતા આટલા સંકુચિત અને સીમાબદ્ધ હોય તો મારે કહેવું પડશે........."

સીતાએ મૃદુ હાસ્ય સર વચ્ચે કહ્યું: "ખોટું સમજે છે બહેન! દેવતા કોઈ દિવસ સીમાબદ્ધ સ્થાનમાં ગોંધાયેલા છે જ નહિં, એ નક્કર સત્ય છે. પરંતુ તું ત્યાં ન આવી શકે અથવા તને આવવાનો ત્યાં અધિકાર નથી એવું કોણ કહે છે બહેન? દાદા કહી ગયા છે— 'જો એ પાછા આવવા તૈયાર થાય તો આવી શકે છે.' જો સત્ય જ્ઞાન અને સત્ય આકર્ષણ હોય, તો કેમ ન આવી શકાય બહેન?"

દેવયાનીનો ચહેરો ઉજ્જવલ બની ગયો. તે બોલી: "તો તમે

આજ્ઞા આપો, એમને કંઇક શક્તિ આવે એટલે હું એમની સાથે ત્યાં આવું."

સીતાએ જરા હસીને કહ્યું: "એમાં આજ્ઞા શેની બહેન! જ્યારે ઇચ્છા થાય ત્યારે તું આવી શકે છે. તારા ઘરમાં તારે આવવાનુ હોય એમાં આજ્ઞા કોની? હું તારી સંપત્તિ સાચવી રહું છું......ઘર સંભાળી રહી છું."

દેવયાનીએ સીતાના મોઢા આડો હાથ ધરી દેતાં કહ્યું: "ના, ના,–આ વાત જો કહેશો, તો હું કદી નહિં આવું. જો આ વાત એ સાંભળશે તો, ત્યાં કોઇ કાળે નહિં આવે."

સીતાએ કહ્યું: "હવે હું એમ નહિં કહું. તમારી જ્યારે ઇચ્છા થાય ત્યારે મારે ઘેર આવજો."

દેવયાની સીતાના ઉદાર ચહેરા સામે ઘડીભર જોઇ રહી. ત્યાર પછી તે બોલી: "બેન, તમારા માટે મેં ઘણી હલકી ધારણા બાંધી હતી. એ બધું યાદ આવતાં મારૂં હૈયું શરમાઇ જાય છે......મેં ધાર્યું હતું........."

સીતાએ વચ્ચે જ કહ્યું: "એમાનું હું કેટલુંક જાણું છું. તારે હવે એ જૂની વાતો કરવાની કશી જરૂર નથી. જે ભૂતકાળ દટાઇ ગયો છે...તેને દટાયેલો જ રહેવા દે બેન, એને ખોદીને બહાર કાઢવાની કોઇ જરૂર નથી."

દેવયાનીએ આવેશથી કહ્યું: "બહેન, ખરેખર તમે દેવી છો..."

સીતા હસી: "ના, હું સામાન્ય માનવી છું, દેવી થવાની યોગ્યતા હજી સુધી મેળવી શકી નથી; એ મેળવવાની માત્ર સાધના કરૂં છું."

× × ×

વિદાય વખતે સીતાએ જ્યોતિર્મયના ખંડમાં જઇને જોયું, જ્યોતિર્મય એક સોફા પર માનભાવે બેઠો હતો. કોઇ એકાદ અજાણી વ્યથા તેના સમગ્ર હૈયાને આવરી રહી હતી. આજ સીતા ચાલી જાય છે; તેની આશા, તેનો આનંદ,–સઘળું જાણે સીતા સાથે ચાલ્યું જાય છે.

ગળા ફરતો સાડીનો છેડો વીંટાળીને જ્યોતિર્મયના પગ પાસે સીતાએ નમસ્કાર કર્યા, એ જોઇને જ્યોતિર્મય ચમક્યો, સીતા સામે જોઇ રહ્યો.

ચરણ રજ મસ્તક પર ચડાવીને સીતા સંયત સ્વરે બોલીઃ "હું અત્યારે જઉં છું, આપ દેવયાનીને લઇને એક દિવસ આવજો."

"જાય છે, સીતા !"

તેનો ભારે સાદ જોઇને સીતાએ તેના સામે જોયું. જ્યોતિર્મયની વ્યગ્ર અને વ્યાકુળ દૃષ્ટિ સાથે તેની દૃષ્ટિ મળતાં જ તેણે નજર ફેરવી લીધી અને શાંત સ્વરે કહ્યુંઃ "હા, જઉં છું."

"સીતા !" ઉર ભાવને રોકવામાં અસમર્થ બનેલા જ્યોતિર્મયે સીતાનો એક હાથ પકડી પોતાના કપાળ સાથે દબાવ્યોઃ "અસ્વસ્થ અવસ્થામાં આ કપાળ પર તેં હાથ મૂક્યો હતો સીતા, આજ સ્વસ્થ અવસ્થામાં છેલ્લી વાર હાથ મૂકતી જા."

સીતાનો ચહેરો કંઇક ઝંખવાણો પડી ગયો. તે હાથ ખેંચવા ગઇ—ખેંચી શકી નહિં.

જ્યોતિર્મયે હાથ છોડી દીધો. કહ્યું : 'મારી ભૂલ થઇ ગઇ સીતા, ના, તું જા; હું તારી વિદાયમાં અવરોધ નહિં કરૂં સીતા તું દેવી છો, મારા જેવા માનવીને તું શા માટે તારી પાસે બોલાવે છે, સીતા ! તું કેટલી ઉંચી ગઇ છે, તને પકડવાની મારામાં યોગ્યતા

નથી; કદાચ મારા વાસનાપૂર્ણ આકર્ષણથી તારે નીચે ઉતરવું પડશે. મને માફકર સીતા. હું તારે ત્યાં આવીશ નહિ, હું શેતાન છું ...મને દુરજ રાખ."

તેણે બંને હાથ વડે મોઢુ ઢાંકી દીધું

સીતાએ જ્યોતિર્મયના ખભા પર હાથ મૂકી સ્નિગ્ધ સ્વરે કહ્યું: "તમે મને મારા સ્થાન પરથી નીચે નહિ લાવી શકો, એ શક્તિ મારામાં છે; હું તમને ઉંચે લઈ જઈશ, એ સાહસ મારામાં છે. એકજ દિવડો પ્રગટે તો ઘણા અંધકારને દુર કરી શકે છે' મને એવો દિવડો મળ્યો છે, હુ એ દિવડા વડે તમને માર્ગ બતાવીશ. તમે તમોને તેવા મોટા શયતાન માનતા હો છતા મ્હારા મનમાં તેવું કાંઈજ નથી...કારણકે તમે મારા સ્વામી છો. સ્રી જો પોતાના સ્વામીને મરણના મેઢમાંથી ખેંચી શકતી હોય, તો પાપ પંથેથી શા માટે ન વાળી શકે! તમે ચમકી ગયા? તે દિવસે સ્વામિત્વના અધિકારથી જે આદેશ આપી ગયા હતા' તે પહેલાં ઘણા સમયથી મારૂં હૃદય તમારાથી જ ભરાયેલું હતું. જન્મ જન્માંતરથી હું તમારી સ્રી છું... તમે મારા સ્વામી છો. કેટલાય જન્મથી આપણે આરીતે કરીએ છીએ; કદાચ ગયા જન્મમાં મારો કાંઈ દોષ થયો હશે, તેથી આજે તમારી પડખે રહી શકી નથી. પણ એ વાતનું મને જરાયે કષ્ટ નથી! સંસારે જ્યારે પોતાનો રંગીન પ્રકાશ મારી સામે ફેંક્યો હતો, ત્યારે ઘણી ભય ભોગવી હતી, કારણ, હેયા સામે મેં જોયું જ નહોતું! મેં જોયું હતું સંસારના જીવો ઉપભોગ કરે છે તે. મારી આ ભૂલ ભાંગી ગઇ છે, આ બધું આપતાં આપતાં હું જે કંઈ મેળવી શકી છું, તે કોઇ ન મેળવી શકે, દેવતાની પણ ન પામી શકે તેવું છે. આજે મને વિચાર આવે છે—તમને સ્વામી રૂપે પામી હોત, તો મને શો લાભ મળત:...કશું નમળત! મેં જે મેળવ્યું છે તે અપૂર્વ છે ઇષ્ટ જ, તમને નથી મેળવી શકી...માટે જ જગતને

મેળવી શકી છું. તમને ચહાતાં ચહાતાં સમગ્ર વિશ્વને ચહાતાં શીખી શકી છું. મને આશીર્વાદ આપો, આ પંથે સૌને ચહાતાં ચહાતાં હું આગળ ચાલી શકું, મારૂં લક્ષ સદાય તમારા ઉપર જ રહે."

ફરી વાર નમીને તેણે સ્વામીની ચરણરજ લીધી.
"સીતા સીતા..."જ્યોતિર્મયે હાથ લાંબા કર્યા. સીતા દૂર ખસી ગઇ અને શાંત સ્વારે બોલી : "મને તમારી બાજુમાં મેળવવાની ઇચ્છા ન રાખશો, આ જન્મે તમે દેવયાનીના સ્વામી છો. સ્ત્રી પ્રત્યે સ્વામીના કર્તવ્યનું પાલન કરો."

એક નિશ્વાસ નાખીને જ્યોતિર્મય બોલ્યો : "એમ જ કરીશ સીતા. તું પણ તારા પતિત સ્વામી ખાતર ભગવાન પાસે પ્રાર્થના કરજે. તારી પ્રાર્થના મને રસ્તો સુઝાડશે...પ્રકાશ આપશે."

"તો પછી દેવયાનીને લઈને ત્યાં આવશોને ?"

"તું જ્યારે કહીશ ત્યારે આવીશ."

સીતાએ કહ્યું : "સારૂં, હું પત્ર લખીશ."
ધીરે ધીરે તે ચાલી ગઇ. કપાળ પર બંને હાથ પછાડીને જ્યોતિર્મય સાને ત્યાં બેસી રહ્યો.

સમાપ્ત